Bedtick, *n.* ખોળિયું.
Bee, *n.* મધમાખી.—bread, મધમાખીઓ પોતાના બચ્ચાંને સારૂ ફુલમાંથી કાઢેલો ખોરાક. [*n.* મધપુડો.
Beef, *n.* બળદ અથવા ગાયનું માંસ, ગોમાંસ.—hive,
Beer, *n.* બીર, જવમાંથી બનાવેલો દારૂ.
Bees-wax, *n.* મધપુડામાંથી બનાવેલું મીણ.
Beetle, *n.* વાંદો, મોગરી.
Befall, *v. t.* or *i.* બનવું, વિતવું.
Befit, *v. t.* છાજવું, દીસવું;
Befool, *v. t.* ગાંડો બનાવવો, ભૂલથાપ ખવડાવવી.
Before, *prep.* or *ad.* સામે-અગાઉ, પૂર્વે.—hand, *ad.* અગાઉથી, પેહેલાંથી.
Befoul, *v. t.* મેલું કરવું, ખરડવું.
Befriend, *v. t.* કૃપા કરવી.
Beg, *v. t.* વિનંતી કરવી. *v. i.* ભીખ માગવી.
Beget, *v. t.* જન્મ આપવો, ઉત્પન્ન કરવું.
Beggar, *n.* ભીખારી, જાચક.—ly, *a.* કંગાલ. *ad.* કંગાલિયતથી.—y, *n.* કંગાલી, દરિદ્રતા.
Begin, *v.t.* પ્રારંભ કરવો, મંડાણ કરવું. *v.i.* શરૂ થવું.
Beginning, *n.* શરૂઆત, મૂળ.
Begird, *v. t.* કમર બાંધવી, ઘેરવું.

Begone, *interj.* નિકળ, કાળું કર.
Begrime, *v. t.* ખરડવું, કાદવ લપેટવો.
Beguile, *v. t.* ઠગવું, છેતરવું.
Behalf, *n.* ખાતર, પક્ષ.
Behave, *v. t.* or *i.* વર્ત્તવું, ચાલવું.
Behavier, *n.* વર્ત્તણુક, આચરણ.
Behead, *v. t.* ગર્દન મારવું. શિરચ્છેદ કરવો.
Behest, *n.* હુકમ, આજ્ઞા.
Behind, *prep.* or *ad.* પછવાડે, પીઠ પાછળ.—hand, *a.* પાછળ રહી ગયેલું.
Behold, *v. t.* or *i* જોવું, અવલોકન કરવું. *interj.* જો! [રે જુઓ!
Behoof, *n.* લાભ, ફાયદો.
Behove, *v. t.* ઘટતું-જોઇતું હોવું.
Being, *n.* આદમી, હયાતી, જાનવર. *p. pr.* હોતાં.
Belabor, *v. t.* સારી પેઠે ઠોકવું.
Belch, *n.* ઓટકાર. *v. t.* or *i.* ઓટકાર ખાવો.
Beldam, *n.* ડોસી, કુંભણ.
Beleaguer, *v. t.* ઘેરી લેવું.
Belfry, *v. t.* ઘેરેલી જગામાં શું બને છે તે જોવાને બાં- [ધેલો મિનારો, ઘંટસ્થાન.
Belie, *v. t.* ખોટું પાડવું.
Belief, *v. t.* વિશ્વાસ, ઇતબાર.

Belike, *ad.* ઘણું કરીને, કદાચ.
Believe, *v. t.* માનવું, વિશ્વાસ રાખવો.
Bell, *n.* ઘંટ.
Belle, *n.* ઘણી ખુબસુરત સ્ત્રી.
Belleslettres, *n.* અલંકાર શાસ્ત્ર.
Bell-founder, *n.* ઘંટ પાડનાર.
Belligerent, *a.* યુદ્ધ મચાવનાર.
Bellman, *n.* ઘંટ વગાડનાર, દાંડી પીટનાર.
Bell-metal, *n.* કાંસુ.
Bellow, *v. i.* બરાડવું, ઊંડો અવાજ કહાડવો.
Bellows, *n.* ધમણ. *v. t.* ધમવું.[ને બાંધવાનો) તંગ.
Belly, *n.* પેટ, જઠર. *v. t.* ફુલવું.—band, *n.*(ઘોડા-
Belong, *v. i.* તાબાનું હોવું.
Beloved, *a.* લાડકું, વાહાલું.
Below, *prep.* or *ad.* નીચે, હેઠે.
Belt, *n.* કમરપટો.
Bemoan, *v. t.* શોક-વિલાપ કરવો.
Bench, *n.* બાંક, બારતી, ન્યાયાધિશની ગાદી.
Bencher, *n.* ન્યાય સભાનો વડીલ, સભાસદ.
Bend, *v. t.* વાળવું. *v. i.* વળવું.
Beneath, *prep.* or *ad.* નીચે, હેઠે.

Benedict, *n.* તરતનો પરણેલો માણસ.
Benediction, *n.* આશીશ, આશીર્વાદ.
Benefaction, *n.* ઉપકાર, કલ્યાણ.
Benefice, *n.* દેવળમાંથી મળતો લવાજમ.
Benoficence, *n.* પરોપકાર, સખાવત.
Beneficent, *a.* સખી, પરોપકારી.
Beneficial, *a.* ફાયદામંદ, ઉપયોગી.
Benefit, *n.* લાભ, ફાયદો. *v. t.* લાભ કરવો.
Benevolence, *n.* પરોપકાર.
Benevolent, *a.* પરોપકારી, ઉદાર.
Benight, *v. t.* કોઈને રાત પડી જવી.
Benign, *a.* માયાળુ, હિતકારક.
Benignant, *a.* કૃપાળુ, મહેરબાન.
Benignity, *n.* કૃપા, મહેરબાની, પરોપકાર.
Benison, *n.* આશીર્વાદ.
Bent, *n.* મનનું વળણ, શોખ, વાંકાપણું. *a.* વળેલું.
Benumb, *v. i.* જુડું પડવું, ખાલી આવવી.
Benzoin, *n.* લોબાન.
Bequeath, *v. t.* વારસામાં આપી દેવું.
Bequest, *n.* વારસો.
Bereave, *v. t.* છિનવી લઈ લેવું.

Bergamot, *n.* મીઠું લીંબુ.
Berry, *n.* બીવાળાં કોઇ પણ નાહાનાં ફળ.
Beryl, *n.* પિરોજો.
Beseech, *v. t.* અરજ–વિનંતી કરવી.
Beseem, *v. t.* લાયેક કરવું.
Beset, *v. t.* ઘેરો ઘાલવો.
Beside, *prep.* or *ad.* પાસે, કને, વિના.
Besides, *ad.* બીજું વધારે, વળી.
Besiege, *v. t.* ઘેરી લેવું, ઘેરો ઘાલવો.
Besmear, *v. t.* લપેડવું, ખરડવું.
Besom, *v. t.* બુતારો, ઝાડું.
Besot, *v. t.* ગાંડું–જડ કરવું.
Bespangle, *v. t.* જડવું, ટિલિ લગાડીને શણગારવું.
Bespatter, *v. t.* છાંટી ભરવું.
Bespeak, *v. t.* અગાઉથી કહી રાખવું, સુચના કરવી.
Bespeckle, *v. t.* ડાઘ પાડવા.
Best, *a.* ઉમદા, સર્વોત્કૃષ્ટ, ઉત્તમ.
Bestial, *n.* પશુ સંબંધી.
Bestir, *v. t.* or *i.* સાવધ–હોશિયાર કરવું.
Bestride, *v. t.* પહોળા પગ કરીને ઉપર બેસવું, ઓળંગીને જવું.

Bestrew, *v. t.* ઉપર વેરવું-નાખવું.
Bestow, *v. t.* આપવું, બક્ષવું.
Bet, *n.* સરત, હોડ. *v. t.* સરત મારવી-બકવી.
Betake, *v. t.* આશ્રય લેવો.
Betel, *n.*—leaf, પાન,—nut, સોપારી.
Bethink, *v. t.* યાદ કરવું.
Betide, *v. i.* બનવું, ગુજરવું.
Betimes, *ad.* વખત-ટાંકણાંસર, વહેલાં.
Betoken, *v. t.* સુઝ પાડવું, જણાવવું.
Betrayal, *n.* વિશ્વાસઘાત.
Betray, *v. t.* દગાથી છાની વાત ઉઘાડી પાડવી.
Betroth, *v. t.* વિવાહ કરવો, છોકરાંના લગ્ન પહેલાં આગળથી કબુલાત કરવી.
Betrothment, *n.* વિવાહનો ઠરાવ, લગ્નના કોલકરાર.
Better, *n.* વડીલ. *a.* વધારે સારૂ. *v. t.* સુધારવું.
Between, Betwixt, } *prep.* વચમાં, માંહોમાંહે.
Beverage, *n.* પાન સરબત.
Bevy, *n.* ટોળું, જથ્થો.
Bewail, *v. t.* રડવું, શોક કરવો.
Beware, *v. i.* સાવધ-ખબરદાર રહેવું.

Bewilder, *v. t.* ગભરાવવું, બેશુદ્ધ કરવું.
Bewitch, *v. t.* મોહ પમાડવો, જાદુ કરવું.
Bey, *n.* તુર્કસ્તાનમાં પ્રગણાનો હાકેમ.
Beyond, *prep.* ઉપરાંત, આગળ.
Bezel, *n.* વિંટીનું ખાનું–ઘર, પંચી.
Bezoar, *ad.* ઝેર ઉતારવાનું ઓષડ.
Bias, *n.* વલણ–વ્રત્તિ, પક્ષપાતિ કરવી.
Bible, *n.* ખ્રિસ્તિ ધર્મ પુસ્તક
Biblicist, *a.* ખ્રિસ્તિ શાસ્ત્રમાં જે પ્રવિણ હોય તે.
Bibliomania, *a.* નવાઇના અને છત વિનાના પુસ્તક રાખવાની ઘેલાઈ.
Bibulous, *a.* શોષક, ચુસી લે એવું.
Bicipital, *a.* બે માથાવાળું.
Bicker, *v. i.* ટંટો–કટકટ કરવો, ખટપટ થવી.
Bicorn, *a.* બે શીંગડાંવાળું.
Bid, *v.t.* આજ્ઞા કરવી. *n.* લિલામમાં કીમત આપવી તે.
Bidder, *n.* માગણી કરનાર, વધનાર.
Bide, *v. i.* રહેવું, વસવું.
Bidental, બે દાંતવાળું.
Biennial, *a.* બે વર્ષ સુધી ચાલનારૂ, બે વર્ષમાં એકવાર થનારૂં.
Bier, *n.* ઠાઠડી, મુડદાની ગાડી.

Biestings, ગાયનું ખરેડું.
Bifurcated, બે શાખાવાળું.
Big, *a.* મ્હોટું, મગરૂપ, ભારણી.
Bigamy, *n.* બે બાયડી--બે ધણી કરવા.
Bigness, *n.* મોહોટાઇ, મહત્વ.
Bigot, *n.* સ્વમતાભિમાની, ધર્માન્ધ, જનુની.
Bigotry, *n.* મતાભિમાન, ધર્માન્ધપણું.
Bile, *n.* પિત્ત.
Biliary, *a.* પિત્તનું.
Bilious, *a.* પિત્તવાળું, પિત્ત સંબંધી.
Bilge, *n.* પીપનો વચલો ભાગ–પેટું. [ પાણી.
Bilgewater, *n.* ગાબડું પડવાથી વ્હાણમાં આવેલું
Bill, *n.* ચાંચ, કરજે માલ લીધેલાની ચીઠ્ઠી, સાટાંખત, દાતરડું. *v. i.* ચાંચેચાંચ મેળવવી.
Billet, *n.* ચિઠ્ઠી, લાકડાનું છોડું.
Billiards, *n. plu.* દડા અને લાકડીની એક રમત.
Billion, *n.* મહાપદ્મ.
Billow, *n.* ભારે ઉંચી છોળ.
Bin, *n.* કોઠાર, પીપ.
Binary, *a.* બે, બેવડું.
Bind, *v. t.* બાંધવું, પેટ કબજ કરવું.

Binder, *n.* જિલ્દબંધ, પાટો.
Binding, *n.* બાંધણી, ચોપડીનું પુઠું.
Binnacle, *n.* વહાણમાં હોકાયંત્ર રાખવાની પેટી.
Binocular, *a.* બે આંખવાળું, બે નળીવાળું.
Binomial, *a.* બે પદવાળું, દ્વિપદ.
Biography, *a.* જન્મ વૃતાંત–ચરિત્ર.
Biped, *n.* બેપગું જનાવર, દ્વિપદ પ્રાણી.
Bipetalous, *a.* બે પાંદડીનું.
Birch, એક જાતનું ઝાડ.
Bird, *n.* પક્ષી, પંખી.
Bird-catcher, *n.* વાઘરિ.
Birdlime, *n.* પક્ષી પકડવાનો એક ચિકણો પદાર્થ.
Birth, *n.* ઉપજ, જન્મ, ખાનદાન.—day, *n.* જન્મદિવસ, વર્ષગાંઠ, સાલગરી.—place, *n.* વતન, જન્મભૂમી.—right, જન્મ પામ્યાથી જે હક્ક મળેછે તે.
Biscuit, *n.* ઘઉં, ઇંડુ, ખાંડ માખણ વગેરેની બનાવેલી રોટલી, બિસકિટ.
Bisect, *v. t.* બે સરખા ભાગ કરવા, દુભાગવું.
Bishop, *n.* ધર્માધ્યક્ષ, ધર્માધિકારી.
Bishopric, *n.* ધર્માધ્યક્ષનો હોદ્દો.
Bissextile, *n.* જે વર્ષ ફેબ્રુઆરી મહીનામાં એક દિ-

વસ વધારવામાં આવે છે તે વર્ષ. [આવે છે તે.
Bit, *n.* કટકો, જેગ્બી, ઘોડાના મોહોડામાં મુકવામાં
Bitch, *n.* કુત્રી.
Bite, *n.* બચકું. *v. t.* કરડવું, નિંદા કરવી.
Bitter, *a.* કડવું, કઠોર.
Bittern, *n.* એક જાતનું બગલા જેવું પક્ષી.
Bitterness, *n.* કડવાસ, કલેશ.
Bitumen, *n.* નખતેલ.
Blab, *v. t.* છાની વાત ઉઘાડી કરવી. *v. i.* બકવું.
Blabber, *n.* જેના પેટમાં વાત રહે નહીં તે, બહુબોલું.
Black, *a.* કાળું. *v. t.* કાળું કરવું.—amoor, *n.* હુબસી, સિધી.—art, જાદુ, મેલી વિદ્યા.—en, *v. t.* કાળું કરવું, કાળો રંગ દેવો, બીગાડવું.—board, *n.* નિશાળમાં જે પાટીઆ ઉપર છોકરાંને હિસાબ વીગેરે જે શીખવવામાં આવે છે તે કાળું પાટીઉ.—cattle, *n.* ઢોર, બળદ, ગાય ઇત્યાદિ.—guard, *n.* લુચ્ચો, ખંદો.—hole, *n.* અંધારી કોટડી.—ing, *n.* જોડા કાળા કરવાની સાહી.—ish, *a.* કાળાશપર.—lead, *n.* જે ખનીજ પદાર્થની પેનસીલ બને છે તે.—leg, *n.* નામીચો, જુગારી, ઠગ.—smith, *n.* લુહાર.
—wood, *n.* સિસમ.

Bladder, *n.* પેશાબની કોથળી, ફુક્કો.
Blade, *n.* તણખું, સલી, પાનું.
Blain, *n.* ફોલ્લો, ફોડૈયો.
Blamable, *a.* ઠપકા લાયક, દોષ પાત્ર.
Blame, *n.* ઠપકો, દોષ. *v. t.* દોષ દેવો.—less, *a.* નિર્દોષ, નિરપરાધી.
Blanch, *v. t.* ઉજળું કરવું, છોલવું.
Bland, *a.* કોમળ, નમ્ર.
Blandish, *v. t.* લાડ લડાવવા, મીઠીમીઠી વાત કરવી.
Blandishment, *n.* મીઠીમીઠી વાત, ખુશામત, નખરાં.
Blank, *n.* કોરો કાગળ, ખાલી જગા.
Blanket, *n.* કામળ, ધાબળી.
Blaspheme, *v. t.* ઈશ્વરની નિંદા કરવી.
Blasphemy, *n.* ઇશ્વર નિંદા.
Blast, *n.* પવનનો ઝપાટો, કરમાઈ જાય તેમ કરવું, તોડી નાખવું.
Blaze, *n.* બળતું, ગડબડ.
Blazon, *v. t.* શણગારવું, જાહેર કરવું.
Bleach, *v. t.* નિખારવું. *v.i.* ઉજળું-સફેત થવું.
Bleak, *a.* થંડું, હવામાં ઉઘાડું પડેલું.
Blear-eyed, *a.* સુઝેલી આંખવાળું.
Bleat, *v. t.* બેં બેં કરવું.

Bleed, *v. i.* લોહી નીકળવું, ફસ ખોલવી.
Blemish, *n.* દોષ. *v. t.* બટ્ટો લગાડવો.
Blench, *v. t.* or *i.* હઠાવવું, પાછું હઠવું. [મળી જવું.
Blend, *v. t.* મેળવવું, એકંદર કરવું. *v. i.* એકઠું થવું,
Bless, *v. t.* કલ્યાણ કરવું, આશીર્વાદ દેવો.
Blessed, *a.* સુખી, કુશળ.
Blessing, *n.* કલ્યાણ, દુવા, કૃપા.
Blight, *n.* ઝાડ મરી જાય અથવા તેનાં પાતરાં વગેરે ખરી પડે તેવો તેને થતો એક મરજ—સળો. *v.t.* બાળી નાંખવું.
Blind, *n.* પડદો, અંધારી. *a.* આંધળું. *v. t.* આંધળું કરવું.—fold, *a.* આંખે પાટો બાંધેલું, હૈયા ફુટું. *v. t.* આંખે પાટો બાંધવો.—man'sbuff, આંખે પાટો બાંધીને બીજા રમનારને પકડવાની રમત, દહીંનો ઘોડો.—ly, *ad.* આંધળાની પેઠે.—ness, *n.* અંધાપો, અજ્ઞાનપણું.
Blink, *v. t.* અખડા કરવા, આંખ ચુંચળી કરી જોવું.
Bliss, *n.* સુખ—આનંદ.—ful, *a.* પરમસુખી, આનંદી.
Blister, *n.* ફોલ્લો, ફુલ્લા ઉઠવાને મારેલી પટી.
Blithe, *a.* આનંદી, હસમુખું.
Bloat, *v. i.* ફુલવું.

Block, *n.* મોહોટા પથ્થર, પથ્થરનો ભાઈ ભમરડો, ચિત્ર કોતરવાનું લાકડું. *v. t.* અડચણ કરવી, બંધ કરવું.

Blockade, *n.* ઘેરો.

Block-head, અનાડી, મુંઢ.

Blonde, *n.* ગોરી સ્ત્રી.

Blood, *n.* લોહી, વંશ.—heat, *n.* લોહીના જેટલી ગરમી.—hound, *n.* એક તિક્ષણ સુંઘવાની શક્તિવાળો કુતરો.—shed, *n.* રક્તપાત, ખુનરેજી.—shot, *a.* લોહીથી ભરેલી, લાલચોળ.—thirsty, *a.* લોહીનું તરસ્યું, ખુની.—y, *a.* ખુની, લોહીયાળું.

Bloom, *n.* તરૂણાવસ્થા. *v.i.* ખીલવું.

Blooming, *a.* ખીલતું, લાલીવાળું.

Blossom, *n.* મોહોર. *v. i.* ફુલવું.

Blot, *n.* ડાઘ, ડપકો, બટ્ટો. *v. t.* ડાઘ લગાડવો.

Blotch, *n.* ગુમડું.

Blow, *n.* ઝપાટો, ઘા. *v.t.* ફુકવું. *v.i.* પવન વાહાવો.

Blubber, *n.* મગરમચ્છ અને બીજા દરીઆઇ પ્રાણીની ચરબી, ચેહેરો બદલાઇ જાય એવી રીતે રોવું.

Bludgeon, *n.* ડાંગ. [રથુથુ.

Blue, *a.* આસમાની, ભણેલી સ્ત્રી.—vetriol, *n.* મો-

Blunder, *n.* ચુક, ગોથું. *v. i.* મોટીભૂલ કરવી.

Blunderbuss, *n.* એક જાતની બંદુક.
Blunt, *a.* બુઠ્ઠું, બોથડ, બે અક્કલ. *v. t.* બુઠ્ઠું કરવું.
Blur, *n.* ડાઘો, ડપકો. *v. t.* ડાઘો પાડવો.
Blurt, *v. i.* ઝડપથી બોલવું, લપલપ કરવું.
Blush, *n.* શરમ. *v. t.* શરમથી ફીકું પડવું.
Bluster, *n.* ઘુસવાટો, ગડબડ.
Boa-constrictor, *n.* અજગર.
Boar, *n.* ડુક્કર, સુવર. [યું જડવું.
Board, *n.* પાટીયું, જમણ, પંચ, વાહાણ. *v. i.* પાટી-
Boarding-house, *n.* વીશી.
Boast, *n.* ગર્વ. *v. t.* ગર્વ—બડાઇ મારવી.
Boat, *n.* હોડી.
Boating, *n.* હોડીમાં બેસીને સેહેલ કરવી તે.
Boatman, *n.* ખલાસી, ખારવો, હોડીવાળો.
Boatswain, *n.* સરંગ.
Bob, *v. i.* ઝુલવું, લબડવું, દોરીને છેડે લટકતી વસ્તુ.
Bobin, *n.* દોરો વિંટાળવાનું ચાટરડું.
Bobtail, *n.* ટુંકી પુંછડી.
Bode, *v.t.* અગાઉથી સૂચવવું, શુકન—અગમચેતી આપવી.
Bodice, *n.* કાંચળી, ચોળી—બેડી.
Bodkin, *n.* સોઈઓ.

Body, *n.* શરીર, દેહ, પદાર્થ, મંડળી.
Body-guard, *n.* અંગરક્ષક, હજુરી માણસ.
Bog, *n.* ખાબોચીયાની જગ્યા.
Boggle, *v. i.* ડચુપચુ મન રાખવું, ખંચાવું.
Bogle, *n.* બીવરાવવાને વાસ્તે કલ્પેલો આકાર, હાઊ.
Boil, *n.* ફોલ્લો. *v. t.* ઉકાળવું, સીજવવું. *v. i.* ખળખળવું.
Boiler, *n.* ઉકાળવાનું વાસણ.
Boisterous, *a.* તોફાની, ઊંચા સ્વરનું.
Bold, *a.* સુરો, છાતીવાળો.—ness, *n.* શૌર્ય, છાતી.
Bolster, *n.* તકિયો. *v. t.* ટેકો આપવો.
Bolt, *n.* બાણ, ભાલો, ભુંગળ, વિજળી. *v. t.* આગળો દેવો. *v. i.* ઝડપથી નીકળી આવવું.
Bolus, *n.* (ઓસડની) મોટી ગોળી.
Bomb, *n.* છરાનો ગોળો.
Bombard, *v.t.* છરાના ગોળાનો મારો ચલાવવો.—ier, *n.* ગોલંદાજ.—ment, *n.* છરાના ગોળાનો માર.
Bombast, *n.* ખાલી-બલબકાદાર ભાષણ.
Bombastic, *a.* મોટા મોટા શબ્દનું-ખાલી.
Bond, *n.* બાંધણ,બંધ,દસ્તાવેજ,બેડી-સાંકળ.—age, *n.* ગુલામગીરી.—maid, *n.* દાસી, લોંડી.—man

*n.* દાસ, ગુલામ.—sman, *n.* જમીન-હામીદાર.
Bone, *n.* હાડકું, હાડકી.
Bonfire, *n.* લૌકિક આનંદ જણાવવા સળગાવેલો અગ્નિ.
Bonnet, *n.* ઇંગ્રેજી ઓરતો પહેરે છે તે ટોપી.
Bonney, *a.* ખુબસુરત.
Bonus, *n.* ભાગીદારોને તેઓના ભાગ ઉપર અપાતી [બક્ષીસ.
Bony, *a.* હાડકાંવાળું.
Booby, *n.* ઢાંડો, મૂર્ખ.
Book, *n.* ચોપડી. *v. t.* ચોપડીમાં લખવું, ચોપડામાં લખવું.—binder, *n.* ચોપડી બાંધનાર.—ish, *a.* ચોપડીમાં વાંચ વાંચ કરનાર.—keeping, *n.* નામું.—oath, *n.* ધર્મ ગ્રંથના સમ. (ઘણું કરીને બૈબલના.)—worm, *n.* ચોપડીને સડો લગાડનાર ઉધાઇ, પુસ્તક વ્યસની. [થવો.
Boom, *n.* ઊંડો અવાજ, ગર્જના. *v. i.* ઊંડો અવાજ
Boon, *n.* બક્ષીસ. *a.* આનંદી.
Boor, *n.* ગામડીઓ, અણસમજુ માણસ.
Boot, *n.* નેડો. *v. t.* નફો થવો.
Booth, *n.* ઝુંપડું, તકલાદી ઘર.
Booty, *n.* લુંટ.
Bo-peep, *n.* છોકરાંની રમત.

Borax, *n.* ટંકણખાર, ખડીઓખાર.
Border, *n.* કીનારો. *v. t.* મગજી મુકવી.
Bore, *n.* કાણું, છીદ્ર. *v. t.* વિંધવું.
Borer, *n.* વિંધનારો, વિંધનાર, સારડી.
Boreas, *n.* ઉત્તર તરફનો થંડો પવન. [છે તે.
Borough, *n.* જે ગામ પારલામેન્ટમાં સભારાદ્દો મોકલે
Borrow, *v. t.* ઉછીનું લેવું.
Bosh, *n.* ખાલી માલ વિનાની વાત-બેવકુફી.
Bosom, *n.* છાતી.
Boss, *n.* બુટ્ટો, નકશી.
Botanic, *a.* ઝાડપાનને લગતું, વનસ્પતિ વિદ્યા સંબંધી.
Botany, *n.* વનસ્પતિ વિદ્યા, ઉદ્‌ભિજ્જ વિદ્યા.
Botanise, *v. i.* વનસ્પતિને વિદ્યાના અભ્યાસને સારૂ વનસ્પતિ ખોળી એકઠી કરવી.
Botch, *n.* ફોલ્લો, થિગડું.
Both, *a.* બન્ને, પણ.—er, *v. i.* માથું ખાઈ જવું, ગભરાવવું.
Botheration, *n.* માથાફોડ, કંટાળો. [ટો મારવો.
Bottle, *n.* શીશી, બાટલી. *v. t.* શીશીમાં ભરીને દા-
Bottom, *n.* તળિયું, છેડો.—less, *a.* અથાગ, અગાધ.
Bough, *n.* ડાળી, શાખા. [પથ્થર.
Boulder, *n.* પાણીની માંહે ઘસાઇ જઇ ગરક થયેલો

Bounce, *v. i.* કુદી પડવું. *n.* છલંગ.
Bound, *n.* હદ. *a.* જનારૂં. *v. t.* હદ બાંધવી, કુદવું.
Boundary, *n.* સીમા.
Bounden, *a.* આવશ્યક, જરૂરનું.
Boundless, *a.* અપાર, બેસુમાર.
Bountiful, *a.* ઉદાર, સખી.
Bounty, *n.* ઔદાર્ય, સખાવત.
Bouquet, *n.* ફુલનો ગોટો, કલગી.
Bourn, *n.* સીમા, હદ.
Bout, *n.* ખેપ, ફેરો.
Bovine, *a.* ગાય-બળદ સંબંધી.
Bow, *n.* કામઠું, ધનુષ્ય.
Bow, *n.* નમસ્કાર. *v. t.* વાકું વળવું, નમસ્કાર કરવો.
Bowels, *n. pl.* આંતરડાં, દયા.
Bower, *n.* માંડવો, કુંજ.
Bawie-knife, *n.* ખંજર.
Bowl, *n.* વાટકો, પ્યાલો.
Bowler, *n.* દડો ફેંકનાર.
Box, *n.* પેટી, દાબડી, કંડીયો.
Boxing, *n.* મુક્કામુક્કી, ઠોંસાઠોંસી.
Boy, *n.* છોકરો, છૈયો.—hood, *n.* બાળપણુ, બચપ-

ણુ.—ish, *a.* નાહાન-છોકરવાદિ.
Brace, *n.* પાટો, જોડ. *v. t.* સખત બાંધવું.
Bracelet, *n.* પોંચી, કડું.
Brach, *a.* શિકારી કુતરી.
Bracing, *a.* બ્રક્તિદાયક, કૌવત આપનારૂં.
Bracket, *n.* કૌંસ. ( ) *v. t.* કૌંસ કરવો.
Brackish, *a.* ખારાશપર, જરા ખારૂં.
Brag, *v. i.* બડાઈ-શેખી મારવી. *n.* બડાઈ, ગર્વ.
Braggart, *n.* પતરાજી, બડાઈખોર.
Braggadocio, *n.* બડાઈખોર, ફુલણજી.
Braid, *n.* ગુંથેલો ચોટલો, અંબોડો. *v. t.* ગુંથવું.
Brain, *n.* મગજ, બુદ્ધિ.
Brain-pan, *n.* ખોપરી.
Brake, *n.* ઝાડી, સણ નરમ કરવાનું ઓજાર.
Bramble, *n.* કાંટાનું ઝાડ.
Bran, *n.* થુલું, કુશકી, ભુસું.
Branch, *n.* ડાળી, ડાખળી, શાખા.
Branchy, *a.* ગટાવાળું, ઘણી ડાળીવાળું.
Brand, *n.* બળતું લાકડું, ડાઘ. *v. t.* ડામદેવો, બટ્ટો
લગાડવો.—new, *a.* નવું ને નવું, કોરૂં તે કડકડતું.
Brandish, *v. t.* પટા ખેલવા, આમતેમ ફેરવવું.

Brandy, *n.* એક જાતનો દારૂ.
Brasier, *n.* કણુસારો.
Brass, *n.* પિત્તળ, ઉદ્ધતાઇ.
Brat, *n.* છોકરૂં–બચ્ચું.
Bravado, *n.* બડાઈ–ફિશિઆરો.
Brave, *a.* બહાદુર, છાતીવાળું. *n.* બહાદુર–લુચ્ચું માણસ. *v.t.* ટક્કર લેવી.
Bravery, *n.* બહાદુરી, હિમ્મત.
Bravo, *n.* ખુની. *interj.* શાબાસ! ધન્ય છે.
Brawl, *n.* ટંટો, કજીયો. *v. i.* ટંટો–કજીયો–ગાળાગાળી કરવી.
Brawn, *n.* શરીરનો માંસથી ભરેલો ભાગ, ભુંડનુ માંસ.
Brawny, *a.* માંસવાળું જાડું, બળવાન.
Bray, *n.* ગધેડાંનું ભુંકવું તે. *v. i.* ભુંકવું. *v. t.* કુટવું, વાટવું.
Brazen, *a.* પિત્તળનું, બેશરમ.
Brazier, *n.* કણુસારો.
Breach, *n.* ભંજન, ઉલ્લંઘન, અણબનાવ.
Bread, *n.* રોટલી, રોટલો, ગુજરાન.
Breadth, *n.* પોહોળાઇ, પન્હો.
Break, *n.* ખાડો, ફાટફુટ. *v.t.* ભાગવું. *v.i.* ફુટી નીકળવું.
Breakage, *n.* ભાગવું તે, ભાગ્યાને માટે જે આપવામાં આવે છે તે.

Breaker, *n.* તોડનાર, મોજો, છોળ. [નારતો કરવો.
Breakfast, *n.* નારતો. *v. t.* નારતો કરાવવો. *v. i.*
Breakwater, *n.* ખુરતો.
Breast, *n.* થાન, ધાઇ, અંતઃકરણ. *v. i.* સામા થવું.
—high, *n.* છાતી જેટલું ઉચું.—plate, *n.* છાતીનું બખતર.—work, *n.* છાતી જેટલી ઉચી મટોડી વગેરેની બનાવેલી ભીંત.
Breath, *n.* દમ, શ્વાસ, પ્રાણ, વિસામો, લ્હેર.
Breathe, *v. i.* દમ–શ્વાસ લેવો, વિસામો ખાવો.
Breathing, *n.* શ્વાસોશ્વાસ.
Breathless, *a.* થાકેલું, મુએલું.
Breech, *n.* ગાંડ, કુલા, ધગડા.
Breeches, *n. pl.* સુરવાલ, તંગિયો.
Breed, *n.* જાત. *v.t.* ઉત્પન્ન–પેદા કરવું,કેળવણી આપવી. *v. i.* ગર્ભ રહેવો.
Breeding, *n.* ઉત્પત્તિ, કેળવણી, સભ્યતા.
Breeze, *n.* પવનની લહેર, મંદવાયું.
Breezy, *a.* જ્યાં પવનની લહેર આવતી હોય એવું.
Brethren, *n. pl.* જાતભાઈ.
Brevet, *n.* લશ્કરનો અમલદાર, જે અખત્યાર નામાવડે કોઇ લશ્કરી અમલદાર પોતાની ઉચી પદવીનો પ-

ગાર ખાય છે તે.
Brevity, *n.* ટુંકાપણું, સંક્ષેપ.
Brew, *v. t.* જવનો દારૂ બનાવવો.
Brewery, *n.* જવના દારૂ બનાવવાની જગા.
Bribe, *n.* લાંચ, રૂસવત. *v. t.* લાંચ આપવી [પની તે.
Bribery, *n.* રૂસવત આપવા લેવાની ચાલ, રૂસવત આ-
Brick, *n.* ઈંટ, પાઉં. *v. t.* ઈંટથી બાંધવું.
Brickbat, *n.* રોડું.
Bricklayer, *n.* કડિયો.
Bridal, *n.* લગ્નકાર્ય, *a.* લગ્નસંબંધી.
Bride, *n.* તરતની પરણેલી સ્ત્રી, કન્યા.
Bridegroom, *n.* વરરાજા, વર.
Bridesman, *n.* જાનૈયો.
Bridge, *n.* પૂલ, નાકની દાંડી. *v. t.* પૂલ બાંધવો.
Bridle, *n.* લગામ. *v. t.* લગામ ઘાલવી.
Brief, *a.* ટુંકું, સંક્ષિપ્ત. *n.* મુકરદમાનો લખી કાઢેલો સાર.
Brier, *n.* કાંટાવાળો છોડ, રાની ગુલાબ.
Brig, *n.* બેડોલી વહાણ.
Brigade, *n.* લશ્કરની મોટી ટુકડી.
Brigadier, *n.* લશ્કરની મોટી ટુકડીનો સરદાર.
Brigand, *n.* લૂટારો, ચોર.

Bright, *a.* ચળકતું, સ્વચ્છ, તિક્ષ્ણ.
Brighten, *v.t.* or *i.* તેજસ્વી કરવું–થવું, હુશિયાર કરવું.
Brightness, *n.* ચળકાટ, તિક્ષતા.
Brilliancy, *n.* ચળકાટ, નુર. [હીરો.
Brilliant, *a.* ચળકતું, ઝળકતું, મહોટું. *n.* પાણીદાર
Brim, *n.* કોર, કાંઠો. *v. i.* કાંઠા સુધી ભરેલું હોવું. *v. t.* કાંઠા સુધી ભરવું.—ful, *a.* ટંકોટંક ભરેલું, છલ્લાછલ.
Brimmer, *n.* છલ્લાછલ ભરેલો વાટકો.
Brimstone, *n.* ગંધક.
Brindled, *a.* કાબરચીતરૂં, પટાવાળું.
Brine, *n.* ખારૂં પાણી, દરિયો, આંસુ.
Briny, *a.* ખારૂં, દરિયાનું.
Bring, *v. t.* આણવું.
Brink, *n.* કાંઠો, કિનારો.
Brisk, *a.* ચપળ, ચંચળ, આનંદી.
Brisket, *n.* જનાવરની છાતી. [ઉભું થવું.
Bristle, *n.* જાડા વાળ. *v. t.* વાળ ઉભા કરાવવા. *v. i.*
Brittle, *a.* જલદીથી ભાગી જાય એવું નાજુક, બરડ.
Broach, *v. t.* સીક ભોકવી, મોં કરવું, પ્રગટ કરવું.
Broad, *a.* પોહોળું, વિશાળ.—cloth, *n.* બનાત.

--ness, *n.* પોહોળાઈ, પનો.—sword. *n.* પોહોળા પનાની તળવાર.
Brocade, *n.* કિનખાબ.
Broil, *n.* કજીયો, ટંટો, અણબનાવ. *v.t.* શેકવું, ભુંજવું.
Broker, *n.* દલાલ.—age *n.* દલાલી, હુંડસાઈ.
Bronchial, *a.* કંઠને લગતું.
Bronchitis, *n.* કંઠને લગતી નળીયોનો સોજો.
Bronchocele, *n.* કંઠમાળા.
Bronze, *n.* તાંબુ.
Brooch, *n.* છાતીનું બટન. [તરનાં બચ્ચાં.
Brood, *v. i.* સેવવું, ઉપર બેસવું. *n.* ઓલાદ, એક વે-
Brook, *n.* વહેળીયુ, નાળું. *v. t.* સહન કરવું.
Broom, *n.* ઝાડું, બુતારો, સાવરણી.
Broth, *n.* સેરવો.
Brothel, *n.* વેશ્યા-છિનાળવાડો.
Brother, *n.* ભાઈ, બંધુ, મિત્ર.
Brotherhood, *n.* ભાઈપણું, ભ્રાતૃત્વ.
Brother-in-law, *n.* સાળો, બનેવી, દિએર, જેઠ.
Brotherly. *a.* ભાઈના જેવું, માયાળું.
Brow, *n.*, ભમ્મર, ભવું, કોર, કિનાર.—beat, *v. t.* ભવાં અથવા ડોળા ચઢાવીને બોલવું.

**Brown**, *a.* ભુરૂં, તપખિરિયા રંગનું ભુરૂં. *v.t.* ભુરૂં કરવું.
**Brownstudy**, *n.* વિચારમાં દેહનું ભાન નહીં રહેવું તે.
**Browse**, *n.* ઝાડનો કુમળો પાલો. *v. t.* or *i.* કુમળો કુમળો ભાગ ખાઇ જવો.
**Bruin**, *n.* રીંછનું એક નામ.
**Bruise**, *v. t.* છુંદવું, કુટવું. *n.* ચામઠું, ચાઠું.
**Bruit**, *n.* અફવા, ગપ. *v. t.* ગપ–અફવા ચલાવવી.
**Brumal**, *n.* શિયાળાનું, શિયાળા સંબંધી.
**Brunette**, *n.* ઘઉવર્ણી સ્ત્રી.
**Brunt**, *n.* ઝપાટો, સપાટો.
**Brush**, *n.* લુગડાં સાફ કરવાનું એક સાધન, કુચડો. *v. t.* કુચડાવતી સાફ કરવું. —wood. *n.* ઝાડી.
**Brusque**, *a.* તોછડું, ઉતાવળું.
**Brutal**, *a.* પશુ સરખુ નિર્દય.
**Brutality**, *n.* નિર્દયતા, ક્રૂરતા.
**Brute**, *a.* જડ, જનાવર સરખો. *n.* પશુ, હેવાન.
**Brutish**, *a.* પશુના જેવું, નિર્દય. [તરવું, ઠગવું.
**Bubble**, *n.* પરપોટો. *v. i.* પરપોટા થવા. *v. t.* છે-
**Bubo**, *n.* બદ.
**Bubby**, *n.* ધાઇ, થાન.
**Buck**, *n.* હરણો, મેંઢો, ફાંકડો,

Bucket, *n.* ડોલ, ફોસ, ગોળ. [તૈયારી કરવી.
Buckle, *n.* આંકડો, આંકડી. *v. i.* આંકડો ભેરવવો,
Buckler, *n.* એક જાતની ઢાલ, આંકડી ભેરવનાર.
Buckram, *n.* મીણુકપડ.
Bud, *n.* કળી. *v. i.* કળી ફુટવી.
Budge, *v. i.* ખસવું, હઠવું.
Budgero, *n.* સહેલ કરવા જવાની હોડી.
Budget, *n.* કોથળી, થેલી, અડસટાનો હીસાબ.
Buff, *n.* ભેંસ તથા બીજા જનાવરોનાં ચામડાં, આછો પિળો રંગ. *a.* આછા.
Buffalo, *n.* (male) પાડો, (female) ભેંશ. [દટ્ટા.
Buffer, *n.* રેલ ગાડીને બહાર પડતા જે ઢેકા હોય છે તે
Buffet, *n.* મુક્કી, ઠોંસો. *v. t.* મુક્કો મારવો.
Buffoon, *n.* વિદૂષક, રંગલો, જાુઠણુ. [ખાવ, હાઉ.
Bug, *n.* માકણુ.—bear, *n.* કલ્પેલો બિહામણો દે-
Buggy, *n.* એક ઘોડાની હલકી ગાડી. *a.* માકણુથી ઉ-ભરાઈ જતું.
Bugle, *n.* રણુશિંગડું.
Build, *v. t.* બાંધવું, ઉભું કરવું.
Builder, *n.* મિસ્ત્રિ, ઘર બાંધનાર.
Building, *n.* બાંધણી, હવેલી, મકાન.
Bulb, *n.* કંદ, કાંદો.

Bulbous, *a.* કંદવાળુ-નું.
Bulge, *v. t.* વચ્ચેથી ઉપસી આવવું.
Bulk, *n.* કદ, ઘણો ભાગ.
Bulkhead, *n.* વહાણમાં કરેલો આંતરો.
Bulky, *a.* કદદાર, કદાવર.
Bull, *n.* ગોધો, સાંઢ, વૃષભરાશિ.
Bullbaiting, *n.* કુતરા પાસે ગોધાને ખીજવાવવો તે.
Bull-dog, *n.* એક જાતનો જોરાવર મોટા માથાનો કુતરો.
Bull's-eye, *n.* ગોળ ડોકા બારી.
Bullet, *n.* બંદુકની ગોળી. [કોઇપણ તરફની તાજી ખબર.
Bulletin, *n.* સત્તાધારી તરફથી બહાર પડેલો હેવાલ,
Bullion, *n.* સોના રૂપાની પાટ-લગડી.
Bullock, *n.* બળદ.
Bully, *n.* ધાંધલીઓ. *v. t.* ધાંધલ કરવી.
Bulrush, *n.* બરૂ અથવા નેતરની એક જાત.
Bulwork, *n.* કોટ, કિલ્લો, રક્ષણનું સાધન. [થડાવું.
Bump, *n.* ઢીમડું, મુક્કો. *v. t.* ટક્કર મારવી. *v. i.* અ-
Bumper, *n.* ભરપુર પ્યાલો.
Bumpkin, *n.* ગામડીઓ, રોચો.
Bun, પુરી, ચાનકી.
Bunch, *n.* ઝુમ, ઝૂમખું, જથ્થો. *v. i.* ઢેકો નીકળવો.
Bundle, *n.* ગાંસડી, બચકો. *v. t.* ગાંસડી બાંધવી.

Bung, *n.* પીપનો દાટો. *v. t.* દાટો મારવો.
Bungle, *v.t.* ઉંડભંગની માફક ગડબડીએ કામ કરવું. *n.* ઢંગ વિનાનું કામ.
Bungler, *n.* અનાડી, અણકિસબી કારીગર.
Bunker, *n.* મોટો કોઠાર, વખાર.
Bunting, *n.* વહાણના વાવટા બનેછે તે રંગબેરંગી પાતળું લુગડું.
Buoy, *n.* બોયું. *v. t.* તરતું રાખવું, આશ્રય-આધાર આપવો.
Buoyancy, *n.* હલકાપણું, ઉલ્લાસ.
Buoyant, *a.* તરતું, હલકું.
Bur, *n.* કાંટાદાર કોટલું.
Burden, *n.* બોજો. *v. i.* લાદવું, ભાર નાંખવો.
Bureau, *n.* કપડાં-કાગળ વિગેરે સામાન મુકવાની પેટી.
Burgess, *n.* પારલામેંટમાં મોકલેલાં કરબાનો પ્રતિનીધી.
Burglar, *n.* રાતની વખતે ખાતર પાડનાર.
Burglary, *n.* રાતની વખતે ખાતર પાડવાનો અપરાધ.
Burial, *n.* જમીનમાં દાટવું-ગાડવું તે.
Burlesque, *n.* હાસ્યકારક વાર્તા. *a.* હાસ્યજનક.
Burn, *n.* ડાહામ. *v. t.* બાળી નાંખવું, ભુંજવું, *v. i.* બળવું, દાઝવું.
Burning, *n.* આગ, અગન, જુસ્સો, ધગધગવું.
Burning-glass, *n.* આગિયો કાચ.

Burnish, *v. t.* ઓપવું,શિકલ કરવી.*v.i.*ચળકતું થવું.
Burnisher, *n.* શિકલીગર, ઓપ ચઢાવનાર.
Burrow, *n.* દર, રાફડો. *v.t.* દર પાડી રહેવું.[મણુક.
Bursary, *n.* પાઠશાળાના વિદ્યાર્થીને માટે ઠેરવેલી ને-
Burst, *v.t.* ફોડવું, ઉઘાડવું. *v.i.* પોતાની મેળે જોરથી ફાટવું.
Burthen, *n.* બોજો, ભાર, વેઠ, *v. t.* લાધવું.
Bury, *v. t.* દાટવું, દફનાવવું, વીસારે મુકવું.
Bush, *n.* નાનું ઝાડ-ઝાડી.
Bushel, *n.* અનાજ વિગેરે ભરવાનું એક માપ.
Bushy, *a.* ભરાઉ, ગુચ્છાદાર.
Business, *n.* ધંધો, લેવડદેવડ, ફરજ.
Buskin, *n.* એક જાતના જોડા.
Bust, *n.* માથાથી તે છાતી સુધીનું માણસનું પુતળું.
Bustle,*n.*ધામધુમ,ખટપટ-ગડબડ.*v.i.*ધામધુમ કરવી.
Busy,*a.*ઉદ્યોગી,મહેનતુ,ધાલમેલીયું.*v.t.*ધંધે લગાડવું.
But, *prep.* સિવાય, વગર. *ad.*માત્ર.*conj.*પણ,પરંતુ.
Butcher, *n.* કસાઈ, ખુની. *v. t.* જીવ લેવો.—y, *n.* કસાઇવાડો, કાપાકાપી.
But-end, *n.* કોઇ પણ ચીજનો જાડો ભાગ.
Butler, *n.* સાહેબ લોકનું ખાવા પીવાનું ટેબલ ઉપર લાવી મૂકનાર, બૂટલેર.

Butt, *n.* નિશાન, જનાવરની ટક્કર. *v. i.* ટક્કરમારવી,
Butter, *n.* માંખણ. *v.t.* માંખણ લગાડવું.
Butterfly, *n.* પતંગીયું
Buttermilk, *n.* છાશ.
Buttery, *a.* માંખણ જેવું લીસું.
Buttock, *n.* ફુલો, ઢગરો.
Button, *n.* બોરિયું, બોરિયું ભેરવવું.
Button-hole, *n.* બોરિયું ઘાલવાનું નાકું.
Buttress, *n.* ટેકો, પૂરતો. *v. t.* ટેકો આપવો.
Buxom, *a.* રંગીલું, હસમુખું.
Buy, *v. t.* ખરીદ કરવું. *v. i.* લાંચ આપવી.
Buyer, *n.* ખરીદદાર.
Buzz, *v. i.* ગણગણવું.
By, *prep.* પાસે, નજીક, મુજબ.—end, *n.* ખાનગી કામ, સ્વાર્થ.—gone, *a.* ગયેલું, ગુજરેલું.—lane, *n.* ગલી, શેરી.—path, *n.* આડવાટ, ગલીકુંચી. —stander, *n.* પાસે ઉભેલું માણસ, તમાશગીર. —word, *n.* કહેવત, કાહાણી.

---

# C.

C, ઇંગ્રેજીમુળાક્ષરનો ત્રીજો અક્ષર.

Cab, *n.* બે કે ચાર પઇડાંની ઘોડાગાડી.
Cabal, *n.* ફિતુરી ટોળી, તરકટ. *v.i.* છુપી ગમસલત કરવી.
Cabalistic, *a.* ગુપ્ત, છાનું.
Cabbage, *n* કોબી
Cabin, *n.* નાની ઓરડી, રાવડી, વહાણમાં ઉતારૂને બેસ-
વા ઉઠવાની ઓરડી.
Cabinet, *n.* એકાંત ઓરડી, મંત્રગ્રહ, મંત્રીમંડળ.
Cabinet-maker, *n.* ઈસકોતરીઓ, કબાટ—મેજ વ-
ગેરે બનાવનાર.
Cable, *n.* લંગર, દોર.
Caboose, *n.* વહાણમાંનું રસોડું.
Cabriolet, *n* (See Cab.) [હા કરવું.
Cackle, *v. i.* હંસ અથવા મરઘાનું બોલવું, હીહી હા-
Cacophony, *n.* કઠોર અવાજ.
Cactus, *n.* થુવેર, થોર. [લેવા ઉભો રહે છે તે, જાસુસ.
Cad, *n.* જે માણસ આમનીબસ ગાડીને દરવાજે પૈસા
Cadaverous, *a.* મડદાં જેવું, બિહામણું.
Caddy, *n.* ચા રાખવાની પેટી.
Cadence, *n.* ઉતરતો સ્વર, પડતો અવાજ.
Cadet, *n.* લશ્કરિ સણંદ મેળવવા સારૂં ચાકરીમાં ર-
હેલો કોઇ એક પુરૂષ.
Cag, *n.* નાનું પીપ.

Cage, *n.* પાંજરૂં.
Cairn, *n.* પથ્થરનો ટેકરો.
Caitiff, *n.* હરામખોર, ચંડાળ. *a.* ચંડાળ, ઘાતકી.
Cajole, *v. t.* પટાવવું, ફોસલાવવું.
Cake, *n.* રોટલો, ભાખરી.
Calamitous, *a.* દુઃખદાયક, દુઃખ ભરેલું.
Calamity, *n.* વિપત્તિ, આફત.
Calcination, *n.* ભસ્મ કરવું તે, મારવું (ધાતુ).
Calcine, *v.t.* or *i.* ખાખ કરવી, ધાતુ મારવી.
Calculate, *v.t*, હિસાબ કરવો, અન્જમારા કહાડવો.
Calculation, *n.* અડસટ્ટો, સુમાર.
Calculus, *n.* પથરી (પીસાબમાં થતી.)
Caldron, *n.* દેઘ, ચરૂ.
Calefy, *v.t.* ગરમ કરવું.
Calendar, *n.* પંચાંગ, ટીપણું.
Calends, *n.pl.* રોમન લોકોમાં મહિનાનો શુદ્ધ પડવો.
Calf, *n.* (કાફ્) વાછરડું, પગનું ટેટું.
Calibre, *n.* તોપ કે બંદુકના મોહોડાનો વ્યાસ.
Calico, *n.* છીંટ.
Caligraphy, *n.* સરસ લેખ, સારા અક્ષર.
Caliph, *n.* ખલીફ.
Calisthenics, *n.* (કૅલિસ્થેનિક્સ્) કસરત.

Calix, *n.* ફુલનું દીટું-ડીચકું. [ધાલવાં.
Calk, *v.t.* વહાણના સાંધામાં કાથાના દોરડાનાં છુછાં
Call, *v.t.* બોલાવવું, કહેવું. *n.* તેડું, હકતો.
Calling, *n.* ધંધો, રોજગાર.
Callous, *a.* કડણ, આંટણ પડેલું, નિર્દય.
Callow, *a.* પિંછા વગરનું.
Calm, *n.* પવન ન હોય એવી હાલત, શાંતિ. *a.* શાંત, સ્થીર. *v.t.* શાંત-નરમ કરવું.—ly, *ad.* શાંતપણે, ઠંડાસથી —ness, *n.* શાંતપણું, સ્થીરતા.
Calomel, *n.* પારાની માત્રા.
Caloric, *n.* ઉષ્ણતા, ગરમી.
Calorific, *a.* ગરમી પેદા કરે એવું, ઉષ્ણતાજનક.
Calumniate, *v.t.* આળ મુકવું, નિંદા કરવી.
Calumny, *n.* આળ, તહોમત, નિંદા.
Calvary, *n.* જે ટેકરી ઉપર ઈશુખ્રિસ્તને વધસ્તંભ ઉપર ચઢાવ્યો હતો તે.
Calve, *v.i.* (ગાય) જણવું, વિહાવું.
Calx, *n.* કળીચુનો, ધાતુની ભસ્મ.
Cambric, *n.* એક જાતનું ઝીણું સુતર કે શણનું લુગડું.
Camel, *n.* ઊંટ, સાંઢણી.—opard, *n.* જીરાફ.
Camera-obscura, *n.* ચિત્ર કાઢવાનું યંત્ર.
Camp, *n.* (કૅમ્પ) છાવણી, સ્વારીનો મુકામ.

Campaign, *n.* મેદાન, સ્વારી.
Camphor, *n.* કપૂર.
Can, *n.* પ્યાલો, કટોરો. *v.i.* શકવું, શક્તિવાન હોવું.
Canaille, *n.* સૌથી નીચ લોક, ગામનો ઉતાર.
Canal, *n.* નેહેર, નળ (શરીરના).
Canary, *n.* કેનારી ટાપુનો દારૂ.—bird, *n.* મેના.
Cancel, *v.t.* રદ કરવું, છેકવું.
Cancer, *n.* કરક રાશી, કરચલો, ખરજવું (રોગ છે).
Candid, *n.* નિષ્કપટ, ભોળો, ન્યાયી.
Candidate, *n.* ઉમેદવાર.—ship, *n.* ઉમેદવારી.
Candle, *n.* મીણુ-મોમ બત્તી, દીવો.—mass, *n.* બીજી ફેબ્રુઆરિ (નો દિવસ).—stick, *n.* શમેદાની.
Candour, *n.* નિષ્કપટપણું, ન્યાયીપણું.
Candy, *v.t.* ખાંડ-ચાસણી પાવી, ગાંગડા બાઝે એવું [કરવું.
Cane, *n.* નેતર, સોટી. *v.t.* નેતર મારવી-વારવી.
Canine, *a.* કુતરાના જેવું હડકાયું.
Canister, *n.* ડબ્બો, દાબડો.
Canker, *n.* ઝાડને લાગતો સબો, મોંમાં થએલી ચાંદી.—worm, *n.* (—ઉર્મ)સબાનો કીડો.
Cannibal, *n.* મનુષ્યાહારી માણસ, રાક્ષસ.
Cannibalism, *n.* મનુષ્યાહારીપણું.
Cannon, *n.* તોપ.

Cannonade, *n.* તોપનો માર. *v. t.* તોપનો માર ચલાવવો.
Cannoneer, *n.* ગોલંદાજ.
Cannot, *v.i.* શકવું નહીં, ન શકવું.
Canoe, *n.* હોડી, કોટીઓ.
Canon, *n.* કાયદો—નિયમ, કાનુન.
Canonise, *v. t.* સંતની પદ્વીમાં દાખલ કરવું.
Canopy, *n.* છત્ર, ચંદરવો.
Canteen, *n.* લશ્કરી સિપાઈને દારૂ અથવા બીજું કાંઈ ભરવાનું વાસણ, છાવણીમાં નેસ્તીની દુકાન.
Canter, *n.* ધીમી ચાલ.
Canticle, *n.* ટુંકુ ગીત.
Canto, *n.* કાવ્યનો ભાગ. સર્ગ.
Canton, *n.* પરગણું, જીલ્લો.
Cantonment, *n.* છાવણી.
Canvas, *n.* કંતાન નામનું જાડું કપડું, ભરત ભરવાનું ચોકડીદાર કપડું, વહાણના સઢ.
Canvass, *v.t.* તકરાર કરવી, તપાસ કરવી, મત ઉઘરાવવા.
Caoutchouc, *n.* રબ્બર.
Cap, *n.* ટોપી, મથાળું. *v. t.* માથુ ઢાંકવું.
Capability, *n.* યોગ્યતા, શક્તિ.
Capable, *a.* શક્તિવાન, કાબેલ, યોગ્ય.
Capacious, *a.* વિસ્તીર્ણ, વિશાળ.—ness, *n.* વિસ્ત-

ણુતા, સમજવાની મોટી શક્તિ.
Capacity, *n.* માપ, પરિમાણ, ગુંજાસ, ગજું.
Capapie, *n.* માથાથી તે પગ સુધી.
Caparison, *v. i.* ઘોડાના સામાન ઉપર નાંખવાનું સરસ લુગડું, ઉમદા પોશાક.
Cape, *n.* ભૂશિર, ભૂશકા.
Caper, *v. i.* કૂદવું, ઉછળવું.
Capillary, *a.* વાળ જેવું ઝીણું.(Attraction) કેશાકર્ષણ.
Capital, *n.* રાજ્યધાની, મુદ્દલ, થાંભલાનો સૌથી ઉપલો ભાગ, અમુખ્ય–ફાંસી દેવા લાયક.
Capitalist, *n.* પૈસાદાર, મુડી કાઢનાર.
Capitation, *n.* શિરગણત્રી.—tax, *n.* માથાવેરો.
Capitol, *n.* રોમના કેપિટોલીનની ટેકરી ઉપરનું દેવળ.
Capitulate, *v. i.* શરત કરી તાબે થવું.
Capon, *n.* ખાશી મરઘો.
Caprice, *n.* તુરંગ, તોર.
Capricious, *a.* તુરંગી, લહેરી, ડેકાણા વિનાનું.
Capsicum, *n.* મરચું.
Capsize, *v. t.* ઉથલાવી દેવું, ઊંધું પાડવું.
Capstan, *n.* ભાર ઉપાડવાનું યંત્ર.
Capsule, *n.* બીજવાળી શીંગ, શીશીના બુચ ઉપર ચોડવાની મોરદાર ટોપી.

Captain, *n.* ફોજનો સરદાર, વહાણનો ઉપરી.
Captious, *a.* કજીઆખોર, તકરારી.
Captivate, *v. t.* કેદ કરવું, વશ કરવું.
Captive, *n.* લડાઇમાં પકડાએલો કેદી, કેદી.
Captivity, *n.* બંદી, કેદ.
Captor, *n.* કેદી પકડનાર.
Capture, *v. t.* પકડવું, કબજ કરવું. *n.* લુંટ.
Car, *n.* ગાડી, રથ.
Carat, *n.* ચાર ગ્રેનનું તોલ, ચોવિસ ઔંસ.
Caravan, *n.* વણજાર, કાફલો.
Caravansary, *n.* ધર્મશાળા, મુસાફરખાનું.
Caraway, *n.* અજમો.
Carbine, *n.* ઘોડેસ્વારને પાસે રાખવાની નાની બંદુક.
Carbon, *n.* એક તત્વ.
Carbonic-acid, *n.* એક ઝેરી હવા.
Carbuncle, *n.* પાઠું, માણેક.
Carcass, *n.* મડદું-શબ. ( જનાવરનું ).
Card, *n.* ગંજીફો, ચીઠી.
Cardamom, *n.* એલચી, ઈલાયચી.
Carder, *n.* ઉન પીંજનાર.
Cardinal, *n.* ધર્મગુરૂ તથા તેની પદ્વી, બાયડીને પેહેરવાની ટગલી. *a.* મુખ્ય.—points, *n.* ચાર મુખ્ય

દિશાઓ—પુર્વ, પશ્ચિમ, ઉત્તર, અને દક્ષિણ.
Care, *n.* સંભાળ, ફિકર, તાબો. *v. i.* ચીંતા કરવી.
Career, *n.* દોડ, સરતની જગા.
Careful, *a.* સાવધ, ખબરદાર, ચીંતાતુર.—ness, *n.* સંભાળ, કાળજી, ફિકર.
Careless, *a.* બેફિકરું, નચિંત, ગાફેલ.
Caress, *v. t.* લાડ લડાવવાં, હેત કરવું.
Caret, *n.* એક ચિન્હ. ( ∧ ).
Cargo, *n.* વહાણમાંનો માલ.
Caricature, *n* હાસ્યજનક ચિત્ર.
Caries, *n.* હાડકામાં સળો.
Carious, *a.* સળેલું.
Carmine, *n.* કીરમજી રંગ.
Carnage, *n.* કતલ, કાપા કાપી.
Carnal, *a.* વિષયી, કામી.
Carnation, *n.* માંસનો રંગ, છબીનો લુગડા વિનાનો [ભાગ.
Carnelian, *n.* અકીક.
Carnivorous, *a.* માંસહારી-ખાનાર.
Carol, *n.* ગીત, રાગ સ્તોત્ર. *v. i.* સ્તોત્ર-ગીત ગાવું.
Carouse, *v. t.* આનંદમાં અછી તરેહથી દારૂ પીવો.
Carp, *v. t.* ખોડ-ખાપણ કહાડવી.
Carpenter, *n.* સુતાર.

Carpentry, *n.* સુતારકામ.
Carpet, *n.* શેત્રંજી, ગલિચો.
Carpetting, *n.* ગલિચા બનાવવાનો સામાન, શેત્રંજી વિગેરે પાથરવાની ચીજો.
Carriage, *n.* ગાડી, ભાડું, ચાલચલણ.
Carrier, *a.* હેલકરી, વૈત્રો.
Carrion, *n.* કોહેલું-મુડદાલ માંસ.
Carrot, *n.* ગાજર.
Carry, *v.t.* લઇ જવું-ફાવવું.(મતલબમાં)વદ્દી ગણવી.
Carry-all, ચાર પૈડાની મોટી ઘોડાગાડી.
Cart, *n.* ગાડું, વેહેલ. *v. t.* ગાડામાં નાખી લઇ જવું. *n.* ગાડી ભાડું.
Carte, *n.* ખાધા ખરચનું બિલ. [કબુલત.
Carteblanche, *n.* કોરે કાગળે મતુ, વગર સરતની
Carter, *n.* ગાડીવાન.
Cartilage, *n.* કુમળું હાડકું. [ચિત્ર.
Cartoon, *n.* જાડા કાગળ ઉપર નમુના દાખલ કાઢેલું
Cartouch, *n.* } કારતુસ, બંદૂકનો ટોટો, તોસદાન.
Cartridge, *n.* }
Cartwright, *n.* ગાડાં બનાવનાર સુતાર. [કાપવું.
Carve, *v. t.* કોરવું, કોતરવું, જમવાની ટેબલ ઉપર
Cascade, *n.* પાણીના ધોધ-ધોધવો.

Case, *n.* ઘર, પેટી, મુકદ્દમો, વિભક્તિ, નાની દાબડી. *v.t.* ઘરમાં મુકવું.

Case-harden, *v. t.* ઉપરના પડને કઠણ કરવું.

Casement, *n.* બારી, જરૂખો.

Cash, *n.* નગદી; રોકડનાણું. *v. t.* વટાવવું.

Cashier, *n.* કિલીદાર, સરાફ. *v. t.* બરતરફ કરવું.

Cashew, *n.* કાજુ.

Cask, *n.* પીપ.

Casket, *n.* ઘરેણું રાખવાનો ડબ્બો-કંડીઓ.

Cassation, *n.* કાઢી નાખવું તે, રદ્દ કરવું તે.

Cassock, *n.* પાદરી લોકોને પહેરવાનો કુરતો.

Cast, *n.* ઢાળ, ઢબ. *v. t.* નાખી દેવું.

Caste, *n.* જાત, જાતિ.

Caster, *n.* મેજ ખુરશી વિગેરે સામાનના પગ નિચે [નાનું પૈડું.

Casting vote, *n.* સરખે મતે હા ને ના પડેથી પ્રમુખે પોતાની મરજી પડે તે તરફ આપેલો મત.

Cast-iron, *n.* બિડ.

Castigation, *n.* શિક્ષા, ફટકા, દંડ.

Castle, *n.* કોટ, કિલ્લો, ગઢ.

Castle-building, *n.* શેખસલ્લિ સહી વિચાર કરવા તે.

Castor and Pollux, *n.* અશ્વિનીકુમાર.

Castor-oil, *n.* એરંડીઉ-દીવેલ.

Castrate, *v. t.* ખાશી કરવું, નામરદ બનાવવું.
Casual, *a.* વિશેષ કામસર–અકસ્માત, ઓચિંતું.
Casually, *ad.* દૈવયોગે.
Casualty, *n.* દૈવયોગ, અકસ્માત બનાવ.
Casuistry, દોષાદોષ વિવેક.
Cat, *n.* બિલાડી, બિલાડો.
Cataclysm, *n.* ભારે રેલ–જળપ્રલય.
Catacomb, *n.* મુડદા દાટવાની ભોંય તળેની ગુફાઓ.
Catalepsy, *n.* તટસ્થવાયુ.
Catalogue, *n.* હાજરી પત્ર–નોંધ.
Cataract, *n.* પાણીનો ધોધવો, ફુલું, મોતિયો.
Catarrh, *n.* સળેખમ.
Catastrophe, *n.* આફત, વિપત્તિ.
Catch, *n.* પકડવું તે. *v. t.* પકડવું–ઝાલવું, ઉડવું.
Catching, *a.* મનોહર, મનોરંજક.
Catch-penny, *n.* માલ વગરનું–પૈસા કમાવા લખેલું.
Catch-word, *n.* છેલ્લો બોલ. [વાલ પુછવો.
Catechise, *v. t.* સવાલ જવાબથી ભણાવવું,–ને સ-
Catechism, *n.* પ્રશ્નોત્તરાવળી,સવાલ જવાબની પોથી.
Catechu, *n.* કાથો, ખેરસાળ.
Category, *n.* વર્ગ, ભાગ, જાત.
Cater, *v. t.* ખોરાક પુરો પાડવો.

Caterer, *n.* મોદી, ખોરાક પુરો પાડનાર.
Caterpillar, *n.* કીડો.
Cat-eyed, *a.* માંજરો.
Catgut, *n.* પશુઓની તાંત.
Cathartic, *n.* રેચ, જુલાબ. *a.* રેચક.
Cathedral, *n.* દેવળ, યુરોપીયન લોકોનું મુખ્ય દેવળ.
Catheter, *n.* પીશાબની ઇંદ્રીમાં મુકવાની સળી.
Catholic, *n.* કેથોલિકધર્મ માનનારો.*a.* સર્વનું,ઉદાર.
Catoptrics, *n.* પરાવર્તન શાસ્ત્ર.
Catkin, *n.* સુગંધીફળ.
Cattle, *n.* ઢોર. [ઉકાળો. *v. t.* કાત્રો કરવો.
Caudle, *n.* દારૂ, ઇંડાં, રોટલી, ખાંડ, મસાલા વિગેરેનો
Caul, *n.* પેટનો પડદો, ઓર, માથા ઉપર પહેરવાની જાળી-નેટ.
Cauliflower, *n.* ફુલકોબી, કાલી ફલાવર.
Causal, *a.* કારણદર્શક.
Cause, *n.* કારણ, દાવો, પક્ષ, ખાતર. *v. t.* ઉત્પન્ન કરવું.—less, *a.* ગમતું, અકારણ. [રસ્તો.
Causeway, *n.* ભેજવાળી જમીન ઉપર બાંધેલો ઊંચો
Caustic, *n.* માંસ બાળી નાંખે એવું ઓસડ, માંસ બાળનારૂં.
Cauterize, *v. t.* ડહામવું, ડહામ દેવો.

Cautery, *n.* ડાહ્યામ. [રાખવું, ચેતાવવું.
Caution, *n.* સાવચેતી, હોંશીઆરી. *v. t.* હુંશીયાર
Cautious, *a.* હોંશીઆર, સાવધ.
Cavalcade, *n.* પાયગાની સ્વારી.
Cavalier, *n.* ઘોડેસ્વાર, છેલ, પહેલા ચાર્લસના વખતમાં રાજા અને રૈયત વચ્ચે લડાઇ થઇ હતી તેમાં રાજાનો પક્ષકાર.
Cavalierly, *ad.* તોરથી, મિજાજથી.
Cavalry, *n.* ઘોડેસ્વાર લશ્કર.
Cave, *n.* ગુફા, વિવર.
Caveat, *n.* સામા પક્ષનો પુરાવો લીધા વિના ચુકાદો નહી આપવો એવા મતલબની દરખાસ્ત, ચેતવણી.
Cavern, *n.* ગુફા, કોતર.
Cavil, *v. t.* નિંદા કરવી, ખોટા વાંધા લેવા.
Cavity, *n.* પોલાણ, ખાડો.
Caw, *v. i.* કાગડાની પેઠે કા–કા કરવું. *n.* કા કા.
Cease, *v.i.* બંધ પડવું, અટકવું, છેડો આવવો.—less, *a.* અખંડ, નિરંતર, હમેશનું.
Cedar, *n.* દેવદાર જાતનું એક ઝાડ.
Cede, *v. t.* સ્વાધીન કરવું, આપી દેવું.
Ceil, *v. t.* છાપરાને છત જડવી.
Ceiling, *n.* છત.

Celebrate, *v. t.* સ્તુતિ–તારીફ કરવી, વખાણવું, ઓ-
Celebrated, *a.* પંકાએલું, નામાંકિત. [ચ્છવ કરવો.
Celebration, *n.* સ્તુતિ, ઓચ્છવ.
Celebrity, *n.* નામદારી, કીર્તિ, પ્રતિષ્ઠા.
Celerity, *n.* ઝડપ, વેગ, ઉતાવળ.
Celestial, *a.* સ્વર્ગવાસી, આકાશનું.
Celibacy, *n.* કુંવારાપણું, વાંઢાપણું.
Cell, *n.* નાની કોટડી, ભોંયરૂં, છીદ્ર.
Cellar, *n.* ભોંયરૂં. [રાનું ભાડું.
Cellarage, *n.* ભોયરૂં કરવાને ખોદેલો ખાડો, ભોંય-
Cement, *n.* વળગાડવાને બનાવેલી ચિકણી ચીજ, સ્ને-
હ. *v. t.* સાંધો પુરવો, દોરતીથી જોડવું.
Cemetery, *n.* કબરસ્તાન, મસાણ.
Cenobite, *n.* મઠમાં રહેનારો જોગી.
Cenotaph, *n.* ખાલી કબર, દેવડી, છત્તર.
Censer, *n.* ધુપદાન, ગુલાબદાની.
Censor, *n.* રોમન લોકમાં એક ધર્માધિકારી જે મિલ-
કતની નોંધ રાખતો અને તેના પ્રમાણમાં કર નાંખતો
અને લોકોની રીતભાત ઉપર દેખરેખ રાખતો.
Censorious, *a.* ખોડખાંપણ કાઢનાર, નિંદાખોર.
Censurable, *a.* દોષપાત્ર, દોષ કાઢવા યોગ [હુાડવો.
Censure, *n.* ઠપકો, દૂષણ. *v. t.* ઠપકો દેવો, વાંક ક-

Census, *n.* વસ્તિ પત્રક, વસ્તિની ગણતરી.
Cent, *n.* સેંકડો, સો. percent દર સેંકડે.
Centaur, *n.* અડધે ભાગે નર અને અડધે ભાગે ઘોડો એવું કલ્પિત પ્રાણી.
Centenarian, *n.* સો વરસનું માણસ.
Centigrade, *n.* સો અંશવાળું. (Thermometer) એક જાતનું ઉષ્ણ માપવાનું યંત્ર.
Centeped, *n.* કાનખજુરો.
Central, *a.* મધ્ય, વચેનું, વચલું. [કત્ર કરવું.
Centre, *a.* મધ્ય બિંદુ, ગોળનું મધ્ય બિંદુ. *v. t.* એ-
Centrifugal-force, *n.* મધ્યત્યાગી ગતિ.
Centripetal, *a.* કેન્દ્રાભિસરણ ગતિ.
Centuple, *a.* સોગણું, સોપટ.
Centurion, *n.* રોમન લોકમાં સો માણસ ઉપર ઉપરિપણું ચલાવનાર એક લશ્કરિ અમલદાર.
Century, *n.* સેંકડો, સૈકો.
Cereal. *n.* અનાજ. *a.* અનાજ સંબંધી.
Cerebral, *a.* મગજ સંબંધી, મૂર્ધન્ય.
Cerecloth, *n.* મીણકપડ.
Ceremonial, *a.* વિધિ, સંસ્કાર સંબંધી.
Ceremonious, *a.* વિધિસંબંધી, વિવેકિ આચાર પ્રમાણે ચાલનારૂં.

Ceremony, *n.* ક્રિયા, આદરસત્કાર, રીતભાત.
Certain, *a.* નક્કી, મુકરર, અમુક.
Certainty, *n.* ખાત્રી, નિશ્ચયતા, ખાતરજમા.
Certificate, *n.* ખાત્રીપત્ર, માનપત્ર.
Certify, *v. t.* ખાત્રીપત્ર આપવું, જણાવવું.
Cerulean, *a.* વાદળી, આસમાની.
Cess, *v. t.* કર, વેરો. *v. t.* વેરો નાંખવો.
Cessation, *n.* અટકાવ, તેહેકુબી.
Cession, *n.* આપી દેવું, હસ્તગત કરવું તે.
Cesspool, *n.* ખાળકુવો. [*v. i.* તરફડવું.
Chafe, *v. t.* ઘોળીને ગરમી ઉત્પન્ન કરવી, ખીજવવું.
Chaff, *n.* ભુસું, ધુસું, ફોતરાં.
Chaffer, *v. i* માથાફોડ-ભાંજગડ કરવી.
Chafing-dish, *n.* શગડી. [ડવું.
Chagrin, *n.* રીસ, ઝાંઝ, ખેદ. *v. t.* કફા કરવું, ચી-
Chain, *n.* સાંકળ, સાંકળી, હાર, ગુલામી *v. t.* સાં-
કળ ઘાલવી, બેડી ઠોકવી.
Chair, *n.* ખુરશી, મુખ્ય જગા, અધ્યક્ષાસન.
Chaise, *n.* ગાડી, બગી.
Chaldron, *n.* કોલસા તોલવાનું એક વજન.
Chalice, *n.* પ્યાલો, પવાલું.
Chalk, *n.* ચાક, ખડી.

Challenge, *n.* લઢાઇ માગવી તે. *v. t.* હોડ બકવી, કોઈનામાં ભાર-મગદુર છે એમ કેહેવું.

Chalybeate, *a.* લોઢાના ખારવાળું, લોઢા જેવા સ્વાદનું.

Chamber, *n.* ઓરડો, કોટડી, વેપારીની સભા, તોપની કોઠી.—maid, *n.* હજુરીઆણ, દાસી.

Chamberlain, *n.* પાદશાહના મેહેલનો વહીવટ ચલાવનાર કારભારી,

Chameleon, *n.* સરડો, કાચંડો.

Champ, *v. t.* ચાવવું, કરડીને ચુરો કરવો.

Champagne, *n.* 'ચંપીન' દારૂ.

Champaign, *n.* ચોગાન, મેદાન.

Champion, *n.* હિમાયતી, વીર, ઉપરાણું ખેંચનારો.

Chance, *n.* દૈવ, નશીબ. *v. i.* બનવું. *a.* દઇવયોગી.

Chancel, *n.* દેવળમાં હોમકુંડ અને કઠેરાની વચમાંની જગ્યા.

Chanceller, *n.* ખજાનચી, સદર દિવાન.

Chancery, *n.* પાર્લામેંટથી ઉતરતી અદાલત.

Chandeliar, *n.* ઝુંમર, ઝાડ (દીવાનું).

Chandler, *n.* ધંધો કરનાર, મીણબત્તિ બનાવનાર.

Change, *n.* ફેરફાર, ઉથલપાથલ. *v. t.* બદલવું, વટાવવું. *v. i.* ફરવું.

Changeable, *a.* ફેરફાર કરવા લાયક, ચંચળ.

Channel *n.* નેહેર, ખાડી, દ્વાર, મારફત.
Chant, *v. t.* ગાયન કરવું.
Chanticleer, *n.* કુકડો, મરઘડો.
Chaos, *n.* સૃષ્ટિ ઉત્પન્ન થવાની પેહેલાં સઘળી ચીજોની જે હાલત હતી તે; ઘુંચવણ.
Chap, *n.* છોકરો, બચ્ચો, ફાટ.
Chapel, *n.* દેવળ, દેહેરૂં. [ર માણસ.
Chaperon, *n.* આબરૂદાર સ્ત્રી જોડે રક્ષક તરીકે જના-
Chaplain, *n.* દેવળનો અધિકારી.
Chaplet, *n.* ફૂલનો હાર-તોરો, જપમાળા.
Chapter, *n.* પ્રકરણ, સ્કંધ, વર્ગ.
Char, *n.* એકાદુ કામ. *v. t.* બાળીને કોયલો કરવો.
Character, *n.* નિશાન, લિપિ, લક્ષણ. *v. t.* કોતરવું.
Characteristic, *a.* વિશેશ ગુણ-લક્ષણ દેખાડે તેવું.
Characterize, *v. t.* લક્ષણ-ગુણ કહેવો.
Charade, *n.* ઉખાણું, શબ્દ, સમસ્યા.
Charcoal, *n.* કોયલો, કોલસો. [કવું, કિંમત માગવી.
Charge, *n.* હવાલો, સોંપેલું કામ. *v. t.* તોહોમત મુ-
Charger, *n.* લઢાઈનો ઘોડો, થાળી.
Chariot, *n.* રથ, યુદ્ધરથ, ગાડી.
Charioteer, *n.* સારથી, ગાડીવાન.
Charitable, *a.* દયાળુ, ધાર્મિક, સખી.

Charity, *n.* દયા, ધર્મ, પરોપકાર.
Charlatan, *n.* ધૂતારો, ઊંટવૈદ.
Charm, *n.* મંત્ર, જાદુ. *v. t.* ભોળવી નાંખવું. —er, *n.* જાદુગર, ધંતરમંતર કરનાર. —ing, *a.* મોહક.
Chart, *n.* સમુદ્રનો નકશો, નકશો.
Charter, *n.* સનંદ, પટો. *v. t.* પટો આપવો.
Chary, *a.* કસરિયો. સાવચેત.
Chase, *n.* શિકાર. *v. t.* શિકાર કરવો.
Chasm, *n.* ચીરો, ફાટ.
Chaste, *a.* પવિત્ર, નિર્દોષ.
Chastise, *v. t.* શિક્ષા-દંડ કરવો.
Chastisement, *n.* શિક્ષા, દંડ.
Chastity, *n.* પવિત્રપણું, પતિવ્રતાપણું.
Chat, *n.* ગપ્પાં. *v. t.* ગપાટા હાંકવા.
Chattel, *n.* જંગમ મિલકત. *pl.* માલમતા.
Chatter, *v. i.* બકબકવું, લવારો કરવો. *n.* વાતોડો.
Chatterbox, વાતોડો, બકબકીયો.
Chatty, *n.* બકબકીઓ. [—en, સોંઘું કરવું.
Cheap, *a.* સસ્તું, સોંઘું. —ness, સોંઘાઈ, કિફાયત.
Cheat, *n.* ઠગાઈ, ફસાવનાર. *v. t.* છેતરવું.
Check, *n.* અટકાવ, અંકુશ. *v. t.* દાબમાં રાખવું, મના કરવી. —er, *v. t.* ચિત્ર વિચિત્ર કરવું.

Cheek, *n.* ગાલ. [આપવું, ખુશ કરવું.
Cheer, *n.* આનંદ, ખુશાલીનો પોકાર. *v. t.* ઉત્તેજન
Cheery, *a.* હસમુખો, આનંદી.
Cheese, *n.* પનીર, મડો.
Chemical, *a.* રસાયણ શાસ્ત્ર સંબંધી.
Chemise, *n.* ઇંગ્રેજ સ્ત્રીઓને અંદર પેહેરવાનું વસ્ત્ર.
Chemist, *n.* રસાયણ શાસ્ત્રી.
Chemistry, *n.* રસાયણ શાસ્ત્ર.
Cheque, *n.* નાણાં મેળવવાની ચીઠ્ઠી.
Cherish, *v. t.* પાળવું, ઉછેરવું, મનમાં રાખવું.
Cheroot, *n.* તંબાકુની બીડી.
Cherry, *n.* એક જાતનું ફળ. *a.* રાતું.
Cherub, *n.* દેવદૂત, ફરેસ્તો. —man, *n.* મોહોરું.
Chess, *n.* શેત્રંજ. —board, *n.* શેત્રંજનું પાટીઉં.
Chest, *n.* પેટી, પટારો, છાતી. [લાશ પડતું.
Chestnut, *n.* એક જાતનું ઝાડ તથા તેનું ફળ. *a.* લા-
Chevalier, *n.* ઘોડેસવાર, શુરવીર.
Chew, *v. t.* ચાવવું, વાગોળવું.
Chican, *n.* દાવપેચ, છળકપટ.
Chicken-Chick, *n.* મરઘીનું બચ્ચું.—hearted, *a.* બીહુકણ, બાયલો.—pox, *n.* અછબડા.
Chide, *v. t.* ઠપકો દેવો, ધમકાવવું.

Chief, *n.* સરદાર, આગેવાન. *a.* ઉત્તમ, શ્રેષ્ઠ. —ly, *ad.* મુખ્યત્વે કરીને.
Chieftain, *n.* સરદાર, આગેવાન.
Chilblain, *n.* ટાઢ વડે હાથપગ ફાટે છે તે.
Child, *n.* છોકરૂં, સંતાન.—bed, સુવાવડ.—birth, પ્રસવ.—hood, *n.* બચપણ, બાલ્યાવસ્થા. —ish, *a.* છોકરવાદ, નાદાન.—less, *a.* વાંઝીઓ, વાંઝણી. —like, બચ્ચાં જેવું, ભોળું.
Chilli, *n.* મરચું.
Chill, ઠંડી, ટાઢાડ. *a.* શીતળ, ઠંડું.
Chime, *n.* ઘંટ વિગેરેનો અવાજ, તાળ. *v. t.* તાળ [મેળવવો.
Chimera, *n.* ખોટા તુરંગ.
Chimerical, *a.* વૃથા, સ્વપ્નવત.
Chimney, *n.* ધુમાડીઉં.
Chin, *n.* ડાચું, હડપચી.—cough, *n.* ઉટાટીઓ.
China, *n.* ચીનદેશ, ચીનાઈ વાસણ.
Chine, *n.* પશુની કરોડ.
Chink, *n.* ફાટ, ચીરો, ખણખણાટ. *v. t.* ખખડવું.
Chintz, *n.* છીંટ.
Chip, *n.* છોડીઉં. *v. t.* છોલવું, છોડીઆં પાડવા.
Chiromancy, *n.* હાથ જોવાની વિદ્યા, સામુદ્રિક.
Chirp, *v. i.* ચકચક કરવું, *n.* (પક્ષી).

Chisel, *n.* ફરસી, વિંધણું. [ડાકા.
Chit, *n.* બાળક, બચ્ચું, ચિઠ્ઠી. —chat, *n.* ગપ, ત-
Chivalrous, *a.* બાહાદુર, ઉદાર.
Chivalry, *n.* ઘોડે સ્વારનો જથ્થો, વીરપણું. [ફોર્મ.
Chloroform, *n.* બેભાન કરવાનું એક ઓસડ, ક્લોરો-
Choice, *n.* મરજી, પસંદ કરેલી વસ્તુ. *a.* ઉત્તમ.
Choir, *n.* દેવળમાં ગાનારી મંડળી, કીરતનીઆ.
Choke, *v.t.* ગુંગળાવવું, શ્વાસ રૂંધવો.—damp, *n.* કુવા ટાંકાં વગેરેમાંની નુકસાનકારક હવા.
Choler, *n.* પિત્ત, ગુસ્સો, ક્રોધ.
Choleric, *a.* તામસી, ક્રોધી.
Cholera. *n.* કોગળીઉં, 'કોલેરા'.
Cholic, *n.* સૂળનો રોગ,
Choose, *v. t.* પસંદ કરવું, ચૂંટી કહાડવું.
Chop, *n.* કડકો. *v. t.* કાપવું.—ing knife, *n.* સૂડો.—ing stick, *n.* ચીના લોકોને ખાવાને માટે સળી રાખે છે તે.
Choral, *a.* ગાનારી મંડળીનું.
Chord, *n.* તાર, તાંત, જ્યા (ભૂમિતીમાં).
Chorus, *n.* ગાનારી મંડળી.
Christ, *n.* ઈશુખ્રિસ્ત.
Christen, *v. t.* ખ્રિસ્તી કરવું, બાપ્તિસમાં આપવું.

Christendom, *n.* ખ્રિસ્ત જ્ઞાતિ, ખ્રિસ્તી.
Christianity, *n.* ખ્રિસ્તી ધર્મ.
Christmas, *n.* નાતાલ, ઈશુ ખ્રિસ્તના જન્મનો દિવસ.
—box નાતાલપર નજર કરવાની જણસો મુકવાની પેટી.
Chornic, *a.* ઘણા દહાડાનું, જુનું.
Chronicle, *n.* તવારિખ, આખ્યાન.
Chronology, *n.* કાળ ક્રમનો ઇતિહાસ.
Chronometer, *n.* કાળમાપકયંત્ર.
Chrysalis, *n.* કીડાનું ઘર.
Chrysolite, *n.* એક પથ્થર. (લશણિયો.)
Chubby, *n.* ટુંકું અને જાડું.
Chuckle, *v. t.* ગાલમાં-મૂછમાં હસવું.
Chum, *n.* એક કોટડીમાં રહેનારા સોબતીઓ.[રતાન.
Church, *n.* દેવળ, સાધુઓની મંડળી.—yard, કબર.
Churl, *n.* રેંગો, તોછડો માણસ. *a.* કંજુસ.
Churn, *n.* વલોવાનું વાગણ. *v. t.* વલોવવું.—staff, *n.* વળોણાનો વાંસ, રવૈઓ.
Chyle, *n.* અનરસ.
Chyme, *n.* પેટમાં લોંદો થયેલું અન્ન.
Cicada, *n.* તીડ.
Cicatrice, *n.* ચાંદુ, ચાઠું.

Cicatrize, *v. i.* or *t.* રૂઝવું, રૂઝવવું,
Cicerone, *n.* ભોમિયો માહિતગાર.
Cider, *n.* આપલ ફળનો રસ.
Cigar, *n.* બીડી, ચિરૂટ.
Cimmerian, *n.* અંધારૂં ઘોર.
Cinchona, *n.* એક જતના ઝાડની છાલમાંથી કનીનાઈન બને છે તે.
Cincture, *n.* કમરપટો, ઘેરાવો.
Cinnamon, *n.* તજ.
Cipher, *v. i.* or *t.* મીડું. (૦) *v. t.* હિસાબ કરવો.
Circle, *n.* ગોળ—ગોળો, મંડળ. *v. t.* કુંડાળામાં ફરવું.
Circuit, *n.* ફેરો, સ્વારી.
Circular, *n.* જાહેર હુકમ.
Circulate, *n.* ગોળ ફરવું, એક હાથથી બીજે હાથ જવું. *v. t.* ફેલાવવું.
Circulation. *n.* ફેલાવો, ચલણ.
Circumambient, *a.* or *v. t.* ચોગરદમ ફરતું.
Circumcision, *n.* સુનતા.
Circumference, *n.* પરિઘ ઘેર.
Circumjacent, *a.* આસપાસનું.
Circumlocution, *n.* લાંબુ બયાન કરી બોલવું તે.
Circumnavigate, *v. t.* સમુદ્ર માર્ગે પ્રદક્ષણા કરવી.
Circumscribe, *v. t.* હદ બાંધવી.

Circumspect, *a.* ચોતરફ વિચાર કરનાર, સાવધ.
Circumspection, *n.* દુરંદેશો, સાવચેતિ.
Circumstance, *n.* વાત, બિના, લગતી હકિકત.
Circumstantial, *a.* સવિસ્તર, બારીક.
Circumvent. *v.t.* દગો દેવો, ઠગવું.—tion, *n.* ઠગાઈ.
Circumvallation, *n.* ફરતો કોટ કરવો તે.
Circus, *n.* કુસ્તિ. અખાડો, રંગભૂમિ.
Cistern, *n.* કુંડ, હોજ, ટાંકી.
Citadel, *n.* કિલ્લો, કોટ.
Citation, *n.* સમન, હુકમપત્ર.
Citizen, *n.* શેહેરી.
Citron, *n.* મીઠું લિંબુ.
City, *n.* શહેર, નગર.
Civet, *n.* જબાડી બિલાડી, જબાડી બિલાડીની કસ્તુરી.
Civil, *a.* લોક વહેવાર સંબંધી, આદરસભ્ય.—court, *n.* દીવાની કોરટ.
Civilian, *n.* દિવાની ખાતાનો સનંદી અમલદાર.—war, *n.* એક રાજ્યના લોકોમાં માંહોમાંહે લડાઇ.
Civility, *n.* સભ્યતા—સુજનતા.
Civilization, *n.* સુધારો.
Civilize, *v. t.* સુધારવું, રીતભાત શીખવવી.
Civilly, *ad.* સભ્યતાથી.

Clack, *v. i.* ટકટકવું, ખણખણવું.
Clad, *p. p.* Of clothe (See Clothe).
Claim, *n.* દાવો, હક. *v. t.* હક કરવો, દાવો કરવો.
Claimant, *n.* દાવો કરનાર.
Clamber, *v. i.* મહા મેહેનતે ચઢવું.
Clammy, *n.* ચીકણો.
Clamour, *n.* or *v.i.* બૂમ, શોર, દાદની બૂમ પાડવી.
Clamp, *n.* or *v. t.* ચાપડો, લાકો.
Clan, *n.* ટોળી, કુળ, ગોત્ર.—ish, *a.* એકસંપી—ship, *n.* એક સંપથી રહેવું તે.
Clandestine, *a.* ગુપ્ત, ચોરીનું.
Clang—Clank, *n*, ખણખણાટ. *v. i.* ખણખણવું.
Clap, *n.* ધડાકો, હાથની તાળી. *v. t.* તાળી પાડવી.
Claret, *n.* એક જાતનો દારૂ.
Clarify, *v. t.* સ્વચ્છ, નિર્મળ કરવું.
Clarion, *n.* રણશીંગડું, તુરઈ.
Clash, *n.* અવાજ ધક્કો. *v.t.* અથડાવવું.
Clasp, *v. t.* ભેટવું. *n.* ચાપડો, આલિંગન.—knife, *n.* હાથામાં ફળ વળે એવું ચપ્પું.
Class, *n.* વર્ગ. *v. t.* વર્ગ બાંધવો.
Classic, *a.* પ્રાચીન ઉત્કૃષ્ટ ગ્રંથ સંબંધી, શુદ્ધ.

Classify, *v. t.* વર્ગ બાંધવા. [અવાજ કરવો.
Clatter, *n.* ખણખણાટ-ખડખડાટ. *v. i.* ખણખણ
Clause, *n.* વાકયનો ભાગ, કાયદાની કલમ.
C ıvicle, *n.* ગર્દનનું હાડકું.
Claw, *n.* પંજા, નખ. *v. t.* પંજે મારવો.
Clay, *n.* મટોડી, માટી.
C. yey, *a.* માટીનું, માટી જેવું.
Clean, *a.* સાફ, સ્વચ્છ. *v. t.* સાફ-નિર્મળ કરવું.
Cleanliness, *n.* સુઘડતા, સ્વચ્છતા.
Cleanse, *v. t.* સાફ કરવું, માંજવું.
Clear, *a.* સાફ, ઉઘાડું. *v. t.* ચોખું કરવું.—sighted, *a.* દીર્ઘ દ્રષ્ટિવાળો.
Clearance, *n.* વહાણ હંકારવાને આપેલી પરવાનગી.
Cleave, *v.t.* ચીરવું, વળગી રહેવું.—r *n.* કસાઈનો છરો.
Cleft, *n.* ફાટ. *a.* ચીરાયેલું.
Clemency, *n.* દયા, કરૂણા.
Clement, *a.* દયાળું, કૃપાળું.
C.ench, *v. t.* મજબૂત પકડી રાખવું.
Clergy, *n.* પાદરીલોક.
Clerical *a.* પાદરી સંબંધી, લખવા સંબંધી.
Clerk, *n.* કારકુન.
Clever, *a.* હુંશિઆર, કુશળ.

Clew, *n.* દોરાની દડી, પત્તા, ભાળ.
Click, *n.* કટકટ, ઝીણો અવાજ. *v. i.* કટકટ થવું
Client, *n.* અસીલ, વકીલનું ઘરાક.
Cliff, *n.* ઉચી ખડક, કરાડ.
Climacteric, *n.* જીંદગીમાં અણીના સમય, શરીરના બાંધામાં ફેરફાર થાય છે એવા સમય.
Climate, *n.* હવાપાણી, દેશ.
Climb, *v. t.* ચઢવું, ઉપર જવું.
Clime, *n.* દેશ, પ્રદેશ, પૃથ્વીનો ભાગ.
Clinch, *v. t.* સજ્જડ બેસાડવું-પકડવું.
Cling, *v. i.* વળગી-ચોંટી રહેવું.
Clinical, *a.* ખાટલે પડેલું, ખાટલા સંબંધી.
Clink, *v. i.* or *t.* ખણખણ કરવું.
Clip, *v. t.* કાપવું, કાતરવું.
Clique, *n.* શેતાન ટોળી, નાની ટોળી-ચોકડી.
Cloak, *n.* જબ્ભો, બાહાનું, પડદો. *v. t.* છુપાવવું.
Clock *n.* ઘડિઆળ. [—pate, *n.* ઠુચો, મૂર્ખો.
Clod, *n.* ઢેપું. —hopper, *n.* ગામડીઓ, રેંચો.
Clog, *n.* ફાંસો. *v. i.* લપટાવું, લાધવું.
Cloister, *n.* મઠ, એકાંત જગ્યા.
Close *n.* છેડો, સમાપ્તી. *a.* અડોઅડ, સાંકડું, નજીક. *v. t.* બંધ કરવું, ઘેરવું.—ness, *n.* સંકડાશ, સમીપતા.

Closet, *n.* એકાંત ઓરડી.
Cloth, *n.* કાપડ, કપડ.
Clothe, *v. t.* લૂગડાં પહેરાવવાં.
Clothes, *n.* પોશાક, વસ્ત્ર.
Cloud, *n.* વાદળું. *v. t.* ઢાંકી નાંખવું, ઝાંખું કરવું.
—capt, *a.* બહુ ઉંચું. વાદળને અડતું.
Cloudy *a.* વાદળાવાળું, અંધારૂં.
Clove, *n.* લવિંગ.
Cloven, *a.* ફાટેલું.
Clown, *n.* ગામડીઓ, વિદૂષક.
Clownish, *a.* જંગલી, બેઅદબ.
Cloy, *v. t.* ઓકારી આવે ત્યાંસુધી ખવડાવવું, કંટાળો [આપવો.
Club, *n.* સોટો, મંડળી.—foot, *a.* ટુંકો બેડોળ પગ.
—law, *n.* અંધેર.
Cluck, *n.* સેવણ બેઠેલી મરઘી જેવો અવાજ કરવો.
Clue, *n.* દોરાની દડી, પીલ્લું.
Clump, *n.* ઝાડની ઘણી ઘટા, ઝાડી.
Clumsy, *a* બેડોળ, અનાડી.
Cluster, *n.* લૂમ, ઝુમખો. *v. i.* લૂમ આવવી, એકઠું [થવું.
Clutch, *n.* સજ્જડ મૂઠી વાળવી.
Clyster, *n.* આંતરડા વાટયે પિચકારીથી મારેલી દવા.
Coach, *n.* રથગાડી.—man, *n.* ગાડીવાન, ચોધરી.

Coadjutor, *n.* મદદગાર, સાહ્યકારી.
Coagulate, *v. t.* or *i.* જમા થવું, એકઠું થવું.
Coal, *n.* કોયલો.
Coalesce, *v. i.* સાથે જોડાવવું, મળી જવું.
Coalition, *n.* સંયોગ, મેળાપ.
Coarse, *n.* જાડું, ખડબચડું, અસભ્ય, હલકું.
Coast, *n.* સમુદ્ર કિનારો. *v. i.* કાંઠે કાંઠે જવું.
Coasting trade, *n.* એક દેશના બંદરો વચેનો વેપાર.
Coat, *n.* ડગલો, અંગરખું.
Coax, *v. t.* પટાવવું, ફોસલાવવું.
Cob, *n.* ટોચ, શિરોમણી.
Cobbler, *n.* જોડા સાંધનાર.
Cobweb, *n.* કરોળિઆનું જાળું.
Cochinial, *n.* કિર્મજ. *a.* કિરમજી.
Cock, *n.* મરઘો, ત્રાજવાનો કાંટો, બંદુકનો ઘોડો.
—pit, મરઘડા લઢાવવાની જગ્યા. [પીછું.
Cockade, *n.* લશ્કરી અમલદારની ટોપી ઉપરની રીટ,
Cockatoo, *n.* કાકાકઉઆ.
Cockatrice, *n.* એક ભયંકર કલ્પિત સાપ.
Cockroach, *n.* વંદો.
Cockscomb, *n.* કલગી, ફાંકડો.
Cocoa, *n.* નાળિએરી, ચકલેટ નામના ઝાડના ફળનું બ-

નાવેલું એક પ્રકારનું પાન.
Cocoanut, *n.* નાળિએર, શ્રીફળ.
Cocoon, *n.* કીડાનો કોશેટો.
Cod, *n.* એક જાતની માછલી, શિંગ.
Code, *n.* કાયદા સંગ્રહ.
Codger, *n.* મશ્કરો, ગામડીયો.
Codicil, *n.* વસિયતનામાનો વધારો.
Codify, *v. t.* કાયદાનો સંગ્રહ કરવો.
Coefficient, *n.* વર્ણ. *a.* સહાયકારી.
Coequal, *a.* સમતોલ. *n.* બરોબરીઉં.
Coerce, *v. t.* બળાત્કાર કરવો.
Coercion, *n.* અટકાવ, બળાત્કાર.
Co-eval, *a.* સરખી ઉમરનું, એક વયનું.
Coffee, *n.* બુંદદાણા, બુંદદાણાનો કાવો.
Coffee-house, *n.* કાવાખાનું.
Coffer, *n.* પેટી–તીજોરી.
Coffin, *n.* કફન–મુડદાની પેટી.
Cog, *n.* દાંતા, દાંત. *v. t.* પૈડા ઉપર દાંતા પાડવા.
Cogency, *n.* જોર, સબળપણું.
Cogent, *a.* પ્રબળ, જોરાવર.
Cogitate, *v. t.* મનમાં ગોળવું, વિચાર કરવો.
Cognate, *a.* સગું, એકજાત.

Cognition, *n.* જ્ઞાન.
Cognizance, *n.* જ્ઞાન, ચોકસી.
Cohabit, *v. t.* એકત્ર વાસ કરવો, એકઠા સુવું.
Coheir, *n.* વારસામાં ભાગીઓ.
Coheiress, *n.* વારસામાં ભાગીએણ.
Cohere, *v. i.* વળગી-ચોંટી રહેવું.
Cohesion, *n.* સંયોગ-સ્નેહાકર્ષણ.
Cohort, *n.* રોમન લોકોમાં પાંચસો છસો માણસની ટોળી, લડવઈયા શિપાઈઓની ટોળી.
Coil, *n.* દડી, પિલ્લું. *v. t.* વીંટવું.
Coin, *n.* શિકો, નાણું.
Coinage, *n.* શિકો, બનાવટ.
Coincide, *v. t.* મળી જવું, એક મત થવું.
Coincidence, *n.* મેળાપ, મેળ.
Coir, *n.* કાથો.
Coition, *n.* પુરૂષ સ્ત્રીનો અથવા જનાવરનો સંભોગ, મઇથુન.
Coke, *n.* કોલસાને બાળીને કરેલો કોયલો.
Cold, *n.* સળેખમ, શરદી.—blooded, *a.* ઠંડા લોહીનું, નિર્દય.—ness, *n.* ઠંડાશ, બેદરકારી.
Colic, *n.* (પેટમાં) શૂળ, ચુંક.
Collapse, *v. i.* એકદમ બેસી-ધબી જવું. *n.* ઘણી નિર્બળતા.
Collar, *n.* ગળપટો, ગળેબંધ.—bone, *n.* હાંસડીનું

હાડકું.
Collate, *v. t.* મુકાબલો કરવો, મેળવવું.
Colleague, *n.* સાહ્યકારી, સાથી, સોબતી.
Collect, *v. t.* એકઠું કરવું, ઉઘરાવવું. *v. i.* એકઠા થવું.
Collection, *n.* જમાવ, વસૂલાત. [લિક્ટર'.
Collector, *n.* એકઠું-ભેગું કરનાર, તેહેસીલદાર, 'ક-
College, *n.* વિદ્યાલય, પાઠશાળા, વિદ્વાન લોકોની મંડળી.
Collide, *v. i.* સામસામી અથડાવું, પછડાવું.
Collier, *n.* કોલસા ખોદનાર, કોયલાનો વેપારી.
Collision, *n.* અથડાઅથડી, ટક્કર. [ચાલનું.
Colloquial, *a.* સાધારણ બોલીમાં વપરાતું, બોલ-
Colloquy, *n.* સંભાષણ, વાતચીત.
Collusion, *n.* કપટ, દગો.
Colly, *n.* મેંશ.
Colon, *n.* આંતરડાંનો નળ, અપૂર્ણ વિરામ ચિન્હ. (:)
Colonel, *n.* લશ્કરી સરદાર, કર્નલ.
Colonist, *n.* વસેલા થાણામાંનો રેહેવાસી.
Colony, *n.* સંસ્થાન, નવી વસતી.
Colossal, *a.* રાક્ષસી, જબરું, કદમાં મોટું.
Colour, *n.* રંગ, વર્ણ, બહાનું. *v. t.* રંગવું, મીઠું મરચું ભભરાવી કહેવું.

Colt, *n.* વછેરો, ટટ્ટુ, બેઅક્કલ પુરૂષ.
Colter, *n.* હળની કોશનો આગ્ળીવાળો ભાગ.
Column, *n.* થાંભલા, હાર, ફોજની ગોળ રચના.
Coma, *n.* ઘેન, સુરતની ઊંઘ.
Comb, *n.* કાંસકી, માંજર.
Combat, *n.* લડાઇ, યુદ્ધ. *v. t.* લડાઇ કરવી.
Combatant, *n.* લડનાર, લડવૈયો.
Combination, *n.* એકસંપ, સંયોગ, એકત્ર કરવું તે.
Combine, *v. t.* ભેગું-એકઠું કરવું, સંયોગ કરવો. *v. i.* સામેલ થવું.
Combustible, *a.* બળે એવું, દાહ્ય.
Combustion, *n.* બળવું તે, દહન.
Come, *v. t.* આવવું, બનવું, પોહોંચવું.
Comedy, *n.* હાસ્યરસ, પ્રધાન નાટક.
Comely, *a.* ખુબસૂરત, યોગ્ય, લાયક.
Comet, *n.* ધૂમ્રકેતુ, પુછડીઓ તારો.
Comfit, *n.* સુક્કો મુરબ્બો.
Comfort, *n.* સુખ, આરામ. *v. t.* ધીરજ-દિલાસો [આપવો.
Comfortable, *n.* સુખદાયક, સુખી.
Comic, *a.* હાસ્યજનક, હસાવે એવું.
Comity, *n.* પુરૂષો કે પ્રજાઓ વચ્ચે સભ્ય વેહેવાર.
Comma, *n.* અલ્પવિરામ ચિન્હ ( , ).

Command, *n.* આજ્ઞા, હુકમ. *v. t.* ફરમાવવું, હકુમત ચલાવવી.
Commander, *n.* સરદાર, સેનાપતિ.
Commemorate, *v. t.* યાદ રાખવું, પાળવું, સંભારણું રાખવા ઉત્સવ કરવો.
Commence, *v. t.* આરંભ–શરૂ કરવું. *v. i.* શરૂ થવું. --ment, *n.* આરંભ, શરૂઆત, પ્રારંભ.
Commend, *v. t.* સોંપવું, સ્તુતિ–વખાણ કરવાં, સિફારસ કરવી.—able, *a.* સ્તુતિપાત્ર, વખાણવા જોગ.
Commendation, *n.* સ્તુતિ, તારીફ.
Commensurable, *a.* સમપરિમાણ.
Comment, *n.* ટિકા, વિવરણ, ટિકા–વ્યાખ્યા કરવી. --ary, *n.* અમુક વિષયનું આખ્યાન, ખુલાસો.
Commerce, *n.* વેપાર વ્યવહાર, લેવડદેવડ.
Commercial, *a.* વેપારનું–સંબધી–વિષે,
Commingle, *v. t.* એકઠા મળી જવું.
Commiserate, *v. t.* દયા લાવવી, કોઇ માટે મનમાં [લાગવું.
Commissariat, *n.* લશ્કરી મોદીખાનાનું ખાતું.
Commissary, *n.* અધિકારી, લશ્કરી કોઠારી.
Commission, *n.* અખત્યાર, જે પુરૂષોને કાંઇ અખત્યાર આપ્યો હોય તેઓ, સનંદ, હકસાઇ. *v. t.* અ-

ખત્યાર આપવો.
Commit, *v. t.* સોંપવું, સ્વાધીન કરવું,(તકસીર, વાંક, ઇ૦) કરવું. —ment, *n.* સ્વાધિન કરવું તે.
Committal, *n.* વચન, બંધન.
Committee, *v. t.* પંચ, વિશેષ મંડળી.
Commodious, *a.* વગવાળું, ઉપયોગી.
Commodity, *n.* ચીજ, જણસ. [તરતો સરદાર.
Commodore, *n.* વહાણના કાફલાનો ઍડમિરલથી ઉ-
Common, *a.* સામાન્ય, સાધારણ. *n.* પાધર.
Commonly, *ad.* ઘણું કરીને, બહુધા.
Commonalty, *n.* સાધારણ લોક.
Commoner, *n.* આમની સભાનો સભાસદ, ઓક્સફર્ડની વિદ્યાલયમાં ફી આપીને ભણનાર. [સભા.
Commons, *n.* સાધારણ લોક.(House of–) આમની
Common-wealth, *n.* પ્રજાસત્તાક રાજ્ય, લોક.
Commotion, *n.* ગડબડ, ફિતુર, બંડ, ગભરાટ. [રવું.
Commune, *v.i.* સ્નેહ ભાવથી વાતચિત–સંભાષણ ક-
Communicate, *v. t.* આપવું, જણાવવું, સંબંધ રાખવો.
Communication, *n.* આપવું તે, કાગળ પત્રનો વ્યવહાર, માર્ગ. [સ્મરણ કરવું તે.
Communion, *n.* સમાગમ, ઈશ્વરપર મન લગાડી તેનું
Community *n.* લોક, નાત, કોમ, આલમ.

Commutation, *n.* ફેરફાર.
Commute, *v. t.* અદલ બદલ કરવું, ફેરવવું,
Compact, *n.* કરાર, બોલી. *a.* ઘટ્ટ, નક્કું.
Companion, *n.* સોબતી, સાથી.
Companionship, *n.* સોબત, સાથીપણું.
Company, *n.* મંડળી, ટોળી, સોબત, ગેહેડી, 'કંપની',
Comparative, *a.* મુકાબલાનુ, અધિકતા દર્શક.[આપની.
Compare, *v. t.* મુકાબલો કરવો, સરખાવવું, ઉપમા
Comparison, *n.* તુલના, મુકાબલો, ઉપમા.
Compartment, *n.* ભાગ, ખાનું, ખંડ.
Compass, *n.* ઘેર, સિમા, હોકાયંત્ર. *v.t.* ઘેરવું, મેળવવું.
Compasses, *n.* ગોળ પાડવાનું હથીઆર, 'કંપાસ'.
Compassion, *n.* દયા, કરૂણા, રેહેમ.
Compassionate, *a.* દયાળુ, કરૂણા.
Compatible, *a.* યોગ્ય, મુનાસિબ.
Compatriot, *n.* સ્વદેશી, એક દેશનો.
Compeer, *n.* સાથી, બરોબરીઓ. [પાડની.
Compel, *v. t.* ફરજ-જરૂર પાડની. બળાત્કારથી જરૂર
Compendious, *a.* મુખ્તેસર, સંક્ષિપ્ત.
Compendium, *n.* સારસંગ્રહ, ગ્રંથ.
Compensate, *v. t.* ભરી આપવું, -નો બદલો વાળવો.
Compensation, *n.* બદલો, અવેજ, નુકશાન.

Compete, *v. t.* બરોબરી-હરીફાઈ કરવી.
Competence, Competency, *n.* કાબેલિયત, સામાર્થ્ય, નીભાવ થઈ શકે એટલી માયાપુંજી.
Competent, *a.* યોગ્ય, હુંશીઆર, કાબેલ.
Competition, *n.* હરીફાઈ, ચઢાચઢી સ્પર્ધા.
Competitor, *n.* ઉમેદવાર, પ્રતિસ્પર્ધિ.
Compile, *v. t.* જુદા જુદા ગ્રંથ ઉપરથી ગ્રંથ રચવો, [સંગ્રહ કરવો.
Complacence, *n.* Complacency, *n.* સભ્યતા, ભલમનસાઇ, આનંદ.
Complain, *v. i.* રોદણાં રોવાં, વિલાપ કરવો, ફર્યાદ [કરવી.
Complainant, *n.* ફર્યાદી, વાદી.
Complaint, *n.* રૂદન, વિલાપ, રોગ, દાવો.
Complaisance, *n.* સભ્યતા, ગૃહસ્થપણું, ભલમનસઇ.
Complement, *n.* પુરવણી, ભરતી.
Complete, *a.* પુર્ણ, સંપુર્ણ. *v. t.* પુર્ણ–તમામ કરવું.
—ly, તદન, છેક.
Completion, *n.* પુર્ણતા, અંત, સમાપ્તિ.
Complex, *a.* સંયુક્ત, ગુંચવણવાળું. અઘરૂં.
Complexion, *n.* અંગવર્ણ, રૂપ, કાંતી.
Compliance, *n.* કબૂલ કરવું તે, સ્વિકાર, પ્રમાણે [વર્તવું તે.
Complicate, *v. t.* ગુંચવવું. *a.* ગુંચવણ ભરેલું.
Compliment, *n.* નમસ્કાર, સલામ, શાબાશી, સ્તુ-

તિ. *v. t.* વખાણવું, મુબારકબાદી આપવી.
Comply, *v. i.* કબૂલ થવું, હા પાડવી, સ્વીકારવું.
Component, *a.* જુદાજુદા ભાગોનું બનેલું. *n.* અંશ.
Compose, *v. t.* રચવું, શાંત કરવું, બીબાં ગોઠવવાં.
Composer, *n.* બનાવનાર, રચનાર.
Composite, *a.* સંયુક્ત, મિશ્રિત.
Composition, *n.* બનાવવું તે, રચના, સંયોગ, નિબંધ, બીબાં ગોઠવવાં તે.
Compositor, *n.* બીબાં ગોઠવનાર.
Composure, *n.* શાંતિ, સ્વસ્થતા. [મિશ્રિત.
Compound, *n.* મિશ્ર, આંગણું, (gram) સમાસ. *a.* *v. t.* મેળવવું, ભેળવું.
Comprehend, *v. t.* સમાવેશ કરવો, સમજવું.
Comprehension, *n.* સમાવેશ, સમજશક્તિ, બુદ્ધિ.
Comprehensive, *a.* વ્યાપક, થોડામાં ઘણી મતલબ ધરાવનાર. [ચ ભરવું.
Compress, *v. t.* દાબવું, થોડામાં આણવું, ખીચોખી-
Comprise, *v. t.* અંદર આણવું, સમાવેશ કરવો.
Compromise, *n.* સમાધાન, નિકાલ. *v. t.* પતાવવું, તોડ કાઢવો.
Compulsion, *n.* જૂલમ, જબરજસ્તિ.

Compulsory, *a.* } જોરજુલમ-બળાત્કારનું.
Compulsive, *a.* }
Compunction, *n.* પસ્તાવો, સંતાપ, બળાપો.
Computation, *n.* હિસાબ, ગણત્રી, અડસટ્ટો.
Compute, *v. t.* ગણવું, સુમાર કાઢવો.
Comrade, *n.* સોબતી, ગોઠીઓ, સાથી.[છે(=સગ).
Con, *v. t.* જાણવું. *a.* ઉલટું, લાટીન ભાષાનો ઉપસર્ગ
Concave, *a.* અંતર્ગોળ, ગગનાકાર.
Conceal, *v. t.* છુપાવવું, સંતાડવું.
Concealment, *n.* ગુપ્તતા, સંતાઈ જવાની જગા.
Concede, *v. t.* વગર તકરારે કબૂલ રાખવું, માન્ય કરવું.
Conceit, *n.* કલ્પના, તુરંગ, ઠગાઈ, અભિમાન.—ed, *a.* અહંકારી, ગર્વિષ્ટ. [ધ્યાનમાં આવવું.
Conceive, *v. t.* દહાડા-ગર્ભ-હમેલ રહેવો, કલ્પવું,
Concentrate, *v. t.* એકસ્થ-એકત્ર કરવું.
Conception, *n.* ગર્ભ, હમેલ, કલ્પના, સમજ.
Concern, *n.* લાગતું વળગતું કામ, ચિંતા, વજનદારી. *v. t.* સંબંધ હોવો, ફિકર કરવી, હાથ ઘાલવો.
Concert, *n.* એકમત-વિચાર, રીત, ગાયન. *v. t.* એકમત થઇ યોજના-નિશ્ચય કરવો.
Concession, *n.* સ્વિકાર, બક્ષિશ, કબૂલાત.
Conch, *n.* શંખ.

Conciliate, *v. t.* પોતાની તરફ કરી લેવું, મન મનાવવું.
Concise, *a.* ટુંકું, સંક્ષિપ્ત.
Conclave, *n.* કાર્ડિનલ પદ્વીના ધર્માધ્યક્ષની સભા અથવા જે કોટડીમાં સભા ભરાય છે તે, ખાનગી સભા
Conclude, *v. t.* સમાપ્ત કરવું, નિશ્ચય–અનુમાન કરવું. *v. i.* પુરૂં થવું, અનુમાન કરવું.
Conclusion, *n.* સમાપ્તિ, નિશ્ચય, સિદ્ધાંત, અનુમાન.
Concoct, *v. t.* પચવવું, યોજવું. [હેનાર.
Concomitant, *n.* અનુષંગી. *a.* સાથે આવનાર–રે-
Concord, *n.* એકસૂર.(gram)અન્વય, એકમત, મેળ.
Concourse, *n.* ટોળું, સમુદાય, સંગમ.
Concrete, *a.* ઘટ્ટ, નક્કર. *v. i.* બાઝવું, જમવું.
Concubin, *n.* રાખેલી સ્ત્રી–રાંડ. [રહેવું તે.
Concubinage, *n.* પરણ્યા શિવાય સ્ત્રિ પુરૂષનું જોડે
Concupiscence, *n.* વિષય, લંપટપણું, વિષયવાસના.
Concur, *v. i.* સમ્મત–એક વિચાર થવું.
Concurrence, *n.* સંમતિ, મેળાપ, સંપ.
Concussion, *n.* ધક્કો, હડસેલો. [વી, નાપસંદ કરવું.
Condemn, *v. t.* દોષી–અપરાધી ઠેરવીને શિક્ષા કહે-
Condense, *v. t.* જાડું–ઘટ્ટ કરવું. *v. i.* ઘટ્ટ થવું. *a.* ઠરેલું, બંધાયેલું. [ણાની કરવી.
Condescend, *v. t.* મોટાઈ–ગાન મુકીને વર્તવું, મેહેર-

Condescension, *n.* નમ્રતા. વિનય, મેહેરબાની.
Condign, *a.* વ્યાજબી, યોગ્ય, ઘટિત.
Condiment, *n.* મસાલો, મરીમરચું.
Condition, *n.* સ્થિતિ, બોલી, શરત, ગુણ, ધર્મ.[ળવું.
Condole, *v. t.* પારકાનું દુઃખ જોઇ દુઃખી થવું, મોહો વા-
Conduce, *n.* સહાય થવું, વધારવું.
Conduct, *n.* ચાલ, વર્તણુક, વહીવટ.
Conduct, *v. t.* ચાલવું, વર્તવું, વહીવટ કરવો, દોરવું.
Conductor, *n.* વળાવો, આગેવાન, વહીવટ ચલાવનાર.
Conduit, *n.* નીક, નળ, રગ.
Cone, *n.* શંકુ, પડો.
Confection, *n.* મિઠાઈ, મિષ્ટાન્ન.[બનાવવાની જગ્યા.
Confectioner, *n.* કંદોઈ, હલવાઈ—y, *n.* મિઠાઇ
Confederacy, *n.* એકસંપ, એકસંપી મંડળી. [રવો.
Confederate, *n.* એકસંપી. *v. i.* એકસંપ—એકો ક-
Confer, *v. t.* બક્ષવું. *v. i.* મસલેહતને માટે વાતચીત
કરવી. [ચાર કરવા સારૂ મંડળી.
Conference, *n.* વાતચીત, સંભાષણ, મસલેહત—વિ-
Confess, *v. t.* કબૂલ—ઈકરાર કરવો, માનવું.[આગળ.)
Confession, *n.* કબૂલત, સ્વિકાર, પાપ સ્વિકાર (પાદરી
Confide, *v. i.* આકીન—ભરૂંસો—વિશ્વાસ રાખવો.
*v. t.* સોંપવું.

Confidence, *n.* વિશ્વાસ, પતીજ, ઉમેદ. [સીમાડો.
Confine, *v. t.* હદ-બાંધની-માં રાખવું, કેદ કરવું. *n.*
Confinement, *n.* મર્યાદા, બંદીખાનું, સુવાવડ.
Confirm, *v. t.* મંજુર-બહાલ રાખવું, પુષ્ટિ આપવી.
Confirmation, *n.* મંજુરી, પુષ્ટિ. [લેવું.
Confiscate, *v. t.* જપ્ત કરવું, દંડ દાખલ સરકારમાં
Conflagration, *n.* મોહોટી આગ, લાહ્ય.[વિરૂદ્ધ હોવું.
Conflict, *n.* લઢાઈ, યુદ્ધ, વિરોધ. *v. t.* મરાવું, લઢવું,
Confluence, *n.* સંગમ, બે પાણીનું એકઠું થવું-વહેવું તે.
Conform. *v. t.* સરખું-મળતું આવે એમ કરવું.
Conformity, *n.* મેળ, સરખાપણું, અનુકૂળતા.
Confound, *v. t.* ગુંચવી નાખવું, ગભરાવવું.
Confraternity, *n.* બંધુવર્ગ, મંડળ.
Confront, *v. t.* સન્મુખ ઉભા રહેવું, રૂબરૂ-રજુ કરવું.
Confuse, *v. t* ગભરાવવું, ગુંચવવું.
Confusion, *n.* ગુંચવણ, ગભરાટ, અવ્યવસ્થા.[કરવું.
Confute, *v. t.* દલિલથી ખોટું પાડવું, ખંડન-નિરૂત્તર
Conge, *n.* રામરામ, નમસ્કાર, જેશ્રિકૃષ્ન.
Congeal, *v. t.* બાંધવું, જમાવવું. *v. i.* ઠરી જવું.
Congenial, *a.* માફક આવતું, અનુકૂળ, સ્વભાવને ભાવતું.
Congestion, *n.* બંધાયેલું લોહી, લોહીની ગાંઠ.

Conglomerate, *a.* એકઠું, બાઝી ગયેલું, *v. t.* એકઠું કરીને ગોળો કરવો.
Congratulate, *v. t.* મુબારકબાદી આપવી.
Congregate, *v. t.* એકઠું-ભેગું કરવું-થવું.
Congregation, *n.* મંડળી, જમાત.
Congress, *n.* રાજદ્વારી પુરૂષોની સભા-મંડળી, યુનાઈટેડ સ્ટેટ્સની રાજસભા.
Conical, *a.* શંકુના આકારનું-જેવું.
Conjecture, *n.* અનુમાન, અટકળ, ધારણા, કલ્પના. *v. t.* અટકળ-અનુમાન કરવું.
Conjoin, *v. t.* સાંધવું, જોડવું, એકઠું કરવું.
Conjugal, *a.* લગ્ન-વિવાહનું, વરવહૂનું.
Conjugate, *v. t.* ક્રિયાપદનાં રૂપાખ્યાન આપવાં.
Conjunction, *n.* સંયોગ,(gram) (ઉભયાન્વયી-વાક્યયોગી અવ્યય.)
Conjuncture, *n.* અણીનો વખત, તાકડો.
Conjure, *v. t.* સમ-સોગન ખાઈને બોલવું, મંતરવું. *v. i.* જાદુ-છુમંતર કરવું.
Connate, *a.* જન્મનું, સ્વભાવિક, સાથે ઉત્પન્ન થયેલું.
Connect, *v. t.* જોડવું, સાંધવું-નો સંબંધ કરવો.
Connection, Connexion, } *n.* સંબંધ, સંયોગ, સગાઈ.

Connive, *v. t.* આંખ આડા કાન–જોયું ન જોયું કરવું.
Connote, *v. t.* નો ગુણ દેખાડવો.
Connubial, *a.* વિવાહ સંબંધી. [જવવી.
Conquer, *v. t.* જીતવું, જય મેળવવો. *v. i.* ફતેહ મે-
Conquest, *n.* જીત, જય, ફતેહ, જીતેલી વસ્તુ.
Conscience, *n.* ખરૂં ખોટું સમજવાની શક્તિ, અંતર્જામી, અંતઃકરણ.
Conscientious, *a.* ઈમાનદાર, ધાનતદાર, પ્રમાણિક.
Conscious, *a.* ભાન–શુદ્ધિવાળું, વાકેફ.
Consecrate, *v.t.* ધર્માર્પણ–દેવાર્પણ કરવું, સંસ્કાર કરવો.
Consecutive, *a.* લાગલાગટ, અનુક્રમમાં, લગોલગ.
Consent, *n.* કબૂલાત, અનુમત, હા. *v.i.* કબૂલાત–સંમતિ આપવી.
Consequence, *n.* પરિણામ, ફળ, અગત્ય.
Conservancy, *n.* આરોગ્યતાનું સંરક્ષણ.
Conservation, *n.* બચાવ. સંરક્ષણ.
Conserve, *v. t.* મુરબ્બો. *v. i.* સંભાળી રાખવું.
Consider, *v. t.* વિચારવું, ધ્યાનમાં લેવું, ગણવું.
Considerable, *a.* ઇજ્જતદાર, બહુ, ઘણું.
Considerate, *a.* વિચારવંત, ઠાવકો, ચોકસ.
Consideration, *n.* મનન, વિચાર, બદલામાં આપેલો ચવેજ.

Consign, *v. t.* માલ ચઢાવવો, સોંપવું.
Consist, *v. i.* હોવું, થવું.
Consistence, Consistency, } *n.* માફકપણું, મેળ, તાળ, ઘટ્ટપણું.
Consistent, *a.* અનુકુળ, મળતું.
Consistory, *n.* મોટી વાતનો વિચાર કરવાને મળેલી [મંડળી.
Consolation, *n.* દિલાસો, શાંતી, મનનું સમાધાન.
Console, *v. t.* દિલાસો દેવો, મનનું સમાધાન કરવું.
Consolidate, *v. t.* મજબૂત-ઘટ્ટ કરવું. *v. i.* ઘટ્ટ-કઠણ થવું.
Consols, *n.pl.* વિલાયતમાં એક જાતની સરકારી વ્યા- [જુ નોટ.
Consonant, *n.* વ્યંજન, *a.* માફક, એકતાલ.
Consort, *n.* ધણી અથવા ધણીઆણી, સોબતી.
Conspicuous, *a.* ખુલ્લું, સ્પષ્ટ, પ્રખ્યાત.
Conspiracy, *n.* કાવતરૂં, તરકટ, દુષ્ટ કામ કરવાને માટે [એક્કો.
Conspire, *v.t* દુષ્ટ કામ કરવાને એકઠા થઇને વિચાર કરવો, તરકટ ઉઠાવવું.
Constable, *n.* જમાદાર, નાયક, 'કૉન્સ્ટેબલ'.
Constancy, *n.* દૃઢપણું, માયાનું દૃઢપણું.
Costant, *a.* નિત્યનું, અચળ, સ્થિર.
Constellation, *n.* નક્ષત્ર, તારાનો ઝૂમખો.
Consternation, *n.* ગભરાટ, બાવરાપણું, ત્રાસ.

Constipate, *v. t.* or *i.* કબજ કરવું(ઝાડો).

Constitute, *v. t.* સ્થાપવું, મુકરર કરવું.

Constitution, *n.* બાંધો(શરીરનો)જન્મ સ્વભાવ,રાજકાર્ય રચના.

Constrain, *v. t.* જરૂર પાડવી, જબરજસ્તી કરવી.

Constraint, *n.* દબાણ, જુલમ, બંધન.

Constrict, *v. t.* દાબવું, સંકોચવું.

Construct, *v. t.* બાંધવું, રચવું.

Construction, *n.* બાંધણી, યોજના, અર્થ.

Construe, *v. t.* અર્થ કરવો, ભાષાંતર કરવું.

Consul, *n.* રોમન લોકમાં રાજ્ય કારભારપર દેખરેખ રાખનાર અધિકારી, વેપારના હક જાળવવાને પરદેશમાં રાખેલો વકીલ.

Consult, *v.t.* અભિપ્રાય પુછવો. *v.i.* મનસુબો કરવો.

Consume, *v. t.* બાળી નાખવું—વાપરી નાખવું, પાયમાલ કરવું. *v. i.* નાશ પામવો.

Consummate, *a.* સંપૂર્ણ, પુરૂં.*v. t.* પરિપૂર્ણ કરવું.

Consumption, *n.* ક્ષયરોગ, ખરચ, નાશ.

Contact, *n.* સ્પર્શ, સંયોગ.

Contagion, *n.* સ્પર્શ, ચેપ, મરકી.

Contain, *v. t.* માવું, સમાવું, રાખવું.

Contaminate, *v. t.* ભ્રષ્ટ કરવું, બટ્ટો લગાડવો.

Contemn, *n.* તિરસ્કાર–ધિક્કાર કરવો, તુચ્છ ગણવું.
Contemplate, *v. t.* મનન–ચિંતન કરવું.
Contemporary, *n.* એકકાળે હોનાર પુરૂષ, સમકાળિક.
Contempt, *n.* ધિક્કાર. તિરસ્કાર.
Contend, *v. i.* લઢવું, તકરાર કરવી [ન કરવું.
Content, *n.* સંતોષ. *a.* સંતોષી, રાજી. *v.t.* સમાધા-
Contest, *n.* વિવાદ, લઢાઇ *v. t.* ટંટો ઉઠાવવો, તકરાર [લેવી.
Context, *n.* આગળ પાછળનો સંબંધ.
Contiguous, *a.* પાસેનું, નજદીકનું, જોડેનું.
Continent, *n.* ખંડ, મહાદ્વિપ. *a.* મનોવિકારને વશ રાખનાર. [જોગ ન હોય તે.
Contingence–ency, *n.* દૈવયોગ, જે બીના બનવા
Contingent, *a.* દૈવયોગી, પરચુરણ.
Continue, *v. t.* ચલાવવું, નભાવવું. *v. i.* રહેવું, ટકવું.
Contort, *v. t.* આમળવું, ગચડવું.
Contour, *n.* આકૃતિ, આકાર. [ધીનું, મનાઈનું.
Contraband, *n.* સરકારે મના કરેલો વેપાર. *a.* બં-
Contract, *n.* કરાર, ઇજારો, સગઇ. *v. t.* સંકોચવું, કરચળી વાળવી. *v.i.* સંકોચાવું.—or, *n.* ઈજારદાર, 'કંટ્રાટી.'
Contradict, *v. t.* ઉલટું કહેવું–બોલવું.
Contradictory, *a.* વિરૂદ્ધ, પરસ્પર.

Contradiction, *n.* ઉલટાપણું, વિરૂદ્ધ વચન.
Contrariety, *n.* ઉલટાપણું, વિરૂદ્ધતા.
Contrariwise, *ad.* ઉલટું. સામું.
Contrary, *a.* ઉલટું, વિરૂદ્ધ, સામું.
Contrast, *n.* મુકાબલો, તફાવત.
Contrast, *v. t.* મુકાબલો કરવો, સરખાવવું.
Contravence, *v. t.* હરકત–અડચણ કરવી.
Cotravention, *n.* ભંગ, વિરૂદ્ધતા.
Contribute, *v. t.* ભાગે પડતો હિસ્સો આપવો, પુસ્તક કે વર્તમાન પત્રમાં વિષય લખી આપવા. *v. i.* મદદ–સહાય કરવી.
Contribution, *n.* સામાન્ય,ભંડોળમાં ભાગ–હિસ્સો [–વર્ગણી, ઉઘરાણું.
Contrite, *n.* પશ્ચાતાપ, પાપને લીધે અતિ શોકાતુર.
Contrition, *n.* પસ્તાવો, પશ્ચાતાપ.
Contrivance, *n.* યુક્તિ, હિકમત, કરામત.
Contrive, *v. t.* or *i.* યોજવું, રચવું, ઉપાય કરવો.
Control, *n.* કબજો, અંકુશ. *v. t.* હુકમ–અંકુશ–તાબામાં રાખવું.
Controversy, *n.* તકરાર, વાદવિવાદ, ભાંજગડ.
Controvert, *v. t.* તકરાર–વાદવિવાદ કરવો.
Contusion, *n.* ઝુડવું–કચરવું–કચરાવું તે, સોળ.
Conundrum, *n.* ઉખાણું.

Convalescence, n. મંદવાડ પછી ફરી સાજી થવાની હાલત.
Convene, v. t. મેળવવું, એકઠું કરવું.
Convenience, n. સગવડ, લાગ, વગ, અડચણ.
Convenient, a. વગ-લાગ પડતું, અનુકુળ.
Convent, n. મઠ, મઠમાં રહેનાર જોગીઓનું મંડળ.
Converge, v. t. એક બિંદુમાં મળવું.
Conversant, a. વાકેફ, જાણીતું, નિપુણ.
Conversation, n. વાતચીત, સંભાષણ.
Converse, a. ઉલટું, વિરૂદ્ધ. v. t. (કનવર્સ) વાતો કરવી.
Conversion, n. ફેરફાર, રૂપાંતર.
Convert, n. એક ધર્મ છોડી બીજામાં જનાર. v. t. રૂપાંતર કરવું, ધર્મ મત ફેરવવું.
Convex, n. બાહ્યગોળ, બિંબાકાર.
Convey. v. t. લઇ જવું, પોહોચાડવું.
Conveyance, n. ગાડી, વાહન, મિલકત બીજાને નામે કરવાવાળો લેખ.
Convict, n. અપરાધી, ગુન્હેગાર. v. t. અપરાધ-ગુન્હો લાગુ પાડવો.—ion, n. ગુન્હેગાર ઠરાવવું તે, અપરાધ લાગુ પાડવો તે, ખાતરી, પતીજ:
Convince, v. t. પુરાવાથી ખાતરી કરવી.
Convivial, a. મોજ મઝાવાળું, ઉફાયત ભરેલું.
Convocation, n. સભા, મંડળી, મિજલસ.

Convoke, *v. t.* બોલાવવું, એકઠા કરવું.
Convolution, *n.* વિંટો, પેચ, વિંટાળવું તે.
Convoy, *n.* વળાવું, રખવાળ.
Convulse, *v. t.* ધ્રુજવું, થરથરવું.
Convulsion, *n.* તાણ, આંકડી, ધક્કો.
Cony, *n.* એક જાતનું સસલું.
Coo, *v. i.* કબુતરનું બોલવું, ઘુઘુ કરવું.
Cook, *v. t.* રાંધવું, રસોઈ કરવી. *n.* બબરચી, રસોઈઓ.—room, *n.* રસોડું.
Cool, *n.* ઠંડક. ટાહાડ. *a.* ઠંડુ.
Cool, *v. i.* ઠંડુ પડવું. *v. t.* ઠંડુ પાડવું.—er. *n.* પાણી કે બીજી વસ્તુ ઠંડી કરવાનું વાસણ.—ly, *ad.* શાંતપણાથી, ધીમે રહીને.
Coolie, *n.* કોળી, હેલકારી. મજુર.
Coolly, *ad.* ધીમે રહીને.
Coop, *n.* સળીઆવાળું પાંજરૂં. (મરઘડાં વીગેરેનું.) —er, *n.* પીપ બનાવનાર.
Co-operate, *v. i.* મળીને કામ કરવું, મદદ કરવી.
Co-operation, *n.* સામેલીઅત, સહાય.
Co-ordinate, *a.* સરખું, સમપદ.
Copal, *n.* ચંદ્રસ.
Coparcenary, *n.* સમભાગ, ગણીઆરો.

Copartner, *n.* ભાગીઓ, પાંતીદાર.—ship, *n.* ભાગ, પંતીઆણું.

Cope, *n.* પાદરીનો જામો, ઘુંમટ. *v. t.* સામા થવું, ટક્કર લેવી.

Copernican, *a.* જ્યોતિશ શાસ્ત્રીય, કોપરનીકસે કલ્પેલી ખગોળ રચના પ્રમાણેનું.

Copious, *a.* પુષ્કળ, બહુ, ઘણું.

Copper, *n.* તાંબુ, ત્રાંબુ. *a.* તાંબાનું.—plate, *n.* અક્ષર કોરેલું તાંબાનું પત્ર.—smith, કંસારો.

Copperas, *n.* હીરાકશી.

Copse, *n.* ઝાડી.

Copula, *n* વાક્ય જોડનાર શબ્દ.

Copulate, *v. i.* સંભોગ-મૈથુન કરવું.

Copy, *n.* નકલ, પ્રત, નમુંના. *v. t.* નકલ કરવી.—right, *n.* ગ્રંથ કર્તાનો પોતાના ગ્રંથ ઉપરનો હક.

Copyist, *n.* લહીઓ, નકલ કરનાર.

Coquet, *v. i.* નખરાં-લટકા કરવા.

Coral, *n.* પરવાળું. *a.* પરવાળાનું.

Cord, *n.* દોરડું, રસી, નાડી. *v. t.* દોરડાં વતે બાંધવું.

Cordial, *n.* ખરાદિલ-ભાવનું, હોંશીઆરી આપે તેવી દવા.

Cordon, *n.* બાબર દાખલ મળેલી ફીત.

Cordovan, *a.* તૈયાર કરેલું બકરાનું સ્પેન દેશનું ચામડું.

Core, *n.* ગર્ભ, ગાભો.
Coriander, *n.* ધાણા.—leaves, કોથમી.
Cork, *n.* બુચ, દાટો. *v. t.* બુચ દઈ બંધ કરવું.
Corn, *n.* દાણો–અનાજ, આંટણ. *v.t.* મીઠામાં આથવું.
Cornea, *a.* આંખપરનો પારદર્શક પડદો. [પથ્થર.
Corner, *n.* ખૂણો, કોણ. —stone, *n.* મુખ્ય પાયાનો
Cornet, *n.* એક જાતનું મોહોડે વગાડવાનું વાજું.
Corollary, *n.* અનુષંગી સિદ્ધાંત.
Coronation, *n.* રાજ્યાભિષેક.
Coroner, *n.* અકસ્માત બનાવોથી મરણ પામેલાં માણસોની તપાસ કરનાર અમલદાર.
Coronet, *n.* અમીરનું તાજ.
Corporal, *a.* શારીરિક, લશ્કરની ટુકડીમાં સૌથી નીચા દરજ્જાનો બીનસનંદી અમલદાર.
Corporate, *a.* જોડાયેલું, એકઠું થયેલું.
Corporation, *n.* સનંદી મંડળી.
Corps, *n.* લશ્કરની ટુકડી, પલટણ.
Corpse, *n.* મુડદું, શબ, લાશ.
Corpulence, *n.* અતિશય જાડાપણું, દોંગાપણું.
Corpuscle, *n.* રજ, કણ.
Correct, *a.* શુદ્ધ, દુરસ્ત. *v. t.* શુદ્ધ–બરાબર કરવું.
Correction, *n.* સુધારો, શિક્ષા, શાસન,

Correlative, *a.* પરસ્પર સંબંધનું.
Correspond, *v. i.* બેસતું-મળતું આવવું, કાગળ પત્રનો વ્યવહાર રાખવો. [પત્ર.
Correspondence, *n.* કાગળ પત્રનો વ્યવહાર,ચરચા-
Corridor, *n.* પરસાળ.
Corroborate, *v. t.* પુષ્ટિ-ટેકો આપવો.
Corrode, *v. t.* ધીમે ધીમે ખાઈ જવું, ઘસી નાખવું.
Corrosion, *n.* સડો, ખવાઇ-ઘસાઇ જવું તે.
Corrosive, *a.* ઘસાઈ જાય તેવું, સડો કરે એવું.
Corrugate,*v.t.*વાટા પાડવા, સંકોચઇને વાટા પાડવા.
Corrupt, *a.* કોહેલું, દુષ્ટ, લાંચીઉ.*v. i.*કોહોવું, અપભ્રંશ થવું.*v.t.*કોહી જવું,અપવિત્ર કરવું,રૂસવતઆપવી.
Corruptible, *a.* નાશવંત, બગડી જાય તેવું.
Corruption, *n.* સળો, ભ્રષ્ટતા, લાંચ.
Corsair, *n.* ચાંચીઓ.
Corse, *n.* See Corpse. [પહેરવાનું કવચ.
Corselet, *n.* બખતર, શરીરના આગલા ભાગ ઉપર
Cortege, *n.* મંડળ, પરિવાર.
Cortical, *a.* ઉપરનું, છાલ છોલને લગતું.
Coruscate, *v. i.* ઝળકવું, ચળકવું.
Corruscation, *n.* ઝબુકો, ઝળકાટ.
Coryphoeus, *n.* મુખી, આગેવાન.

Cost, *n.* મૂળ કિંમત, ભાવ, ખર્ચ. *v.t.* કિંમત બેસવી.
—ly, *a.* મોંઘું, મૂલ્યવાન.

Costermonger, *n.* મેવો વેચનાર, ફેરીઓ.

Costive, *n.* બંધ-કબજ (કોઠાનો.)

Costume, *n.* પોષાક, વેશ, પેહેરવેશ.

Cot, *n.* }
Cote, *n.* } ઝુંપડી, ખાટલો, ઘાએ.

Cottage, *n.* ઝુંપડું, છાપરી.—er, *n.* ઝુંપડીમાં રેહેનાર.

Cotemporaneous, }
Cotemporary, } See Contemporary.

Coterie, *n.* મીત્રોનું મંડળ, મેળાવડો.

Cotton, *n.* રૂ, સુતરાઉ લુગડું. [કાઢવાનો સંચો.

Cotton-cleaner, પીંજારો. —gin, *n.* કપાસમાંથી રૂ

Couch, *n.* પલંગ, કોચ. *v. t.* આરામ આપવો. *v. i.*
સંતાઈ રહેવું.

Cough, *n.* ખાંશી, ઉધરસ.

Council, *n.* મંત્રસભા, મંડળી.

Counsel, *n.* સલાહ, મસલત, વકીલ.

Counsellor, *n.* સલાહ આપનાર, વકીલ, બારિસ્ટર.

Count, *n.* અમીરની પદ્વી. *v. t.* ગણવું, માનવું.

Countenance, *n.* ચેહેરો, મદદ. *v.t.* આશ્રય આપવો.

Counter, *n.* દુકાનમાં આગળ મુકેલી મોટી મેજ. *a.*

ઉલટું, ગણનાર.

Counteract, *v. t.* અટકાવવું, પ્રતિબંધ કરવું. [ઠાવવું

Counterfeit, *a.* બનાવટનું(શિક્કા વગેરે).*n.*તરકટ ઉ-

Counterpoise, *v. t.* સમાન–બરાબર થવું. *n.* સામું, સરખું વજન, અવેજ.

Countess, *n.*'કાઉન્ટ' ખેતાબ ધરાવનાર ઉમરાવની સ્ત્રી.

Countless, *a.* બેશુમાર, અગણીત.

Country, *n.* દેશ, મૂલક, સીમની જમીન.

Country-man, *n.* દેશીભાઇ, સ્વદેશી.

County, *n.* તાલુકો, પ્રગણું, મહાલ.

Couple, *n.* જોડ, *v. t.* પરણાવવું, સાંધવું.

Couplet, *n.* દોહરો, બેત.

Courage, *n.* હિંમત, ધૈર્ય, બહાદુરી.

Courageous, *a.* હિંમતવાન, છાતીવાળો.

Courier, *n.* જાસુસ, કાસદ, દૂત. [ રવો.

Course, *n.* માર્ગ, ગતી, પ્રવાહ, ઉપાય.*v. t.*શીકાર ક-

Courser, *n.* આરબી, લડાઈનો ઘોડો.

Court, *n.* વંડો, રાજદરબાર, કચેરી. *v. t.* હાજી હા કરવું, પરણવાની માગણી કરવી.

Courteous, *a.* સભ્ય, અતિ વિવેકી.

Courtesan, *n.* વેશ્યા, રાંડ.

Courtesy, *n.* વિવેક, ભલમનસાઇ.

Courtier, *n.* દરબારી માણસ.
Courtyard, *n.* ચોક, આંગણું, વાડો. [ગિત્રાઇ.
Cousin, *n.* મામા-માશીના કે કાકા ફોઈનાં છોકરાં,
Cove, *n.* નાની ખાડી [રવો.
Covenant, *n.* કરાર, કોલ, કરારનામું. *v. i.* કરાર ક-
Cover, *n.* ઢાંકણુ, પરબીડીઊં, રક્ષણ. *v. t.* ઢાંકવું, પાથરવું.—ing, *n.* વસ્ત્ર.
Covert, *n.* ઝાડી, આશ્રય. *a.* છાનું, ગુપ્ત.
Covet, *v. t.* લાલચ-લોભ કરવો.
Covetous, *a.* અતિલોભી-લાલચુ. [હોય તેનું ટોળું.
Covey, *n.* પક્ષી પોતાનાં બચ્ચાંને એકઠાં કરીને બેઠાં
Cow, *n.* ગાય.—dung, *n.* છાણ.—herd, *n.* ગોવાળ.—hide, *n.* ગાય કે બળદનું ચામડું.—house, *n.* ગોશાળા.—pox, *n.* ગોશીતળા.
Coward, *n.* નામરદ, કાયર.—ly, હિચકારો, બાયલો.
Cowardice, *n.* હિચકારાપણું, નામર્દી.
Cower, *v. i.* ટુંટીઆં વાળવાં, બીકમાં દબાઇ ને બેસવું.
Coxcomb, *n.* ફાંકડો, અક્કડબાજ.
Coy, *a.* શરમાળ, એકદમ હળે નહી તેવું.
Cozen, *v. t.* ફોસલાવવું, ઠગવું. [ઓથરૂં.
Crab, *n.* કરચલો, કેકડો, ચીડીઊં માણસ.—bed,
Crack, *n.* તરડ, ચીર, ભડાકો, તડાકો. *v. t.* તરડ

પાડવી, ફાડવું. *v. i.* તરડાવું, ચીરાવું.—brained, *a.* મગજનો ફાટેલો.—er, *n.* ફટાકો, ટેટો.

Crackle, *v. i.* તડતડ–કડકડ થવું.

Craddle, *n.* પારણું, મોળી, ઘોડીઉં. [ખંદાઇ, પક્કાઈ.

Croft, *n.* કળા, હુન્નર, યુક્તિ, કપટ, વહાણ.—iness,

Craftsman, *n.* કારીગર, શિલ્પી.

Crafty, *a.* કપટી, ખંદો, લુચ્ચો.

Crag, *n.* કરાડ, ખડક.

Craggy, *a.* ખડક–ઢેકાઢૈયા વાળું.

Cram, *v. t.* દાબીને ભરવું. *v.i.* ઠાંસીને–દાબીને ખાવું.

Cramp, *n.* તાણ, આંકડી, ચાપડો. *v. t.* ચાંપી રાખવું.

Crane, *n.* બગલું, સારસ, ડક્કા ઉપર વહાણમાંથી ઉચકી લેવાનો સંચો, ચારી.

Cranium, *n.* માથાની ખોપરી, કપાળ.

Crank, *a.* વાંક, પેચવાળી ભોલી *v. i.* વાંકું વળવું.

Cranny, *n.* ચીર, ફાટ, ખુણોખચરો.

Crash, *n.* કડાકો, ધડાકો. *v. i.* કડાકો થવો.

Crate, *n.* ચીનાઇખાનું ભરવાનો કંડીઓ.

Crater, *n.* જ્વાળામુખીનું મોહોડું.

Craunch, *v. t.* દાંતવતી ચાવી નાંખવું.

Cravat, *n.* ગળેબંધ, ગળપટો.

Crave, *v. t.* આજીજી–કાલાવાલા કરીને માંગવું.

Craven, *n.* નાહિંમતવાન, બાયલા.
Craving, *n.* તૃષ્ણા.
Crawl, *v. i.* ધીમે ધીમે પેટે ચાલવું, ધીમું ચાલવું.
Crayon, *n.* ચિતરવાની કલમ, આની કલમથી પાડેલું ચિત્ર.
Craze, *v. t.* નિર્બળ–નિર્જીવ કરવું. *n.* વેહેમ, ગાંડાઇ.
Crazy, *a.* નિર્બળ, ગાંડુ, ઘેલું, [બાટ વગેરેનો.
Creak, *v. i.* કડકડ વાગવું–અવાજ થવો. (મજાગરાં ક-
Cream, *n.* મલાઈ, તત્વ. *v. t.* મલાઇસાર કાઢી લેવો.
Create, *v. t.* ઉત્પન્ન–પેદા કરવું.
Creation, *n.* ઉત્પત્તિ, સૃષ્ટિ, જગત.
Creative, ઉત્પન્ન કરવાની શક્તિવાળું.
Creator, *n.* જગતકર્ત્તા, સરજનહાર. [ણુસ.
Creature, *n.* પેદા કીધેલી વસ્તુ, પ્રાણી, આશ્રિત મા-
Credence, *n.* વિશ્વાસ, પતીજ, ભરૂંસો.
Credenda, *n. pl.* વિશ્વાસ. વિષય.
Credentials, *n.pl.* મુખત્યારનામું, વિશ્વાસપત્ર.
Credible, *a.* વિશ્વાસયોગ્ય, માનવા જોગ.
Credit, *n.* સાખ, ધીરધાર, ઇજ્જત, *v.t.* ઉપર ભરૂંસો રાખવો.—or, *n.* લેણદાર, ધીરનાર.
Creditable, *a.* ઇજ્જતદાર, શાબાશી આપવા જેવું.
Credulity, *n.* ભોળાઇ, ભોળપણ.
Credulous, *n.* ભોળું, કાચા કાનનું.

Creed, *n.* પંથ, ધર્મગત, કાનુન.
Creek, *n.* નાનીખાડી, વાંક.
Creep, *v. i.* પેટે ચાલવું, વીંટલાઇને ચઢવું.—er, *n.* વેલ, વેલા.—ingly. *ad* ધીમેથી.
Cremation, *n.* મડદાં બાળવાં તે, દહન. [સતની.
Creole, *n.* યુરોપિયન ઓલાદનો દક્ષિણ અમેરિકાનો
Crepuscule, *n.* ઝળઝળું, ઝળઝળીયું. [વધતું.
Crescent, *n.* બીજનો ચંદ્ર, તુરકી લોકનો વાવટો. *a.*
Cress, *n.* તીખી ભાજી—et, *n.* આકાશ દીવો.
Crest, *n.* માંજર, કલગી, તાજ, અભિમાન.—ed, *a.* કલગીવાળું.—fallen, આશાભંગ, નાઉમેદ.
Crevice, *n.* ચીર, ફાટ, તરડ.
Crew, *n.* ખલાસી, મંડળી.—el, *n.* સુતરની દડી.
Crib, *n.* ઢોરની ગમાન.—ble, *n.* ચારણી. *v.t.* ચાળવું.
Crick, *n.* ચસક.
Cricket, *n.* જીવજંત, દડાની રમત. 'ક્રિકેટ'
Crier, *n.* દાંડી-ઢંઢેરો પીટનાર, લીલામ કરનાર
Crim-con, *n.* પરદારા-પરસ્ત્રી સંભોગ.
Crime, *n.* ગુન્હો, પાપ, અધર્મ.
Criminal, *a.* ફોજદારી, અપરાધી, ગુન્હેગાર.—ity, *n.* દોષ, અપરાધ, પાતક.—ly, *ad.* અનીતીથી, અપરાધથી, તકસીરવાર.

Criminate, *v. t.* ગુનાહ–દોષમાં સપડાવવું.

Crimp, *n.* કકરૂ, બરડ. *v. t.* પકડવું, વાળવું.—le, *v.t.* ચીમડી નાંખવું, ગુંથવું, કલ્લી વાળવી. [રંગવું.

Crimson, *n.* કીરમજી રંગ. *a.* કીરમજી. *v.t.* કીરમજી

Cringe, *v. t.* ખુશામત–હાજી હા કરવું.

Cripple, *n.* લંગડું, પાંગળું. *v.t.* લંગડું–અશક્ત કરવું.

Crisis, *n.* અણીનો વખત, બારીક સમય.

Criterion, *n.* પરિમાણ, પ્રમાણ, કસોટી.

Critic, *n.* ગુણદોષ જાણનાર પરિક્ષક.—al, *a.* ગુણદોષ વિવેચન સંબંધીનું, ચોકસ, સૂક્ષ્મ, છીદ્ર–ભૂલ કાઢનાર, બારીકીના સમયનું.

Criticize, *v. t.* ગુણદોષ કાઢવા, ટીકા કરવી.

Criticism, *n.* ગુણદોષ વિવેચન, ટીકા.

Croak, *v. i.* ગળામાં ધીમે સાદે બોલવું, અશુભ વાણી બોલવી. —er, *n.* રોદણાં રોનાર.

Crocodile, *n.* મગર, સોસવાટ.

Crocus, *n.* કેસર.

Crone, *n.* ડોશી, ડોકરી.

Crony, *n.* જીવનન દોસ્ત.

Crook, *n.* વાંક, વાંકવાળી ડાંગ. *v. t.* વાંકુ વાળવું. —ed, *a.* વાંકુંચુકું.

Crop, *n.* પાક, પક્ષીનો ટોટો. *v. t.* કાતરી લેવું.

Cross, *a.* આડું. *n.* ક્રૂસ, ખ્રિસ્તિધર્મ, વિઘ્ન. *v. t.* પાર જવું, છેકવું.—bow, *n.* ગલોલ.—examine, *n.* ઉલટપાલટ સવાલ પુછવા તે.—wise, *ad.* આડું, ત્રાંસું.

Crotchet, *n.* તુરંગ, લેહેર. આવી નિશાન [ ].—ty, *a.* આપમતીયું, તુરંગી.

Croton-oil, *n.* જમાલ ગોટાનું તેલ.

Crouch, *v. i.* દબી જવું, હા—જીજી કરવું.

Croup, *n.* ઘોડાના ઘગડા.—ier, જુગટામાં પત્તાંપર નજર રાખનાર તથા પૈસા ભેગા કરનાર.

Crow, *n.* કાગડો. *v. i.* વાસવું, કુકરે કુક બોલવું.

Crowd, *n.* ભીડ, ગર્દી. *v.t.* ભીડ કરવી. *v. i.* ખીચોખીચ આવવું.

Crown, *n.* મુગટ. *v. i.* મથાળું, સરકાર, રૂપે અઢી રૂપીયાનો સિક્કો. *v. t.* રાજ્યાભિષેક કરવો.

Crucial, *a.* ત્રાંસું. *n.* વાંકુ, કસોટી કાઢે એવું.

Cruciate, *v. t.* રીબાવવું, કષ્ટ દેવું.

Crucible, *n.* ધાતુ વગેરે ગાળવાની કુલ્લી.

Crucify, *v. t.* ક્રૂસપર ચઢાવવું, ફાંસી દેવું.

Crude, *a.* કાચું, નહીં પચેલું, અપૂર્ણ.—ly, *ad.* પુખ્ત વિચાર વગર.

Cruel, *a.* નિર્દય, ઘાતકી, ક્રૂર.

Cruelty, *n.* નિર્દયતા.

Cruet, n. સરકો, તેલ, અરક વગેરે ભરવાની નાની શીશી.
Cruise, v. t. સમુદ્રમાં આણીગમ પેલીગમ ફરતા રહેવું, સમુદ્ર પર્યટણ કર્યા કરવું.
Crumb, n. રોટલાનો ટુકડો—ભૂકો—ગર.
Crumble, v. t. ચૂરેચૂરો કરવો. v. i. નાની નાની કરચો—ચુરો થવો.
Crump, a. વાંકુ, ચાડું.
Crumple, v. i. વાટા—સળ પડવા, સંકોચાવું.
Crupper, n. દુમચી.
Crusade, n. સારીસન લોકના કબજામાંથી પાલેસ્ટાઇન પાછું લેવાને યુરોપના લોકોએ કરેલી લઢાઈ.
Crush, v. t. કચરવું, ચગદવું, જમીનદોસ્ત કરવું. n. જોર ભેર ધડાકો. [કોઠી બાઝવી.
Crust, n. પોપડો, થર, પડ. v. t. કઠણ પડ કરવું,
Crusty, a. પોપડા જેવું, ચીડીઉં.
Crutch, n. લંગડાની ઘોડી.
Cry, v. i. બૂમ પાડવી, રડવું, રોવું. [સ્વચ્છ, નિર્મળ.
Crystal, n. પાસાદાર કોઇપણ પદાર્થ. a. બિલોરી,
Cub, n. ચોપગા જનાવરનું બચ્ચું.
Cube, n. ઘન. v. t.-નો ઘન કરવો.—root, n. ઘનમૂળ.
Cubeb, n. કબાલચીની, ચીનીકબાલા.
Cubit, n. હાથ (ભરતનો).

Cuckold, *n.* છિનાળનો માટી, ભડવો. *v.t.* છિનાળુ કરવું.
Cuckoo, *n.* કોયલ, કોકિલા.
Cucumber, *n.* કાકડી, આરીઉં, ખીરૂં.
Cud, *n.* વાગોળ, વાગોળવું તે.
Cudgel, *n.* ખુધું, ડંગોરો. *v. t.* ખુધાથી મારવું.
Cue *n.* વાળનો અંબોડો.
Cuff, *n.* લપડાક. ધોલ, તમાચો. *v.t.* તમાચો મારવો.
Culinary, *a.* રસોઈ સંબંધી.
Cull, *v. t.* ચૂંટી કાઢવું, વીણવું.
Culminate, *v. i.* ટોચે-સૌથી ઉંચે પોહોંચવું.
Culpable, *a.* અપરાધી, તકસીરવાન.
Culprit, *n.* અપરાધી, કેદી, દોષી.
Cultivate, *v. t.* ખેડવું, સુધારવું, અભ્યાસ કરવો.
Cultivation, *n.*
Culture, *n.* } ખેતી, સુધારો.
Cultivator, *n.* ખેડુત, સુધારનાર, અભ્યાસ કરનાર.
Cumber, *v. t.* ભાર ભરવો, ભારે મારવું.
Cumbersome, *a.*
Cumbrous, *a.* } અડચણ-અગવડવાળું.
Cumin, *n.* જીરૂં.
Cunning, *a.* ખંધું, લુચ્ચું. *n.* ચાતુર્ય, ખંધાઇ, પક્કાઈ.
Cup, *n.* વાટકો. *v. t.* રૂમડી મુકવી, પેહેતુર મુકવાં.

—board, *n.* કબાટ, હાટડું.
Cupid, *n.* કામદેવ, કામ.
Cupola, *n.* ઘુંમટ.
Cur, *n.* હલકી જાતનું, કુતરા જેવો માણસ.
Curator, *n.* સાચવનાર, રક્ષણ કરનાર, વાલી..
Curb, *n.* જેરકડી, દાબ, અંકુશ. *v. t.* કબજા-અંકુશમાં રાખવું.
Curd, *n.* બંધાયેલું દુધ. *pl.* દહીં.
Curdle, *v. i.* ઝામવું, ઘટ્ટ થઇ જવું.
Cure, *n.* મીઠામાં આથી મુકવું, સાજું કરવું.
Curiosity, *n.* જીજ્ઞાસા, શોધક બુદ્ધિ.
Curious, *a.* શોધક, વિલક્ષણ, આશ્ચર્યકારક.
Curl, *n.* જુલફાં. ગુચ્છા. *v. t.* ગુંચળું વાળવું.
Currant, *n.* કાળી ઝીણી સુકી દ્રાક્ષ.
Currency, *a.* ચલણ, ચલણી સિક્કો.
Current, *a.* ચાલતું, સાધારણ, ચલણી. *n.* પ્રવાહ.
Curriculum, *n.* નિશાળમાં અભ્યાસ કરવાને સારૂ ઠેરવી રાખેલી જુદી જુદી બાબતો.
Currier, *n.* ચામડીઆ, ખાલગો.
Curry, *n.* કઢી. *v.t.* ખરેરો કરવો, કાલાવાલા કરવા.
Currycomb, *n.* ખરેરો.
Curse, *n.* શાપ, બદદુવા. *v. t.* શાપ દેવો.

Cursory, *a.* ઉપર ટપેનું, ઉપરચોટીઉં.
Curt, *a.* ટુંકું ને તોછડું.
Curtail, *v. t.* ટુંકુ-કમી-સંક્ષિપ્ત કરવું.
Curtain, *n.* મછરદાની, પડદો, ચક.
Curve, *n.* વાંકી લીટી, વક્રરેષા. *a.* વાંકું. *v. t.* વાંકું [વાળવું.
Curvet, *n.* છલંગ, ગેલ.
Cushion, *n.* તકીઓ, ગદેલું.
Custard, *n.* દુધ, ઇંડા સાકરને ભેગાં કરી ઊકાળેલી રાબડી. —apple, *n.* સીતાફળ.
Custodian, *n.* રખવાળ, સંભાળનાર.
Custody, *n.* સંભાળ, કેદ, કબજે.
Custom, *n.* ચાલ, શીરસ્તો.—ary, *a.* રૂઢી મુજબ. —er, ઘરાક. —house, *n.* માંડવી, ફુરજે, જકાત લેવાની જગા.
Cut, *n.* કાપ, ઘા, ડોળ. *v. t.* કાપવું, વાઢવું.—purse, *n.* ખિસાકાતરૂં. —throat, *n.* ગળાકાપું.
Cutaneous, *n.* ચામડી-ત્વચા સંબંધી.
Cutlass, *n.* પોહોળી-વાંકદાર સમશેર-તલવાર.
Cutler, *n.* કાપકુપનાં રાચ બનાવનાર.
Cutlery, *n.* કાપકુપના હથીઆર બનાવવાનો કિસબ, -- કાપ કુપનાં હથીઆર.
Cycle, *n.* ચક્રકાળ ચક્ર, જુગ.

Cyclone, *n.* ઘણું ભાઉ સુધીનો વંટોળીઓ.
Cyclopedia, *n.* સર્વ વિદ્યાના સંગ્રહનું પુસ્તક.
Cylinder, *n.* ભુંગળુ, નળી. [ળિંધિ
Cylindrical, *a.* ભુંગળા જેવું, નળીના આકારનું-સં-
Cymbal, *n.* ઝાંઝ, કાંસી.
Cynic, *a.* લોકરિ, રિસાળ.
Cypher, *n.* (See Ciphor.)
Cypress, *n.* સરૅા-સરૂવરનું ઝાડ, શોકનું ચિન્હ.
Czar, *n.* રૂસના સહેનશાનો ખિતાબ.
Czarina, *n.* રૂસની બાનુંનો ખિતાબ.

---

# D.

D, ઇંગ્રેજી મૂળાક્ષરનો ચોથો અક્ષર.
Dab, *n.* લપડાક.
Dabble, ડબોળવું, પલાળવું. *v. t.* કાદવપાણીમાં મુકવું.
—r, *n.* ઉપર ટપકેનું કરનારો.
Dacoit, *n.* ધાડ-ચોરી કરનાર.
Dacoity, *n.* ધાડ, ચોરી.
Dagger, *n.* ખંજર, +આની નિશાની.
Daily, *a.* નિત્યનું, રોજનું. *ad.* હરરોજ.
Dainty, *n.* મિષ્ટાન. *a.* સ્વાદદાર, સ્વાદીઓ.

Dairy, *n.* દહીં વલોવવાની જગ્યા.
Daisy, *n.* મોધરાનું ફૂલ.
Dale, *n.* ખિણ, બે પહાડ વચ્ચેની જગ્યા.
Dally, *v. i.* રમવું, ઈશકબાજી કરવી.
Dam, *n.* જનાવરની મા, બાંધ. *v. t.* રોકવું.
Damage, *n.* નુકસાન, નુકસાનીના પૈસા. *v. t.* નુકસાન કરવું.—able, *a.* બીગાડવા જોગ.
Damask, *n.* બુટ્ટાદાર સણીયું, ડુમાસ.
Dame, *n.* ઘરડી ડોસી.
Damn, *v. t.* નર્કવાસી કરવું, દોષ મુકવો, ના પસંદ કરવું. —able, *n.* નર્કને પાત્ર. —ation, *n.* નર્કવાસ. [ત કરવું.—er, *n.* ભઠ્ઠીનું બારણું.
Damp, *a.* શરદી-ભેજવાળું. *n.* ભેજ *v. t.* નાહિમ્મ-
Damsel, *n.* તરૂણી, જુવાન સ્ત્રી.
Dance, *n.* નાચ. *v. i.* નાચવું.—r, *n.* નાચનારો.
Dandle, *v. t.* રમાડવું ઉછાળવું.
Dandy, *n.* અક્કડબાજ.
Danger, *n.* ભય, જોખમ.
Dangerous, *a.* ધાસ્તી ભરેલું, ભયંકર.
Dangle, *v. i.* ઝોલા ખાવા, લટકવું.
Dare, *v. t.* હિમત રાખવી.
Daring, *a.* હીમતવાન, છાતીવાળો, ખંદો.

Dark, *a.* અંધારૂં. *a.* શામળું.
Darken, *v.t.* કાળું કરવું, ઝાંખુ પાડવું,અંધારૂં કરવું.
Darling; *n.* વહાલો, લાડકો.
Darn, *v. t.* રફુ કરવું.
Dart, *n.* ભાલો. *v. t.* નાંખવું, મારવું. *v. i.* ચમકી-ને નાસવું.
Dash, *v. t.* પટકવું. *v. i.* જોસથી હુમલો કરવો.
Dastard, *n.* નામર્દ, હીચકારો.
Data, *n.* આધાર, મુદ્દો, તત્વ.
Date, *n.* ખજુર,તારીખ, સમય. *v.t.* તારીખ ઘાલવી. *v. i.* આરંભ થવો.
Dative, *a.* ચતુર્થી.
Daub, *v. t.* લપેડવું, ચોપડવું, ડાઘા પાડવા.—y, *a.* ચિકણું.
Daughter, *n.* દીકરી.—in-law, *n.* વહુ.—ly,*ad.* પુત્રીને યોગ્ય.
Daunt, *v. t.* ફાળ પાડવી, ત્રાસ દેવો.
Dauntless. *a.* હીમતવાન.
Daw, *n.* કાગડાની જાતનું પક્ષી.
Dawdle, *v. t.* વિલમ્બ કરવો, રઝળવું.
Dawn, *n.* પરોઢ, મળસ્કું.
Day, *n.* દીવસ, વખત, વાર.—book, *n.* રોજમેળ. —break, *n.* પ્રભાત, પરોઢીયું.—light, સુર્યનો પ્રકાશ.—star, *n.* શુક્રનો તારો.—time, *n.* દી-વસનો વખત.

Dazzle, *v. t.* આંખની નાંખવું.
Dead, *a.* મરેલું. *n.* મધ્ય, અચેતન.—sleep, *n.* ભરઊંઘ.—level, તદન સપાટ.—shot, આબાદ ગોળી મારનાર.—language, પુરાતન જમાનાની ભાષા.—ly, *a.* પ્રાણ ઘાતક, પ્રાણ લેનારૂ.—stock, *n.* પડતર સામન. [—mute, *n.* બેહેરૂં.
Deaf, *a.* બહેરૂં. —en, *v. t.* બહેરૂ કરવું-થવું.
Deal, *n.* ઘણું, દેવદારનું લાકડું.—er, *n.* લેવડદેવડ કરનાર, વેપારી.—ing, *n.* લેવડદેવડ, રોજગાર, વર્તણુક.
Dean, *n.* ઉતરતા દરજ્જાનો એક ધર્માધિકારી.
Dear, *n.* પ્યારો, લાડકો, મોંઘું.—ly, *a.* ઘણા, હેત-પ્રેમથી, મોંઘું.
Dearth, *n.* દુકાળ.
Death, *n.* મરણ, યમ.—bed, *n.* મરણ પથારી-શઈયા.—lees, *n.* અમર.—warrant, *n.* ફાંશીનું વારંટ.
Debar, *n.* અટકાવવું, આડું આવવું.
Debase, *v. t.* નીચી પદ્દીએ આણવું, હલકું પાડવું.—ment, *n.* બગાડો.
Debate, *n.* તકરાર, વાદ. *v. t.* વીવાદ કરવો. [બદફેલી.
Debauch, *v. t.* વ્યભીચાર કરવો. *n.* બદફેલી.—ery, *n.*
Debenture, *n.* વ્યાજુ ચીઠી, કબુલાતનામુ.

Debilitate, *v. t.* શક્તિ ઘટાડવી, નબળું કરવું.
Debility, *n.* કમ કૌવત.
Debit, *v. t.* ઉધારવું.
Debonair, *a.* સભ્ય, લાયક.
Debris, *n.* છારૂ, કચરો.
Debt, *n.* દેવું.—or, *n.* દેવાદાર.
Decamp, *v. i.* છાવણી ઉઠાવી કુચ કરવી, નાહાસી જવું.
Decant, *v. t.* નીતારીને રેડવું.
Decanter, *n.* દારૂ ભરી રાખવાની મોટી સીસી.
Decay, *v. i.* નાકૌવત થવું, કોહોવું. *n.* ક્ષીણાવસ્થા, કોહોવાટ.
Decease, *n.* મરણ.
Deceit, *n.* કપટ, દગલબાજી.—ful, *a.* કપટી.
Deceive, *v. t.* ઠગવું, ફસાવવું.
December, *n.* ઇંગ્રેજી વર્ષનો બારમો મહીનો.
Decent, *a.* સલજ્જ, લાયક.
Deception, *n.* ઠગાઇ, દગલબાજી.
Decide, *v. t.* ઠરાવવું, ફેંસલો કરવો, નિશ્ચય કરવો.
Decimal, *n.* દશાંશ (ગણીત).
Decipher, *v. t.* જુના લેખ વાંચવા, બંધ બેસાડવું.
Decision, *n.* નીવેડો, ધૈર્ય, નિશ્ચય.
Decisive, *a.* સંદેહભંજક, નક્કી ઠરાવનાર.

Deck, *v. t.* શણગારવું, સુશોભીત કરવું. *n.* તુતક.
Declaration, *n.* પ્રતિજ્ઞા. ઇકરાર.
Declare, *v. t.* સમજાઈને પ્રતિજ્ઞા પૂર્વક બોલવું.
Declension, *n.* વિભક્તિ રૂપ. [વાંકું વળવું.
Decline, *v. t.* ના પાડવી, નબળી દશામાં આવવું *v. i.*
Declivity, *n.* ઢાળ, ઢોળાવ.
Decoct, *v. t.* ઉકાળો કરવો. [કરવું.
Decompose, *v. t.* મુળતત્વો જુદાં પાડવાં, પૃથક્કરણ
Decorate, *v.t.* સણગારવું, ઘરેણું-દાગીના પેહેરાવવા.
Decorous, *a.* યોગ્ય, ઘટિત.
Decorum, *n.* મર્યાદા, વિનય.
Decoy, *v. t.* લાલચ દેઇને ફસાવવું, પેચમાં લેવું.
Decrease, *n.* ઘટ. *v. t.* ઓછું થવું, ઘટવું.
Decree, *n.* હુકમનામું. *v. t.* ફેંસલો કરવો.
Decrepit, *a.* ઘડપણથી અશક્ત થઇ ગયેલું.
Decry, *v. t.* દોષ મુકવો. બદનામ કરવું.
Dedicate, *v. t.* અર્પણ કરવું.
Deduce, *v. i.* અનુમાન કાઢવું, સાર કાઢવો.
Deduct, *v. t.* બાદ કરવું, કાપવું.
Deed, *n.* કામ, દસ્તાવેજ.
Deem, *v. t.* માનવું, ક્યાસ કરવો.
Deep, *n.* સમુદ્ર, *a.* ઊંડું.

Deer, *n.* હરણ, મૃગ.
Deface, *v. t.* બેડોળ-કદરૂપું કરવું.
Defamation, *n.* બદનામી, ડાઘ.
Defame, *v. t.* આબરૂ-હુરમત લેવી. [હી પાડવી.
Default, *n.* કસુર, અસંભવ. *v. t.* કબુલાત પુરી ન-
Defeat, *v. t.* જીતવું, પરાજય કરવો, *n.* હાર.
Defect, *n.* ખામી, ખોડ.—ive, *a.* ખોડ-ખામી ભરેલું.
Defence, *n.* રક્ષણ, પ્રતિવાદ, આશ્રો.
Defend, *v. t.* રક્ષણ કરવું, બચાવવું.
Defendant, Defender, } *n.* રક્ષણ કરનાર, પ્રતિવાદી.
Defensive, *a.* રક્ષણ કરનારૂં, રક્ષણોપયોગી.
Defer, *v. t.* ઢીલ કરવી, મુલતવી રાખવું.
Deference, *n.* માન, સત્કાર. [તુચ્છ માનવું.
Defiance, *n.* યુદ્ધ કરવાને બોલાવવું તે, ધમકી. *v. t.*
Deficiency, *n.* ખામી, અપૂર્ણતા.
Deficient, *a.* અધુરૂં, અપૂર્ણ, ઓછું.
Defile, *n.* નાળ, સાંકડી ગલી. *v. t.* અપવીત્ર કરવું.
Define, *v. t.* મર્યાદાલક્ષણ કહેવું, વ્યાખ્યા-બયાન-વ-
ર્ણન કરવું.
Definite, *a.* ચોકસ, મુકરર.
Definition, *n.* વ્યાખ્યા.

Deform, *v. t.* બદસીકલ કરવું, કદરૂપુ કરવું.
Deformity, *n.* બદસુરતી, બેડોળી.
Defraud, *v. t.* ઠગવું, દગો દેવો.
Defray, *v. t.* ખરચ પુરો પાડવો.
Defy, *v. t.* તુચ્છકાર કરવો.
Degenerate, *a.* ગુણક્ષીણ. *v. i.* પડતી દશામાં આવવું.
Degradation, *n* માનભંગ, બેઆબરૂ.
Degrade, *v. t.* પદભ્રષ્ટ કરવું, માન હલકું કરવું.
Degree, *n.* દરજ્જો, પદ્ધી.
Deify, *v. t.* ઈશ્વર કરી માનવું.
Deign, *v. t.* પ્રસન્ન થવું, કૃપા કરવી.
Deity, *n.* દેવ, ઇશ્વર.
Dejected, *a.* ઉદાસી.
Delay, *n.* વાર. *v. i.* વિલમ્બ લગાડવો, ખોટી કરવું.
Delegate, *n.* વકીલ, પ્રતિનીધી. *v. t.* સ્વાધીન કરવું.
Deliberate, *a.* વિચારવાન. *v. t.* વિચારવું.
Deliberation, *n.* વીચાર, મસલત.
Delicacy, *n.* સ્વાદ, નાઝુકાઇ, બારીકાઈ, મર્યાદા.
Delicate, *a.* નાઝુક, બારીક, સ્વાદિષ્ટ.
Delicious, *n.* સ્વાદીષ્ટ, લેઝતદાર.
Delight, *n.* આનંદ, હર્ષ. *v. t.* રીઝવવું. *v. i.* સંતોષ પામવું.
Delineate, *v. t.* નકશો બનાવવો, વર્ણન કરવું.

Delinquency, *n.* અપરાધ, તકસીર.
Delinquent, *n.* ગુન્હેગાર, અપરાધી.
Delirious, *a.* બેશુદ્ધ, બેહોશ. [હોંચાડવું.
Deliver, *v.t.* છોડવવું, બચાવવું, આપવું, જણવું, પો-
Deliverance, *n.* છુટકો, મુક્તિ, સોંપવું તે.
Delivery, *n.* છુટકો, હવાલે કરવું તે.
Delude, *v. t.* ઠગવું, દગો દેવો.
Deluge, *n.* જળપ્રલય, મોહોટી રેલ.
Delusion, *n.* ઠગાઇ, મોહ.
Delve, *v. t.* ખોદવું.
Demagogue, *n.* આગેવાન (લોકને પોતાની તરફ રા-
ખવાને જે મોહોટાં મોહોટાં ભાષણ કરતો હોય તે).
Demand, *n.* હક્ક, લેણું, ખપ. *v. t.* હકથી માગવું-
પુછવું.
Demeanour, *n.* વર્તણુક, ચાલ.
Demi, *a.* અરધું, અડધુ.
Demise, *n.* મૃત્યુ, મોત.
Democracy, *n.* પ્રજાસત્તાક રાજ.
Demolish, *v. t.* જમીન દોસ્ત કરવું, તોડી પાડવું.
Demon, *n.* રાક્ષસ, અસુર.
Demonstrate, *v. t.* સિદ્ધ કરવું.
Demur, *v. i.* ઢચુપચુ રાખવું, વાંધો લેવો.

Demure, *a.* ગંભીર, શાંન્ત.

Demurrage, *n.* કોઇ વહાણને હંકારવાના નીમેલા વખત ઉપરાંત ખોટી કરવાથી ખોટી કરનાર વેપારીને સતો દંડ, ખુટો.

Den, *n.* ગુફા, કોતર.

Denial, *n.* નકાર, ઇનકાર.

Denizen, *n.* રહેવાસી, રહેનાર.

Denominate, *v. t.* સંજ્ઞા આપવી, નામ પાડવું.

Denominator, *a.* નામ પાડનાર છેદ.

Denote, *v. t.* બતાવવું, સુચના કરવી.

Denounce, *v. t.* ધમકી દેઇને કહેવું, ફરીયાદ કરવી.

Dense, *a.* જાડું, ખીચોખીચ.

Dental, *a.* દંત્ય, દાંત સંબંધી.

Dentist, *n.* દંતવૈદ્ય, દાંત બાંધનાર.

Denude, *v. t.* ઉઘાડું કરવું–નાગું કરવું.

Deny, *v. t.* ના પાડવું, નામુકર જવું.

Depart, *v. i.* જવું, રવાના થવું, મરવું.

Department, *n.* ખાતું, પ્રકરણ.

Departure, રવાનગી, મરણ.

Depend, *v. i.* ઝુલવું, આશ્રય રાખવો.—ant, *n.* આશ્રિત, આધીન.—ence, *n.* આધાર, વિશ્વાસ, તાબેદારી.—ent, *a.* લટકતું.

Depict, *v. t.* ચિત્ર કાઢવું, વર્ણન કરવું.
Deplore, *v. t.* રડવું, શોક કરવો.
Deport, *v. t.* ચાલવું, વર્તવું.
Depose, *v. t.* રાજ-પદભ્રષ્ટ કરવું. *v. i.* જુબાની આ- [પવી.
Deposit, *n.* અનામત, થર. *v. t.* અનામત મુકવું.
Deposition, *n.* જુબાની, રાજ્યપદ ભંગ, સ્થાનભંગ.
Depository, *n.*
Depôt, *n.* } વખાર, કોઠી. ( ડેપો or ડીપો. )
Deprave, *v. t.* બગાડવું, ખરાબ કરવું.
Depreciate, *v. t.* કિંમત ઘટાડવી, હલકું પાડવું, વ- [ખોડવું.
Depredate, *v. i.* લૂટવું, બિગાડવું.
Depress, *v. t.* દાબવું, દિલગીર-નમ્ર કરવું.
Deprive, *v. t.* છીનવી લેવું.
Depth, *n.* ઊંડાઈ, દરિયો, મધ્ય, ઓસાર.
Deputation, *n.* વકીલ દાખલ મોકલેલું અથવા મો-
કલેલાં માણસ.
Depute, *v. t.* વકીલ ઠરાવીને મોકલવું.
Deputy, *n.* મુનીમ, પ્રતિનિધિ.
Derange, *v. t.* અવ્યવસ્થિત કરવું.
Deride, *v. t.* હાંસી કરવી.
Derision, *n.* મશ્કરી, ઠઠ્ઠો.
Derivation, *n.* વ્યુત્પત્તિ.

Derive, *v. t.* મેળવવું, વ્યુત્પત્તિ કરવી.
Derogate, *v. t.* હલકું લગાડવું, માન હાનિ કરવી.
Descant, *n.* ગીત, *v. t.* ગાવું.
Descend, *v. t.* ઉતરવું, વંશમાં ઉત્પન્ન થવું.
Descendant, *n.* વંશજ.
Descent, *n.* ઢાળ, ઓલાદ.
Describe, *v. t.* વર્ણન કરવું, આંકવું.
Description, *n.* વર્ણન, જાત.
Descriptive, *a.* હકીકત સહીત, વર્ણનરૂપ.
Descry, *v. t.* લાંબેથી જોવું, શોધી કાઢવું.
Desert, *n.* જંગલ-ગુણ. *v. t.* રજા વિના ચાકરી (લશ્કરી) છોડી જતું રહેવું. *v. t.* ત્યાગ કરવું. *a.* જંગલી.
Deserve, *v. t.* લાયક હોવું, ઘટવું.
Desideratum, *n.* ખામી, ખુટ.
Design, *n.* ઇરાદો, નકસી. *v. t.* યોજના કરવી, ઈ-[રાદો કરવો.
Designate, *v. t.* દેખાડાવવું, નિમવું. *a.* નીમેલું.
Designation, *n.* નિશાન, નિમણુક.
Designing, *a.* લુચ્ચો, કાવત્રાં કરનાર.
Desirable, *a.* ગમતું, ઈચ્છવા જોગ.—ness, *n.* [ઇચ્છા.
Desire, *n.* ઇચ્છા, અપેક્ષા. *v. t.* ઇચ્છવું, ફરમાવવું.
Desirous, *a.* આતુર, ઉત્કંઠિત.

**Desist**, *v. i.* અચકવું, હાથ ઉઠાવવો.
**Desk**, *n.* મેજ—ઢળતી ટેબલ.
**Desolate**, *a.* ઉજડ—વેરાન. *v. t.* ઉજડ કરી નાખવું.
**Despair**, *n.* નિરાશા. *v. i.* નિરાશ થવું. [કરી જવું.
**Despatch**, *n.* ઉતાવળ, ઝડપ. *v. t.* રવાને કરવું, ગટ
**Desperate**, *n.* નિરાશ, જીવનું જોખમ ન ગણકારનાર, મરણીયો.
**Despicable**, *a.* તુચ્છ, હલકું, ધિકારવા જોગ.
**Despise**, *v. t.* ધિક્કારવું, તુચ્છ માનવું.
**Despite**, *n.* અદાવત, ઇર્ષા. *prep.* છતાં.
**Despoil**, *v. t.* લુંટવું, ચોરવું.
**Despond**, *v. i* નિરાશ થવું, હિંમત હારવી.—ency, *n.* નિરાશા, આશાભંગ.—ent, *a.* નિરાશ, દિલગીર.
**Despot**, *n.* મુખત્યાર રાજા, જુલમગાર રાજા.—ic, *a.* જુલમગાર, જુલમી.—ism, *n.* મુખત્યારી—જુલમગાર રાજ્ય.
**Destine**, *v. t.* પૂર્વ યોજના કરવી.
**Destination**, *n.* પૂર્વ યોજના, ઠેરવેલી જગા.
**Destiny**, *n.* નશીબ.
**Destitute**, *a.* નિરાધાર, નિરાશ્રય.
**Destroy**, *v. t.* સંહાર—નાશ કરવો.
**Destruction**, *n.* નાશ, હાની.

Destructive, *a.* નાશકારક.
Desultory, *a.* ફરતું-રઝળતું. [*n.* ફોજની ટુકડી.
Detach, *v.t.* જુદું પાડવું, ટોળી કરી મોકલવું.—ment,
Detail, *n.* હકીકત, વર્ણન. *v. t.* તપસીલવાર કહેવું.
Detain, *v. t.* રોકવું, થોભવવું.
Detect, *v. t.* પકડવું, ઉઘાડું કરવું.
Detention, *n.* રોકવું તે, રોકાણ.
Deter, *v. t.* દેહશત આપવી, અટકાવવું.
Deteriorate, *v. t.* બીગાડવું, ગુણમાં ઓછું કરવું.
Determination, *n.* નિશ્ચય, નિવેડો, ઠરાવ.
Determine, *v. t.* ઠરાવવું, નિયમ કરવો.
Detest, *v. t.* ધિક્કારવું, તરછોડવું.
Dethrone, *v. t.* પદભ્રષ્ટ કરવું.
Detract, *v. t.* માન હાનિ કરવી, લઇ લેવું.
Detriment, *n.* ધક્કો, હાની, તોટો.
Devastation, *n.* પાયમાલી-ધુળધાણી. [ખીલવું.
Develop, *v. t.* પ્રસિદ્ધ કરવું, પ્રમાણ કરવું, વિસ્તારવું,
Deviate, *v. t.* આડું ફાટવું, આડે માર્ગે જવું.
Device, *n.* યુક્તિ.
Devil, *n.* ભુત, પિશાચ.
Devise, *v. t.* યુક્તિ કાઢવી, બુટ્ટો ઉઠાવવો.
Devoid, *a.* ખાલી, સુન્ય.

Devolve, *v. t.* ગળે ઘાલવું.
Devote, *v. t.* અર્પણ કરવું, ગુજારવું.
Devotee, *n.* જોગી, ભક્ત.
Devotion, *n.* ભક્તિ-ભજન.—al, *a.* ભક્તિ સંબંધી.
Devour, *v. t.* ખાઇ જવું, ગટ કરી જવું.
Devout, *a.* ભક્તિવાન, ભાવિક.
Dew, *n.* દવ, ઝાકળ, ઓસ, ઠાર.
Dexterity, *n.* હાથ ચાલાકી, હસ્તકૌશલ્ય.
Dexterous, *a.* ચંચળ, ચાલાક.
Diabetes, *n.* એક રોગ જેથી પિસાબ ઘણો છુટે છે ને તેમાં મીઠાશ અથવા સાકરનો ગુણ ઉપજે થાય એવો હોય છે, મુત્રાતિસાર.
Diabolical, *a.* અતિ દુષ્ટ.
Diadem, *n.* તાજ, મુગટ.
Diagonal, *n.* કર્ણરેષા.
Diagram, *n.* આકૃતિ--આકાર.
Dial, *n.* ચંદો, શંકુયંત્ર.
Dialect, *n.* બોલી, જબાન.
Dialogue, *n.* સંવાદ, પ્રશ્નોતર.
Diameter, *n.* વ્યાસ, મધ્યરેષા.
Diamond, *n.* હિરો.
Diarrhœa, *n.* અતિસાર, હગાંમણુ, સંગ્રહણી.

Diary, *n.* રોજની યાદી લખવાની ચોપડી, રોજનામુ.
Dictate, *n.* હુકમ. *v. t.* હુકમ કરવો, કહી સંભળાવી લખાવવું.
Diction, *n.* ભાષાની ઢબ.
Dictionary, *n.* કોષ.
Die, *n.* પાસો. *v. i.* મરવું, ધીમુ થવું.
Diet, *n.* ખાણું, રાજસભા.
Differ, *v. i.* ભેદ પડવો, જુદા પડવું.—ence, *n.* તફાવત, ફેર, વાંધો.—ent, *a.* જુદું, વેગળું. [સંકટ.
Difficult, *a.* અઘરૂં, કઠણ.—y, *n.* મુશ્કેલી, અડચણ,
Diffidence, *n.* અવિશ્વાસ, પોતાના વિશે અવિશ્વાસ.
Diffuse, *v. t.* ફેલાવો કરવો. *a.* પસરેલું.
Dig, *v. t.* ખાણવું, ખોદવું. [વું. *v. i.* પચવું.
Digest, *n.* સારસંગ્રહ, કાયદાનું પુસ્તક. *v. t.* પચવ-
Digestion, *n.* પાચન, હજમ. [દ્રની કળા.
Digit. *n.* એકથી તે નવ સુધીનો કોઇપણ આંકડો, ચં-
Dignify, *v. t.* મોટું-પ્રતિષ્ઠિત કરવું.
Digress, *v. t.* આડું ફાટવું.
Dike, *n.* ખાઈ.
Dilapidate, *v. i.* ભાંગી પડવું.
Dilate, *v. t.* ફેલાવવું, વિસ્તારીને બોલવું.
Dilatory, *a.* સુસ્ત, મંદ.

Dilemma, *n.* સુડી વચ્ચે સોપારી, ઉભય સંભવ.
Diligence, *n.* ઉદ્યોગ, શ્રમ.
Diligent, *a.* ઉદ્યોગી, મેહેનતુ.
Dilute, *v. t.* પાણી જેવું કરવું, નરમ કરવું.
Dim, *a.* ઝાંખું, અંધારૂં.
Dimension, *n.* ક્ષેત્રફળ.
Diminish, *v. t.* ઓછું કરવું. *v. i.* કમી થવું.
Din, *n.* ઘોંઘાટ. *v. t.* કાન બહેરા કરવા.
Dine, *v. t.* જમવું, ભોજન કરવું.
Dingy, *a.* ઝાંખુ, ભુરૂં.
Dinner, *n.* ખાણું, ભોજન.
Dint, *n.* બળ, ફટકો.
Dip, *n.* ઝોક. *v. t.* બોલવું.
Dipthong, *n.* સંધીસ્વર, દ્વીસ્વર.
Diploma, *n.* સનંદ, દસ્તાવેજ.
Diplomacy, *n.* પારકા દરબાર સાથે સંદેશો અથવા કોલકરાર કરવાની યુક્તિ, ખટપટ.
Direct, *a.* સીધું, પાધરૂં. *v. t.* હુકમ કરવો, માર્ગ દેખાડવો.
Director, *n.* માર્ગ દેખાડનાર, વહીવટદાર.
Dirge, *n.* પરજીયો, શોકનુ ગીત.
Dirt, *n.* કચરો, મેલ —*y*, *a.* મેલું, ગંદુ. *v. t.* મેલું કરવું.
Disable, *v. t.* અશક્ત-નિર્બળ કરવું.

Disadvantage, *n.* નુકશાન, ગેરફાયદો.
Disaffected, *a.* નારાજી, બેદીલ.
Disagree, *v. i.* અણબનાવ થવો, નહી સદવું, ગત આપવામાં જુદું પડવું. [નાસી જવું.
Disappear, *v. i.* અલોપ થવું, અંતરધ્યાન થઈ જવું,
Disappoint, *v. t.* આશાભંગ કરવું, નિરાશ કરવું. —ment, *n.* નિરાશા, નાઉમેદી.
Disapprove, *v. t.* ના પસંદ કરવું, ના મંજુર કરવું.
Disarm, *v. t* હથીયાર છોડાવવાં.
Disaster, *n.* વિપત્તિ, અનર્થ, સંકટ.
Disband, *v. t.* લશ્કરના સીપાઇઓને ચાકરી ઉપરથી બારતરફ કરી લશ્કર તોડી નાંખવું.
Disburse, *v. t.* ખરચવું, વાપરવું.
Discard, *v. t.* કાઢી નાંખવું, નહી ગ્રાહ્યકરવું.
Discern, *v. t.* અકલથી પીછાનવું, શોધવું.
Discharge, *n.* ગુનામાંથી છુટી જવું તે, બંદુકનું ફુટવું. *v. t.* ફોડવું, બજાવવું, બારતરફ કરવું.
Disciple, *n.* શિષ્ય, શાગીર્દ.
Discipline, *n.* કવાયત.
Disclose, *v. t.* પ્રગટ કરવું, ફોડી દેવું.
Discolour, *n.* સ્વભાવીક રંગ ફેરવી નાંખવો.
Disconcert, *v. t.* નિષ્ફળ કરવું.

Disconsolate, *a.* દુખી, ખીન, ઉદાશ.
Discontent, *n.* અસંતોષ.
Discord, *n.* અણબનાવ.
Discount, *n.* વટાવ. *v. t.* મુદ્દત કાપી આપવી.
Discourage, *v. t.* છોડવવું, મોકળું કરવું.
Discourse, *n.* સંવાદ, સંભાષણ. *v.i.* સંભાષણ કરવું.
Discover, *v.t.* દુરથી જોવું, શોધી કાઢવું, પડદો ખોલવો.
Discovery, *n.* શોધ, પત્તો.
Discreet, *a.* ડાહ્યું.
Discretion, *n.* ડાહાપણ, વિવેક, મુકત્યારી.
Discriminate, *v. t.* ભેદ પીછાનવો, ફરક પીછાનવો.
Discuss, *v. t.* તકરાર કરવી, પંચાત કરવી.
Discussion, *n.* તકરાર, વાદવીવાદ.
Disdain, *n.* ધિક્કાર. *v. i.* ધિક્કાર કરવો.—ful, *a.* તીરસ્કાર ભરેલું, મગરૂર.
Disease, *n.* રોગ, દરદ, આજાર.
Disembark, *v. t.* વહાણ ઉપરથી જમીનપર ઉતારવું. *v. i.* વહાણ ઉપરથી જમીન ઉપર ઉતરવું.—ation, *n.* વહાણ ઉપરથી ઉતારવું–ઉતરવું તે.
Disembodied, *a.* વિદેહ, દેહ વગરનું.
Disembody, *v. t.* લશ્કરી કામમાંથી છુટું પડવું.
Disembogue, *v. t.* ખાલી થવું, મળવું.

Disenchant, *v. i.* મારેલો મંત્ર ઉતારવો-વાળવો.
Disencumber, *v. t.* અડચણ-પીડામાંથી મોકળું કરવું.
Disendowment, *n.* કાંઇ નીમણુંક કરી આપી હોય તે લેઈ લેવી તે.
Disengage, *v. t.* છુટું-જુદું પડવું, છોડવવું, મોકળું કરવું.—ment, *n.* ફુરસદ, નવરાશ, અવકાશ.
Disentangle, *v. t.* છોડવવું, ગુંચવણ કાઢી નાંખવી.
Disfavour, અરૂચી, નાપસંદી. *v. t.* ગેર મેહેરબાની હોવી.
Disfigure, *v. t.* બગાડવું, બેડોળ કરવું.—ment, *n.* બેડોળપણું હોવું તે, બગાડનાર.
Disgorge, *v. t.* ઉલટી કરવી, કઢાવવું.
Disgrace, *n.* ફજેતી, અપ્રતિષ્ટા. *v. t.* ફજેત કરવું. —ful, *a.* શરમ-નામોશી ભરેલું.
Disguise, *n.* વેશ. *v. t.* વેશ લેવો. [કંટાળા ભરેલું.
Disgust, *n.* સુગ. *v. t.* કંટાળો આપવો.—ed, *a.*
Dish, *n.* રકાબી, તાસક, ભોજન.
Dishearten, *v. t.* નાઉમેદ કરવું.
Dishevelled, *a.* વીખરાયેલું, છુટું.
Dishonest, *a.* અપ્રમાણીક, લબાડ.
Dishonour, *n.* અપ્રતિષ્ટા. *v. t.* બેઆબરૂ કરવી.
Disinclination, *n.* કમન, નામરજી.
Disinherit, *v. t.* બેવારસ કરવું.

Disinter, *v. t.* કબરમાંથી બહાર કાઢવું, દાટેલું ખોદી કાઢવું.—ment, જમીનમાં-કબરમાંથી બાહારકાઢવું તે.

Disinterested, *a.* બેગરજ, અસ્વાર્થી.

Disjoin, *v. t.* સંબંધ તોડવો.

Disk, *n.* મંડળ, બિમ્બ.

Dislike, *n.* અપ્રીતી, અભાવ, ના પસંદ કરવું.

Dislocate, *v. t.* જુદું પાડવું.[ ઠેકાણેથી ખસેડવું તે.

Dislodge; *v. t.* જગોપરથી ઉઠાડવું.—ment, *n.*

Disloyal, *a.* બેવફા, રાજદ્રોહી.—ty, *n.* નીમકહરામી, રાજદ્રોહ.

Dismal, *a.* અંધારૂ, ભયાનક, દીલગીર.

Dismay, *n.* દેહેશત, દેહેશત દેવી તે.

Dismiss, *v. t.* રજા આપવી, વીદાય કરવું.

Dismount, *v. i.* ઉતરવું.

Disobey, *v. t.* હુકમ તોડવો, કહ્યું ન કરવું.

Disoblige, *v. t.* ઉપકારને બદલે અપકાર કરવો.

Disorder, *n*, અવસ્થા, ધાલમેલ કરવી તે.—ly, *a.* અવ્યવસ્થિત, બંદોબસ્ત વીનાનું.

Disown, *v. t.* નાકબુલ જવું.

Disparage, *v. t.* હીનપરતી લગાડવી, હલકુ પાડવું. —ment, *n.* હલકા પાડવું તે, નિંદા.

Disparity, *n.* તફાવત, ફેર, ફરક.

Dispassionate, *a.* ઠંડા મીજાજનું, શાંત.
Dispatch, *n.* ઉતાવળ, સંદેસો. *v. t.* જલદીથી રવાને કરવું, મારી નાંખવું.
Dispel, *v. t.* નસાડી મુકવું, દુર કરવું.
Dispensary, *n.* દવાખાનું.
Disperse, *v. t.* વીખેરવું, વેરી નાંખવું.
Dispersion, *n.* વીખેરી નાંખવું તે.
Dispirit, *v. t.* નાહીમત કરવું.
Displace, *v. t.* હોદ્દા ઉપરથી બરતરફ કરવું, બીજે જગ્યાયે મુકવું.—ment, *n.* ખસેડવું તે, બરતરફી.
Display, *n.* ઠાઠમાઠ, દેખાવ. *v. t.* દેખાડવું.
Displease, *v. t.* નાખુશ કરવું, કફા કરવું.
Dspleasure, *n.* ઇતરાજી, ગેર મરજી.
Disposal, *n.* અધિકાર, વ્યવસ્થા. [ખસનાર.
Dispose, *v. t.* ગોઠવવું, વાળવું, વહેંચવું.—r, *n.* ખ-
Disposition, *n.* ગોઠવણ, રચના, સ્વભાવ.
Dispossess, *v. t.* લેઈ લેવું, ખુંચી લેવું.—ion, *n.* વીનાનું થવું તે, ઘરબાર લુટી લેવાં તે.
Dispraise, *n.* વખોડવું તે.
Disproof, *n.* રદ કરવું તે, ખંડન.
Dispute, *n.* તકરાર, ભાંજગડ. *v. t.* તકરાર કરવી.
Disqualification, *n.* અયોગ્યતા.

Disqualify, *v. t.* અયોગ્ય—ના લાયક કરવું. [રાવવું.
Disquiet, *n.* બેચેન. *v. t.* બેચેની ઉત્પન્ન કરવી,ગભ-
Disregard,*n.* બેપરવા,બેતમા.*v.t.*ન માનવું,તરછોડવું.
Disrelish,*n.* બેસ્વાદ, અભાવો.*v.t.*સ્વાદ નહી ગમવો.
Disrepute, *n.* અપકિર્તી, ગેરઆબરૂ.
Disrespect, *n.* અપમાન. અનાદર.
Disrobe, *v. t.* લુગડાં ઉતારી લેવાં.
Dissatisfaction, *n.* અસંતોષ. અસમાધાન.
Dissect, *v. t.* કાપવું, મડદુ ચીરવું.
Dissection, *n.* વાઢકાપ.
Dissemble, *v. t.* છુપાવવું, બાહાનું કાઢવું. —r, *n.* ઢોંગી, ઢોંગ—કપટ કરનાર.
Desseminate, *v. t.* વેરવું, જ્યાં ત્યાં ફેલાવવું.
Dessension, *n.* કજીયો, કલહ.
Dissent, *n.* નામંજુરી.*v. t.* જુદા મતનું થવું. —er, *n.* જુદો મત ધરાવનાર.
Dissimilar, *a.* ભિન્ન, અસરખું.
Dissimilitude, *n.* તફાવત, ભેદ, અંતર.
Dissimulation, *n.* ઢોંગ, કપટ. [ઈ જવું.
Dissipate, *v. t.* ઉડાવી દેવું, બરબાદ કરવું.*v. i.*વેરા-
Dissolute, *a.* દુરાચરણી, વ્યભીચારી.
Dissolution, *n.* બરખાસ્ત થવું તે, ક્ષય, પાણી થવું.

Dissolve, *v. t.* પીગળવું, છુટું પડવું, બરખારતથવું.
Dissonant, *a.* અણબનાવનું, બેતાળ.
Dissuade, *v. t.* એ વાત કહી ફેરવવું, મના કરવી.
Dissyllable, *n.* બે અક્ષરનો શબ્દ, દ્વીસ્વર શબ્દ.
Distaff, *n.* રેંટીયાનો ત્રાક.
Distance, *n.* અંતર, છેટું. *v. t.* આગળ વધી જવું.
Distant, *a.* વેગળું, દુર.
Distaste, *n.* અભાવ, અરૂચી.—ful, *a.* નભાવે એવું.
Distemper, *n.* આજાર, વીકાર.
Distend, *v. t.* ફુલાવવું. *v. i.* ફુલવું.
Distich, *n.* દોહરો, બેત, શ્લોક.
Distil, *v. t.* ગાળવું, ટપકવું.
Distillation, *n.* ગાળવું તે.
Distiller, *n.* દારૂ ગાળનાર, કલાલ.
Distillery, *n.* દારૂ કાઢવાની ભઠ્ઠી.
Distinct, *a.* જુદું, સ્પષ્ટ.
Distinction, *n.* ભેદ, આબરૂ.
Distinguish, *v. t.* પીછાનવું, ફરક જાણવો, પ્રખ્યાત થવું.—ed, નામીચું, પ્રખ્યાત.
Distort, *v. t.* મરડવું, વળ દેવા.
Distortion, *n.* મરડવું તે, વળ. [*a.* ગભરાયેલું, દીવાનું.
Distract, *v.i.* ગભરાવવું, ચિત્ત લગાડવું, સતાવવું.—ed,

Distraction, *n.* વ્યાકુળતા, ઘાંઘળ.
Distrain, *n.* કરજના બદલામાં કબજ કરવું.
Distress, *n.* કષ્ટ, વિપત્તી. *v. t.* દુઃખ દેવું.
Distribute, *n.* વેહેંચવું, વાંટવું.
Distribution, *n.* વેહેંચણ, વાટણી.
District, *n.* પ્રગણું, પ્રાંત, તાલુકો.
Distrust, *n.* અવિશ્વાસ. સંકટ. *v. t.* અવિશ્વાસ રાખવો.
Disturb, *v. t.* છેડવું, હલાવવું, બેજાર કરવું.—ance, *n.* ઘોંઘાટ, તોફાન, ઝગડો, ગરબડ, ઉથલ પાથલ.
Disunion, *n.* છુટું પડવું તે, ફુટ.
Disunite, *v. t.* સંબંધ તોડવો, ભિન્ન પાડવું.
Disuse, *n.* અવ્યવહાર ઘેરવહીવટ. *v. t.* આદત મુકી દેવી, અભ્યાસ છોડી દેવો.
Ditch, *n.* ખાઇ, ચર.
Ditto, *n.* ઉપર જણાવેલું, સદરહુ.
Ditty, *n.* ગીત, કવિતા.
Diurnal, *a.* દીવસને લગતુ, રોજંદુ
Dive, *n.* ડુબકી. *v. i.* ડુબકી મારવી.
Diverge, *v. t.* એક ઠેકાણે અથવા એક બીંદુથી નીકળીને આસપાસ ફેલાઇ જવું.
Divers, *a.* અનેક, નાના પ્રકારનું, વિવિધ.
Diverse, *a.* જુદું, ભાત ભાતનું.

Diversified, *a.* જુદું જુદું, નાના પ્રકારનું, વિચિત્ર.
Diversify, *v.t.* જુદી જુદી જાતનું કરવું, વિચિત્ર કરવું.
Diversion, *n.* વાળવું તે, રમત.
Diversity, *n.* જુદાપણું, વિચિત્રપણું.
Divert, *v. t.* વાળવું, ગમત કરાવવી.
Divest, *v. t.* ઉતારી-છીનવી લેવું.
Divide, *v. t.* -ના વિભાગ કરવા, વિરોધ પાડવો.*v.i.* લડીને જુદા પડવું.
Dividend, *n.* નફો, લેણાનો હિસ્સો. ભાજ્યાંક.
Divination, *n* ભવિષ્ય સુચના.
Divine, *n* પાદરી. *v.t.* પ્રશ્ન જોઈને કહેવું.*a.* ઇશ્વરી.
Divinity, *n.* ઇશ્વરપણું, દેવ, ઈશ્વરજ્ઞાન.
Divisible, *a.* ભંગાય તેવું.
Division, *n.* વેહેંચણ, ટુકડી, ભાગાકાર, ભાગવું તે.
Divisor, *n.* ભાજક.
Divorce, *n.* છેડો ફાડી આપવો તે. *v. t.* છેડા છુટકો-તલ્લાક આપવો.—ment, *n.* છુટકો.
Divulge, *v. t.* પ્રગટ-જાહેર કરવું.
Dizzy, *a.* તમ્મર-ચક્કર આવેલું.
Do, *v. t.* કરવું, પોહોચાડવું, પકવવું, ઠગવું, પીબીચાવવું હોવું. *n.* ઠગાઇ.
Docile, *a.* હાથમાં રહે એવું, ગરીબ.
Docility, *n.* સાલસપણું, ગરીબાઈ.

Dock, *n.* ગોદી, બંધીવાનને ઉભું રાખવાનું પાંજરૂં. *v.t.* પુછડું કાપવું, વહાણને ગોદીમાં લેવું.—et, *n.* અંગપટી, નામનીશાન.—yard, *n.* ગોદી, ગોદીનો ચોક.

Doctor, *n.* વૈદ, વિદ્વાન.

Doctrine, *n.* મત, શિક્ષા, ઉપદેશ.

Document, *n.* દસ્તાવેજ, લેખ.

Documental, Documentary, } *a.* દસ્તાવેજી.

Dodge, *v. i.* હાથતાળી આપી છટકી જવું, દાવપેચ કરવો. *n.* તાલમેલ, દાવપેચ, છળભેદ.

Doe, *n.* હરણી.

Doer, *n.* કરનાર, કર્ત્તા.

Doff, *v. t.* ઉતારવું, કહાડવું.

Dog, *n.* કુતરો. *v. t.* પાછળ લાગવું.

Dogged, *a.* કંટાળો ઉપજાવતું.

Dogma, *a.* મત, મુળ.

Doings, *n.* આચરણ, કરતુક. [ભરેલું, શોકાતુર.

Dole, *n.* હિસ્સો. *v, t.* વેહેંચવું—ful, *a.* દીલગીરી

Doll, *n.* ઢીંગલી, પુતળી. [નિરો સિક્કો.

Doller, *n.* આશરે રા રૂપીઆની કીંમતનો રૂપાનો રૂપે-

Dolorofic, *a.* દુઃખ-દરદ ઉપજાવતું.

Dolour, *n.* દુઃખ, શોક.



Dolorous, *a.* શોકાતુર, દીલગીર.
Dolphin, *n.* એક જાતની માછલી.
Dolt, *n.* મૂર્ખ, પથરો.
Doltish, *a.* મુર્ખ, પથ્થર જેવું.
Domain, *n.* રાજ્ય, વતન.
Dome, *n.* ઘુમટ.
Domestic, *n.* ઘરનો ચાકર. *a.* ઘરનું ખાનગી પાળેલું.
Domesticate, *v. t.* પાળવું.
Domestication, *n.* પાળવું તે.
Domicile, *n.* સ્થાઇ ઘર, ઘરબાર. *v. t.* વસાવવું.
Dominate, *v. t.*—ના ઉપર રાજ્ય-હકુમત કરવી.
Domineer, *v.t.* કરડો અમલ ચલાવવો, કરપ બેસાડવો.
Dominion, *n.* રાજ્ય-હકુમત.
Donation, *n.* બક્ષિસ, ભેટ.
Done, *p. p.* કરેલું, થઇ ચુક્યું.
Donee, *n.* જેને બક્ષિસ મળી હોય તે.
Donkey, *n.* ગધેડું.
Donor, *n.* બક્ષિસદાતા.
Doom, *n.* નસિબ, શિક્ષાનો હુકમ. *v.t* શિક્ષા ઠરાવવી.
Dooms-day, *n.* રોજે કીઆમત, ઈનસાફનો દિવસ.
Door, *n.* કમાડ, બારણું.
Dormant, *a.* સુતેલું, ગુપ્ત.

Dormitory, *n.* સુવાની ઓરડી, દાષ્ટવાની જગા.
Dormouse, *n.* રાની ઉંદર, ચેણ, ચામાચેણ. [ઔષધ.
Dose, *n.* વૈદ્યે એક વેળામાં પીવા અથવા ખાવા આપેલું
Dot, *n.* મીંડું, શુન્ય. *v.t.* મીંડું મુકવું, મીંડું કહાડવું.
Dotage, *n.* ઘેલાઈ.
Dote, *v. i.* બાળકબુદ્ધિ થવી, અતિશય હેત રાખવું.
Double, *a.* બમણું-જોડું. *v. t.* પ્રદક્ષિણા કરવી.
—barrelled, *a.* બે નળીવાળું.—t, *n.* બંડી, કુડતું, બદન.
Doubt, *n.* શક, ભ્રાંતી. *v.t.* શક લાવવો.—ful, *a.* શક ભરેલું, સંશય ભરેલું, સંદેહી.—less, *a.* ખચીત, બેશક, બેગુમાન. [નરમ.
Dough, *n.* કણેક, (આટાની) લાઈ.—y, *a.* કણેક જેવું,
Doughty, *a.* બાહાદુર, પરાક્રમી.
Dove, *n.* ખબુતર.
Dowager, *n.* મોટા કુળની ઉંચ વિધવા.
Dower, *n.* } પહેરામણી, પલ્લું.
Dowry, *n.* }
Down, *n.* રૂવાં. *ad.* નીચે, તળે.—cast, *n.* ઉદાસ, ખિન્ન થએલો.—fall, *n.* દુર્દશા, પડતી.—right, *a.* તદ્દન, સાફ, બીલકુલ.—ward, *ad.* નીચે.—y, *a.* રૂવાંવાળું, નરમ.

Doxology, *n.* ઇશ્વર ભજન–સ્તોત્ર.
Doze, *n.* ઝોકું, ઉંઘની લહેર.
Dozen, *n.* બાર, બાર બાર જીનસોનો જથ્થો.
Darb, *n.* પાતર, કસબણ.
Draft, *n.* હુંડી, ખરડો. *v. t.* ખરડો, કરવો.
Drag, *v. t.* ખેંચવું, તાણવું.—gle, *v. t.* ઘસડીને પ- લાળવું.—net, *n.* એક જાતની જાળ.
Dragon, *n.* એક જાતનો ઝેહેરી સર્પ.
Dragoon, *n.* ઘોડેસ્વાર.
Drain, *n.* મોરી. *v. t.* ગાળવું.—age, *n.* ગટરકામ.
Drake, *n.* બતક, (નર.)
Dram, *n.* ૨ા તોલા, જલદ દારૂ.
Drama, *n.* નાટક.
Dramatic, Dramatical, *n.* નાટક સંબંધી.
Dramatist, *n.* નાટક લખનાર–બનાવનાર.
Draper, *n.* કાપડીઓ.—y, *n.* કાપડીઓ ધંધો.
Drastic, *a.* ચાકરૂં, કરડું.
Draught, *n.* ઘુંટડો, કોગળો.
Draw, *v. t.* ખેંચવું, આંકવું, મોહ પમાડવું, ચિત્ર પા- ડવું.—ee, *n.* હુંડી શીકારનાર.
Drawer, *n.* હુંડી લખનાર, ખાનું. *pl.* સુરવાલ. [ખાનું.
Drawing, *n.* ખેંચવું તે, ચિત્ર.—room, *n.* દીવાન-

Drawl, *v. t.* or *v. i.* ધીમેધીમે-ચાંપીચાંપીને બોલવું.
Drawn, *a. p. p.* ખેંચાએલું, કોઇ જીતેલું પણ નહીં તેમ કોઈ હારેલું પણ નહી, સરખું.
Dray, *n.* ભારે બોજો ભરવાનું નીચું ગાડું.
Dread, *n.* ડર. *v. t.* ડરાવવું. *v. i.* બિહીવું. [ચલ્લી.
Dream, *n.* સ્વપ્નું. *v.i.* સ્વપ્નું આવવું.—er, *n.* શેખ-
Drear, Dreary, ભયાનક, ઉજાડ.
Dregs, *n. pl.* કચરો, થરો, શેષ.
Drench, *v. t.* ભીંજાવવું.
Dress, *n.* પોષાક. *v. t.* સમારવું, શણગારવું.—ing, *n.* મલમપટ્ટી.—y, *a.* ફુલફટાકી, વરણાગીયું. [કમ.
Dribble, *v. i.* ટપકવું, ટીપાં પાડવાં.—t, *n.* નાની ર-
Drift, *n.* પાણીના પ્રવાહ અથવા પવનના ઝપાટાથી જે કંઇ ઘસડાઈ ગયું હોય તે. *v. i.* પવનના જોરથી પાણી ઉપર ઘસડાવું. [તનું હળ.
Drill, *v. t.* કવાયત આપવી.—plough, *n.* એક જા-
Drink, *v. t.* પીવું. *n.* પાન.
Drip, *v. i.* ટપકવું.
Drive, *v. t.* હાંકી મુકવું. *v.i.* પવન અથવા પાણીના જોરથી આગળ ઘસડાવું. *n.* ગાડીની સેહેલ.—r, *n.* હાંકનાર. [ડો, દીવાનો.
Drivel, *v. i.* થુંક ગળવું-પડવું.—ler, *n.* લાળીયું, ગાં-

Drizzle, *v. i.* ઝરમર ઝરમર વરસવું.
Droll, *a.* મશ્કરો. *n.* ટોલટપા કરી હસાવનાર.—ery, *n.* મશ્કરી, ટકોર.
Dromedary, *n.* સાંઢણી.
Drone, *n.* મધમાખીનો નર, સુસ્ત. [જવું.
Droop, *v. t.* દીલગીરીથી માથું નીચે નાંખવું, કરમાઈ
Drop, *v. t.* પાડવું, પડતું મુકવું. *n.* ટીપું. *v.i.* ચુવું.
—serene, *n.* આંધાપો કરે એવું આંખનું દરદ.
Dropsical, *a.* જળંધર વાળું.
Dropsy, *n.* જળંધર.
Dross, *n.* ધાતુનો મેલ.
Drought, *n.* સુકો કાળ, તરસ.
Drove, *n.* ગાય ઢોરનું ટોળું. *v.t.* હાંક્યું.—r, *n.* ગાયં ઢોરનો ચરવૈયો—વેચવા લેઇ જનાર.
Drown, *v. t.* ડુબાવવું. *v.i.* ડુબી મરવું, બુડવું.
Drowsy, *a.* સુસ્ત, ઉંઘમાંથી ઉઠેલું.
Drub, *v. t.* લાકડી વતી મારવું.
Drubbing, *n.* મારકુટ, સોકટાંબાજી.
Drudge, *n.* મજુર, વેઠીઓ. *v. i.* મજુરી-વેઠ કરવી.
—ry, *n.* વેઠ, વૈતરૂં.
Drug, *n.* કરીઆણું, ઔષધ.
Druggist, *n.* ગાંધી.

Druid, *n.* ઇંગ્લાંડ દેશના આગલા વખતનો ધર્મગુરૂ.

Drum, *n.* પડઘમ, કાનનો પડદો. *v. t.* or *v. i.* પડઘમ વગાડવી.

Drummer, *n.* પડઘમ વગાડનાર.

Drunk, *a.* પીધેલું.—ard, *n.* છાકટો.

Drupe, *n.* બદામ.

Dry, *a.* સુકું, અરસિક. *v. t.* સુકવવું.—lock, કોરી ગોદી.—ness, કોરાપણું.—nurse, ધવડાવવા શીવાય બચ્ચાનું જતન કરવા રાખેલી આયા.—rot, *n.* સળવું તે, સળો.

Dual, *n.* દ્વીવાચક.—number, દ્વીવચન.—ity, *n.* બે હોવું તે, બેપણું.

Dub, *v. t.* હોદ્દો આપવો.

Dubious, *a.* સંશયયુક્ત.

Duchess, *n.* અમીરની બાયડી.

Duck. *n.* બતક.—ling, *n.* બતકનું બચ્ચું.

Duct, *n.* નસ, નળી.

Ductile, *a.* તાણી શકાય તેવું.

Ductility, *n.* તાર ખેંચાય-તણાય એવો ગુણ.

Due, *a.* લાયક. *n.* લેહેણું.

Duel, *n.* બેની લડાઈ, દ્વંદ્વ યુદ્ધ.

Duellist, *n.* દ્વંદ્વ યુદ્ધ કરનાર.

Duet, *n.* જે બન્ને સાથે ગાઇ વગાડી શકે એવું ગાયન.
Dug, *n.* આંચળ.
Duke. *n.* ઉમરાવ, અમીર.—dom, અમીરનું રાજ્ય.
Dulcet, *a.* મીઠું, રસીલું, મધુર.
Dulcify, *v.t.* મીઠું કરવું.
Dull, *a.* જડબુદ્ધિનો. ઉદાસ.—ard, ઢાંઢો, મુર્ખ.
Duly, *ad.* યોગ્ય રીતે, યથાસ્થિત. [મગદળ:
Dumb, *a.* મુગું, વાચા વગરનું.—bells, *n.* વિલાયતી
Dump, *n.* ઉદાશી.—y, ઠુંકું અને જાડું.
Dun, *n.* તગાદો કરનાર. *v. t.* તગાદો કરવો.*a.* કાળું.
Dunce, *n.* મુર્ખ, પથરો.
Dung, *n.* છાણ, ખાદ.—hill, *n.* ઉકરડો.
Dungeon, *n.* બંધીખાનું.
Dupe, *n.* ભોળો. *v.t.* ઠગવું. [કરવી.
Duplicate, *a.* બેવડું. *n.* બીજી નકલ. *v.t.* બીજી પ્રત
Duplicity, *n.* મકરબાજી, છળ.
Durable, *a.* ટકાઉ, કાયમ.
Duration, *n.* ટકાવ, વખત.
During, *prep.* માં, માંહે, અંદર. [કાળું, નિસ્તેજ:
Dusk, *a.* ઝાંખું. *n.* મહો સુજતું ઝળઝળું,—y, *a.*
Dust, *n.* ધુળ, ગિરદ.—y, *a.* ધુળથી ઢંકાઈ ગએલું.
Duteous, *a.* આજ્ઞાંકિત, કહ્યાસર.

Dutiful, *a.* આજ્ઞા માનનાર, આધિન.
Duty, *n.* ધર્મ, કર: [ગણું, વામનરૂપ.
Dwarf, *n.* ઠીંગણું માણસ, વામનજી.—ish, *a.* ઠીં-
Dwell, *v. t.* રહેવું, વસવું.—er, *n.* રેહેનાર, વાસી.
—ing, *n.* રહેઠાણ.
Dwindle, *v. i.* ઓછું-ક્ષિણ-કમી થવું.
Dye, *v. t.* રંગવું.*n.* રંગ.—r, *n.* રંગ્રેજ.
Dying, *a.* નાશવંત, મરતી વખતનું. [શાસ્ત્રનો ભાગ:
Dynamics, *n.* ગતિમાન પદાર્થનું વર્ણન કરનાર એક
Dynasty, *n.* રાજવંશાવળી, પાદશાહનો વંશ.
Dysentery, *n.* મરડો, અતિસાર.
Dyspepsia, *n.* અજીરણ, અપચો, બાદી.
Dyspeptic, *a.* અજીરણવાળું. [અટકાવ.
Dysury, *n.* પેશાબ કરતી વેળા લાગતી તાણક-આગ-

---

# E.

E. ઇંગ્રેજી મૂળાક્ષરનો પાંચમો અક્ષર.
Each, *a.* દરેક, હરેક. [તાવળ.
Eager, *a.* આતુર, ઉતાવળું.—ness, *n.* ઉત્કંઠા, ઉ-

Eagle, *n.* ગરૂડ પક્ષી, આગલા રોમન તથા હાલના ફ્રેન્ચ લોકનો ઝુંડો.—t, *n.* ગરૂડનું બચ્ચું.

Ear, *n.* કાન, કણસલું.—ache, *n.* કાનનું દરદ. —wax, કાનનો મેલ.

Earl, *n.* ઇંગ્લાંડ મધ્યે અર્લ કરીને અમિરની પદવી છે.

Early, *a.* વહેલું, ટાંકણાસર, આગાઊનો.

Earn, *v. t* કમાવું, મેળવવું.

Earnest, *n.* ખરાપણું, બાનું. *a.* આતુર.—ly, ખરાપણાથી.—ness, *n.* ઉત્કંઠા, આતુરતા.

Earning, *n.* કમાઈ, આવક, પ્રાપ્તી.

Earth, *n.* પૃથ્વી, ગટોડું, ભોંય.—en, *a.* માટી-કાદવનું.—ware, *n.* માટીના વાસણ.—ly, *a.* દુનિયાનું. જમીનને લગતું, ક્ષણભંગુર.—quake, *n.* ધરતીકંપ, ધરણી કંપ.—work, *n.* મટોડીનો કોટ.

Ease, *n.* આરામ. *v. t.* આરામ પામવો.

Easily, *ad.* સેહેલાઈથી.

East, *n.* ઉગમણુ દિશા.—er, *n.* ખ્રિસ્તી લોકોનો તહેવાર.—erly, *a.* પુર્વ તરફનું.—ward, *ad.* પુર્વ તરફ.

Easy, *a.* સહેલું, સુખી, ખુશાલ, મનનો પોચો.

Eat, *v. t.* ખાવું, ભોજન કરવું, કોરી ખાવું.—able, *a.* ખાવા જોગ. *n.* જમણ.

Eaves, *n.* છજ્જું, છાપરાની પાંખ.

Ebb, *n.* ઓટ, ભરતીના પાણીનું પાછું હઠવું, ઉતરતી દશા. *v. i.* ઓટ થવી.

Ebony, *n.* આબનુસનું લાકડું.

Ebullition, *n.* ખડખડ ઉકળવું તે, ઉભરો.

Eccentric, *a.* જેનું મધ્યબીંદુ એક નહી તે, દીવાનો, વિલક્ષણ, માથાનું જરા ખસેલું.

Eccentricity. *n.* બેઢંગાપણું, ઘેલાપણું.

Ecclesiastic, *n.* ધર્મોપદેશ, પાદરી —al, *n.* ધર્મને લગતું, ધર્મ પ્રકરણ સંબંધી. [શબ્દ થવો.

Echo, *n.* પડઘો, ભુત. *v. t.* ગાજી ઉઠવું. *v. i.* પ્રતિ-

Eclat, *n.* ધામધુમ, ભપકો, શાબાશી.

Ecletic, *a.* ચુંટી કહાડનારૂં. [લાગવું.

Eclipse, *n.* ગ્રહણ. *v. t.* ઓછું કરવું. *v. i.* ગ્રહણ

Ecliptic, *n.* આકાશમાં જે માર્ગે સુર્ય ફરતો દેખાય છે તે માર્ગ, ક્રાંતિવૃત.

Economical, *a.* કરકસરનું, વ્યવસ્થિત, કરકસર કરનાર.

Economise, *v. t.* કરકસર કરવી, ડહાપણથી ખર્ચવું.

Economy. *n.* નિતીનો ખર્ચ, કરકસર, બંદોબસ્ત.

Ecstacy, *n.* પરમાનંદ, બેહદ ખુશાલી.

Ecstatic, *a.* અત્યાનંદ પમાડનાર.

Eddy, *n.* વમળ, વાવંટોળ. [વી.—less, *a.* બુઠું.

Edge, *n.* કાંઠો, ચાકુ વગેરેની ધાર. *v. t.* ધાર કાઢ

Edging, *n.* ગગણી, ઝાલર, કોર.
Edible, *a.* ખાવા જોગ.
Edict, *n.* રાજાનો હુકમ.
Edifice, *n.* ઇમારત, બાંધણી, મેહેલ.
Edify, *v. t.* નીતી માર્ગની બુદ્ધિ આપવી, ઉપદેશ કરવો, સત્માર્ગ દેખાડવો.—ing, *a.* જ્ઞાનવર્ધક.
Edit, *v. t.* ગ્રંથ તપાસીને છાપવો, અધિપતીપણું ચલાવવું.—or, *n.* ગ્રંથ તપાસી છાપવાને તૈયાર કરનાર, વર્તમાનપત્રનો અધિપતી.
Edition, *n.* આવૃતી.
Educate, *v. t.* કેળવણી આપવી, પાલણ પોષણ કરવું.
Education, *n.* કેળવણી, વિદ્યા.—al, *a.* કેળવણી સંબધીનું.
Educe, *v. t.* કાઢવું, કાઢી લેવું.
Eel, *n.* બામ માછલી.
Efface, *v. t.* છેકો મારવો, ભુસી નાંખવું.
Effect, *n.* અસર, મતલબ. *v. t.* પાર પાડવું, સાધવું.—s, *pl.* માલ મતા, સામાન.—ual, *a.* અસરકારક.—ive, *a.* ઉપયોગી, અસરકારક.
Effeminacy, *n.* બાયલાપણું, નામર્દાઈ. [ર્દ થવું.
Effeminate, *a.* નામર્દ, બાયલો, નબળું. *v. i.* નામ-
Effervescence, *n.* જોશ, ઉભરો, ફીણ.

Effete, *a.* વાંઝીયું.
Efficacious, *a.* ગુણકારક, રામબાણ.
Efficacy, *n.* ખુબી, ગુણ, પ્રતાપ.
Efficient, *a.* કાર્યસાધક, અસરકારી.
Effigy, *n.* બાવલું, પુતળું.
Efflorescence, *n.* ફુલ ખીલવાંની મોશમ.
Effluent, *n.* નદીમાંથી નીકળતો ફાંટો.
Effort, *n.* પ્રયત્ન. કોશિશ.
Effrontery, *n.* નિર્લજપણું, ઉદ્ધતાઇ.
Effulgence, *n.* નુર, પ્રકાશ, તેજ.
Effuse, *v. t.* રેડવું.
Effusion, *n.* વરસાવવું, બહાર રેડવું.
Egg, *n.* ઇંડું, બેદું.—plant, *n.* વેંગણી, વંતાક.
Egotism, *n.* ઇતરાજ, હુંપદ, પોતાની બડાઈ.
Egotist. *n.* હુંપદવાળું, બડાઇખોર.
Egregious, *a.* ઘણું મોટાદું, વિલક્ષણ.
Egress, *n.* બહાર જવું તે, નિર્ગમન.
Eight, *a.* આઠ. (૮).—een. *a.* અરાઢ. (૧૮).—h, *a.* આઠમું.—y, *a.* એંસી. (૮૦).
Either, *a.* બેમાંનું એક.
Ejaculate, *v. t.* આકસ્મીક પ્રાર્થના કરવી.
Eject, *v. i.* બહાર ફેંકવું, બાતલ કરવું.—ment, *n.*

(law) બાકુત પાસે કબજે મુકાવવાની ફરીઆદ.
Eke, *v. t.* વધારવું, ઉમેરો કરવો, વળી.
Elaborate, *v. t.* ઘણીજ મહેનતથી બનાવવું. *a.* મ્હોટી મહેનતે કરેલું.
Elapse, *v. i.* જવું, ગુજરવું.
Elastic, *a.* સ્થિતિસ્થાપક, કમાની ખાસીયતનું.—ity, *n.* સ્થિતિસ્થાપકતા, કમાની ખાસિયતના ગુણ.
Elate, *v. t.* મગરૂર કરવું. *v. i.* હર્ષથી ફૂલાવું.
Elation, *n.* ફુલાશ, મગરૂરી.
Elbow, *n.* કોણી. *v. t.* કોણી મારવી.
Elder, *n.* વૃદ્ધ, વડીલ, મોટું.—ly, *a.* ઉત્તર વયનું, ઘરડું થવા આવેલું.
Eldest, *a.* સર્વથી મ્હોટું.
Elect, *a.* પસંદ કરેલું *v. t.* ચુંટી કાઢવું. [ની સત્તા.
Election, *n.* નિમણુક, પસંદ કરવું તે, પસંદ કરવા-
Electric, Electrical, } *a.* વીજળીને લગતું, વીજળીનું.
Electricity, *n.* વીજળી, વીજળીની વિદ્યા.
Elegance, *n.* સભ્યતા, ખુબસુરતી, પ્રૌઢપણું.
Elegant, *a.* શોભીતું, અલંકારીક.
Elegy, *n.* શોકગીત, રાજીઓ, પરજીયો.
Element, *n.* મુળતત્વ, પ્રકરણ.—al, *a.* મુળતત્વ સં-

બંધીનું.—ary, *a.* મુળતત્વનું, અમિશ્રિત.

Elephant, *n.* હાથી, હસ્તી.—easis, પગે ઉતરેલો રસ, જેથી પગ સુઝી જાય છે તે.—ine, હાથીના જેવું, ઘણું મોહોટું.

E'evate, *v. t.* ઉંચે દરજ્જે ચઢાવવું, સારી ઉંચ સ્થિતિમાં આણવું.

Elevation, *n.* ઉંચાઈ, પદ્વી.

Eleven, *a.* અગીઆર, (૧૧).

Elf, *n. pl.* ભૂત, શેતાન, પિશાચ.

Elicit, *v. t.* તકરાર ઉપરથી સાર કાઢવો, બહાર કાઢવું.

Eligibility, *n.* પસંદ થવાની યોગ્યતા, લાયકી.

Eligible, *a.* યોગ્ય, પસંદ કરવા લાયક.

Eliminate, *v. t.* બહાર કાઢવું.

Elixir, *n.* કોઈપણ ચીજને સોનું બનાવી દેવાની અકસીર દવા, અર્ક, રસાયણ.

Elk, *n.* સાબર.

Ell, *n.* કાપડ ભરવાનું માપ.

Ellipsis, *n.* અધ્યાહાર, પદન્યૂનતા.

Elliptical, *a.* અધુરૂં, ન્યૂનપદ.

Elocution, *n.* બોલવાની ઢબ, વાણી, વાકચાતુરી.

Elongate, *v. t.* લંબાવવું.

Elope, *v. i.* નાશી જવું, બીજા પુરૂષની સાથે નિકળી જવું, —ment, *n.* નીકળી જવું તે, પલાયન.

Eloquence, *n.* વાક્ચાતુર્ય, સુભાષણ.
Eloquent, *a.* સુભાષિત બોલનાર.
Else, *a.* બીજુ, નહી તો.—where, *ad.* બીજે ઠેકાણે.
Elucidate, *v. t.* ઉઘાડું કરવું, સમજ આપવી.
Elucidation, *n.* ખુલાસો, બ્યાન.
Elude, *v. t.* વાત ઉડાવવી, નજર ચુકાવવી.
Elusive, Elusory, } *a.* ઠગાઇ ભરેલું, નજર ચુકાવે એવું.
Elysium, *n.* પરમાનંદ સ્થાન.
Emaciate, *v. t.* ગળી જવું. *v. i.* ક્ષિણ થવું.
Emanate, *v. i.* વેહેવું, નીકળવું.
Emanation, *n.* નીકળવું તે.
Emancipate, *v. t.* સ્વતંત્ર કરવું, છોડી દેવું.
Emasculate, *v. t.* ખાંશી—નપુશક કરવું.
Embalm, *v. t.* ઘણો વાર રેહે માટે માંહે મસાલો ભરવો, ગમઇ કરવી.
Embank, *v. t.* પાળ બાંધવી.—ment, *n.* પુસ્તો, [બાંધ.
Embark, *v. t.* વહાણપર ચઢાવવું.—ation, *n.* વહાણ ઉપર ચઢવું તે.
Embarrass, *v.t.* ગભરાવવું, ભીડમાં આણવું.—ment, *n.* તંગી, ગુંચવણ, ગભરાટ.
Embassador, *n.* વકીલ, એલચી.

**Embassy**, *n.* વકીલાત, એલચી મોકલવો તે.[ શણગાર.
**Embellish**, *v. t.* શણગારવું.—ment, *n.* અલંકાર,
**Embers**, *n.* અંગારા, રાખ.
**Embezzle**, *v. t.* પચાવી પડવું, ઓહીઆં કરી જવું.
—ment, *n.* ઓહીઆં કરવું તે. [વવું,શુચક હોવું.
**Emblem**, *n.* નિશાની, ચિન્હ.—atize, *v. i.* દર્શા-
**Embody**, *v. t.* શરીર આપવું, સંગ્રહ કરવો.
**Embolden**, *v. t.* હીમત-ધીરજ આપવી.
**Emboss**, *v. t.* છાપ પાડવી.
**Embrace**, *v. t.* આલીંગન કરવું, ભેટવું, સ્વિકારવું.
**Embrasure**,*n.*તોપની બારી તોપને વાસ્તે કરેલું બારૂં.
**Embrocate**, *v. t.* દરદવાળી જગા ઉપર દારૂ વિગેરે ચોપડવું.
**Embroider**, *v. t.* ભરત ભરવું, વેલબુટી પાડવી.
**Embroidery**, *n.* ભરત, વેલ.
**Embroil**, *v.t.*ખટપટમાં નાંખવું. ફૂટ પાડવી, ફસાવવું.
**Embryo**, *n.* કાચોગર્ભ, હમેલ.
**Emend**, *v. t.* ભુલ સુધારવી.
**Emerald**, *n.* પાનું, લીલમ.
**Emerge**, *v. i.* બહાર આવવું, લોક પ્રસિદ્ધ થવું.
**Emergence**, }
**Emergency**, } *n.* ઉદય, પ્રસંગ, જરૂર.

Emery, *n.* પથ્થરનો ભુકો. કુરંજ.
Emetic, *a.* ઉલટીનું. *n.* ઉલટીનું ઔષધ.
Emigrant, *n.* પોતાનો દેશ છોડીને ગએલું, પરદેશવાશી.
Emigrate, *v. i.* પ્રવાસ કરવો, પોતાનો દેશ છોડી જઇ રહેવું.
Emigration, *n.* પ્રદેશવાસ.
Eminence-cy, *n.* દરજ્જો, મોટી પદ્ધી, મોટાઇ.
Eminent, *a.* પ્રખ્યાત, નામીચું, ઊંચું. —ly, *ad.* ઘણું કરીને.
Emissary, *n.* દુત, ખેપીઓ, જાસુસ.
Emit, *v. t.* મોકલવું, કાઢવું, આપવું.
Emmet, *n.* કીડી, ભંકોડો.
Emollient, *a.* નરમ, સુંવાળું. *n.* નરમ કરવાનું ઓષડ.
Emolument, *n.* ગેદારા, લાભ.
Emotion, *n.* મનનો સંતાપ, મનોવિકાર.
Empale, *v. t.* પુરવું, બંધ કરવું.
Emperor, *n.* રાજાધીરાજ, ચક્રવતી રાજા, શેહેનશાહ.
Emphasis, *n.* શબ્દપર ભાર.
Emphatic, *a.* ભારવાળું, મજબુત.
Empire, *n.* બાદશાહનું રાજ્ય, ચક્રવતી રાજ્ય.
Empiric, *n.* ઊંટવૈદુ કરનાર.—ism, *n.* ઉંટવૈદું.
Employ, *v. t.* ચાકરીએ રાખવું, કામે લગાડવું. *n.*

ચાકરી—ee, n. નોકર.—er, ચાકરીએ રાખનાર.
**Employment**, n. (See Employ).
**Emporium**, n. મુખ્ય બંદર, વ્યાપારનું મથક.
**Empower**, v. t. મુખત્યાર કરવું, અધિકાર આપવો.
**Empress**, n. માહારાણી, શેહેનશાહની રાણી.
**Empty**, a. ખાલી. v. t. or i. ખાલી કરવું.
**Emulate**, v. t. બરાબરી કરવી, ચડાચડી કરવી.
**Enable**, v. t. શક્તિવાન કરવું. [પના થવી તે.
**Enact** v.t. કાયદો કરવો.—ment, n. કાયદાની સ્થા-
**Enamel**, n. મીનો, કાચના જેવી એક વસ્તુ. v. t. મીનો ચઢાવવો. [મોહીત, લંપટ.
**Enamour**, v. t. મોહીત થવું.—ed, p. p. or a.
**Encamp**, v. i. or t. તંબુ તાણવા, મુકામ કરવો, છાવણી કરવી.—ment, n. છાવણી.
**Enchant**, v. t. મનમોહિત કરવું, જાદુ કરવું, મંતરવું.—er, n. ભુવો.—ing, a. જાદુ ભરેલું, મનોહર.—ment, n. જાદુ.—ress, જાદુગરણી.
**Encircle**, v. t. ઘેરવું, ઘેરી લેવું.
**Enclose**, v. t. વાડ બાંધવી, બંધ કરવું.
**Enclosure**, n. વાડ, બીડેલું કામ, બીંદડી વિગેરે.
**Encomium**, n. સ્તુતિ, તારીફ.
**Encompass**, v. t. ઘેરી લેવું. ઘેરો ઘાલવો.

Encore, *ad.* ફરીથી, પાછું.

Encounter, *n.* લડાઈ. *v. t.* મળવું, સામા થવું.

Encourage, *v. t.* ઉત્તેજન આપવું, ધીરજ આપવી.
—ment, *n.* હિમત, ઉત્તેજન.

Encroach, *v. i.* કામમાં હાથ નાંખવો.—ment, *n.* અડચણ કરવી, બથાવી પડવું, ગેરવ્યાજબી રીતે ઘુસવું, આવી અડચણ કરવી. [વું.—ment, *n.* બોજો.

Encumber, *v. t.* બોજાથી અડચણ કરવી, દેવું વધાર-

Encumbrance, *n.* બોજો અટકાવ. [ધામાળા.

Encyclopedia, *n.* સર્વ વિદ્યાના સંગ્રહનો કોષ, વિ-

End, *n.* છેડો, પરિણામ. *v. t.* પુરૂં કરવું. *v. i.* અંત આવવો.—less, *a.* બેહદ, અપાર.

Endanger, *v. t.* ભયમાં નાંખવું. [લાડ.

Endear, *v. t.* પ્રિય–વહાલું કરવું.—ment, *n.* પ્યાર,

Endeavour, *n.* પ્રયત્ન. *v. t.* or *v. i.* પ્રયત્ન કરવો.

Endenizen, *v. t.* મૂક્ત કરવું.

Endorse, *v. t.* પત્ર, હુંડી વગેરે કાગળની પછવાડે સહી કરવી, શેરો મારવો.—ment, *n.* શેરો.

Endow, *v. t.* મીલકત આપવી, પદ્દ્યુ આપવું.—ment, *n.* નીમનુક, વર્ષાશન.

Endue, *v. t.* આપવું, દેવું.

Endurable, *a.* સહન થાય એવું.

Endurance, *n.* ટકાઉપણું.
Endure, *v. t.* વેઠવું, ખમવું.
Enemy, *n.* દુશ્મન, વેરી, શત્રુ.
Energetic-al, *a.* ચાલાક, ઉત્સાહી, કૌવતવાન.
Energy, *n.* ઉત્સાહ, શક્તિ, જીવ.
Enervate, *v. t.* કમજોર-નબળું કરવું.
Enfeeble, *v. t.* નબળું-કમજોર કરવું.
Enforce, *v.t.* અમલમાં લાવવું, વેઠ કરાવવી.—ment, *n.* અમલમાં લાવવું તે.
Enfranchise, *v. t.* છોડવવું, છુટાપણાનો હક આપવો.—ment, *n.* ગુલામગીરીપણામાંથી-બંધીખાનામાંથી મળેલી છુટ. [કરાર, લઢાઈ.
Engage, *v. t.* રોકવું, *v. i.* લઢાઇ કરવી.—ment, *n.*
Engender, *v. t.* or *i.* પેદા-ઉત્પન્ન કરવું.
Engine, *n.* યંત્ર, હથીઆર.
Engineer, *n.* ઇંજનેર, યંત્રકાર.—ing, *n.* યંત્રવિદ્યા.
English, *n.* ઇંગ્રેજ લોક, ઇંગ્રેજી ભાષા. *a.* વિલાયતી.
Engrave, *v. t.* પથ્થર અથવા ધાતુ ઉપર કોરવું-નકશી પાડવી.—r, *n.* શીલ ખોદનાર.
Engross, *v. t.* ગરક કરવું, જથાબંધ ખરીદ કરવું.—ing, *a.* ગરક-લીન કરે એવું. [વધારો.
Enhance, *v. t.* વધારવું, *v. i.* વધવું.—ment, *n.*

Enigma, *n.* સમસ્યા, કોયડો.—tical, *n.* ભેદવાળું.
Enjoin. *v. t.* હુકમ કરવો, તાકીદ કરવી.
Enjoy, *v. t.* or *v. i.* સુખ ભોગવવું, મોજ કરવી.
—ment, *n.* સુખ, આનંદ.
Enkindle, *v. t.* સળગાવવું.
Enlarge, *v. t.* or *i.* વધારવું, વિસ્તારીને કહેવું.
—ment, *n.* મોહોટું થવું તે.
Enlighten, *v. t.* અક્કલનું તેજ વધારવું, રોશન કરવું, સુધારવું.—ment, *n.* પ્રકાશ.
Enlist, *v. t.* નોંધવું. *v. i.* લશ્કરી ચાકરીમાં દાખલ થવું.—ment, *n.* કલમબંદી.
Enliven, *v. t.* સજીવન-જીવતું કરવું.
Enmity, *n.* વેર, દુશ્મનાઇ, વિરૂદ્ધતા.
Ennui, *n.* કંટાળો.
Enormity, *a.* મહાપાપ.
Enormous, *a.* ઘણુંજ મોટું, વિશાળ.
Enough, *a.* પુરતું, જોઇએ તેટલું.*ad.* બસ. *interj.* બસબસ! થયું! *n.* પુરતાપણું.
Enquire, *v. t.* તલાશ કરવી, પુછવું.
Enquiry, *n.* તલાશ, પુછપરછ.
Enrage, *v. t.* ગુસ્સે કરવું, ચીડવવું.[ત્યંત ખુશ કરવું.
Enrapt, *a.* અતી આણંદ પામેલું,—ture, *v. t.* અ-

Enrich, *v. t.* તવંગર કરવું, સુશોભિત કરવું.
Enrobe, *v. t* સુંદર પોશાક પહેરાવવો.
Enrol, *v. t.* નામ લખાવવું, નોંધાવવું.
En-route, *ad.* રસ્તે જતાં.
Enroot, *v. t.* જડમુળમાં બેસાડવું.
Ensconce, *v. t.* બચાવ કરવો.
Enshield, *v. t.* બચાવવું.
Enshrine, *v. t.* પેટીમાં મુકવું, જાળવી રાખવું.
Ensign, *n.* વાવટો, વાવટો લેઇ જનાર, લશ્કરી એક [હોદ્દો.
Enslave, *v. t.* ગુલામ-દાસ કરવો.
Ensnare, *v. t.* ફસાવવું, પેચમાં લાવવું.
Ensue, *v. i.* પરિણામ થવું, પછવાડે બનવું.
Ensuing, *a.* પાછળ આવતું.
Entablature, *n.* સરૂ થાંભલાના મથાળાનો ભાગ ત- [થા નકસી.
Entail, *v. t.* વંશપરંપરા ચાલે એવું કરી આપવું.
Entangle, *v. t.* પેચમાં આણવું, ફસાવવું, ગુંચાવવું.
—ment, *n.* ગુંચવણ.
Enter, *v. t.* or *i.* અંદર જવું-આવવું, નોંધવું. *v. i.* [દાખલ થવું.
Enterprise, *n.* સાહસ કામ, જોખમ ભરેલું કામ.
Entertain, *v. t.* મેમાનદારી કરવી, પરોણા ચાકરીથી ખુશ કરવું.—ing, *a.* ગમતી, રમુજી.—ment, પરોણા ચાકરી, મીજબાની, તમાશો, ગમત.

Enthrone, *v.t.* તખ્તનશીન કરવું, રાજ્યાભિષેક કરવો.
Enthusiasm, *n.* આવેશ, જુસ્સો, ધર્મનું શુર.
Enthusiast, *n.* આવેશી, જુસ્સાવાળું માણસ.—ic
-ical, *a.* અત્યાતુર, જુસ્સાવાળું.
Entice, *v. t.* લલચાવવું, મોહ લગાડવું, લોભાવવું.
—ment, લાલચ, લોભ, છેતરપટ્ટી.
Entire, *a.* તમામ, પુરૂં.—ly, *ad.* છેક, બિલકુલ.
Entitle, *v. t.* અધિકાર આપવો, નામ આપવું.
Entity, *n.* હોવાપણું, અસ્તિત્વ.
Entomb, *v. t.* દાટવું, ઘોરમાં મુકવું.
Entomology, *n.* જીવજંતુ વર્ણનશાસ્ત્ર.
Entrails, *n.* આંતરડાં. [નગી.—d. *a.* મુર્છીત.
Entrance, *n.* દાખલ થવું તે, દાખલ થવાની પરવા-
Entrap, *v. t.* સપડાવવું, ફાંસામાં લાવવું,
Entreat, *v. t.* વિનંતિ કરવી, કાલાવાલા કરવા.—y,
*n.* વિનંતિ, અરજ.
Entrust, *v. t.* સોંપવું, હવાલે કરવું.
Entry, *n.* નોંધ, દરવાજો, પ્રવેશ.
Enumerate, *v. t.* ગણવું.
Enunciate, *v. t.* કહેવું, બોલવું. [બીડીયું.
Envelop, *v. t.* લપેટવું.—e, *n.* ગલેફ, લખોટો, પડ-
Envious, *a.* અદેખો, બળીએલ.

Environ, *v. t.* ઘેરવું,—s, *n.* આસપાસની જગ્યા.
Envoy, *n.* વકીલ, રાજદુત.
Envy, *n.* અદેખાઈ. *v. t.* અદેખાઈ કરવી.
Epaulet, *n.* લશ્કરી સરદારના પોશાકની ખાંદ ઉપ-રનું નીશાન.
Ephemeral, *a.* એક દીવશ જીવતું, ક્ષણ ભંગુર.
Epic, *a.* વીરચરિત્ર-ઈતિહાસ સંબંધી.
Epicure, *n.* ખાનપાનનો શોખી, સ્વાદીયો, વિલાસી.
Epidemic-al, *n.* મરકી. *a.* ચેપી.
Apidermis, *n.* બહારની ચામડી-છાલ.
Apigram, *n.* ગજલ, ટુંકી કવિતા.
Epigrammatist, *n.* કવિતાના ટપ્પા જોડનાર.
Epigraph, *n.* ઈમારત ઉપર કોતરેલો લેખ.
Epilepsy, *n.* મુર્ચ્છાવાયુ, ફેફરૂં.
Epilogue, *n.* નાટકની આખરનો શ્લોક.
Episode, *n.* કોઈની વચમાં આવેલી બીજી વાત, આ-ડી કથા, ઉપાખ્યાન.
Epistle, *n.* કાગળ, પત્ર.
Epistolary, *a.* કાગળપત્ર સંબંધી.
Epitaph, *n.* કબર ઉપરનો લેખ.
Epithalamium, *n.* લગ્નમાં ગાવાનું ગીત, ધોળ.
Epithet, *n.* ગુણનામ, ખેતાબ.

Epitome, *n.* સારસંગ્રહ, સંક્ષેપ.
Epoch, *n.* સાલ, શક, સંવત.
Equal, *n.* બરોબરીયો. *a.* જોડીનું. *v. t.* સરખા કરવું.—ise, *v. t.* બરોબર-સરખું કરવું. —ity, *n.* સરખાપણું.—ly, *ad.* સરખી રીતે.
Equanimity, *n.* સમભાવ, સમાનપ્રકૃતિ.
Equation, *n* સમીકરણ.
Equator, *n.* વિષુવૃત, ભૂમધ્યરેષા.
Equestrian, *n.* ઘોડેસ્વાર. *a.* ઘોડા સંબંધી.
Equi-angular, *a.* સમકોણ.
Equilateral, *a.* સમબાજુ.
Equilibrium, *n.* સમતોલ.
Equinox, *n.* મેષમાં આવવાનો સુર્યનો વખત.
Equip. *v. t.* પોશાક ગેહેરાની તૈયાર કરવું, સજવું. —age, *n. a.* સ્વારી, રસાલો.
Equitable, *a.* ન્યાયી, અદલ.
Equity, *n.* ન્યાય, અપક્ષપાત.
Equivalent, *n.* અવેજ, બદલો, એક અર્થનું.
Equivocal, *a.* અસ્પષ્ટ, શક ભરેલું.
Equivocate, *v. i.* આડુ આડુ-કપટથી બોલવું.
Era, *n.* શક-સંવત.
Eradicate, *v. t.* જડમુળ કાડવું.

Eradication, *n.* જડમૂળમાંથી ઉખેડી નાંખવું તે.
Erase, *v. t.* છેકી નાંખવું, ખોદી કાઢવું.
Erasure, *n.* છેકી નાંખવું તે, છેકો.
Ere, *ad.* આગમચ, પૂર્વે. —long, *ad.* લાંબો વખત ગુજર્યાની અગાઉ, કયારનું.
Erect, *a.* ઉભું. *v. t.* બાંધવું. —ion, *n.* ઉભુ-સીધુ કરવું તે, ઈમારત, બાંધણી.
Ergo, *ad.* માટે, તેથી.
Err, *v. t.* ભુલવું, આડે માર્ગે જવું.
Errand, *n.* સંદેસો, સમાચાર.
Erratum, *n.* લખવામાં અથવા છાપવામાં થએલી ભૂલ.
Erroneous, *a.* ભૂલભરેલું, અશુદ્ધ.
Error, *n.* ભૂલ, ચૂક.
Eructation, *n.* ઓડકાર.
Erudite, *a.* વિદ્વાન, કામેલ.
Eruption, *n.* જોરથી બહાર નીકળવું તે, ફોલ્લો.
Escalade, *v. t.* નીસરણી મુકીને ચઢવું. [બચી જવું.
Escape, *n.* નાહાસવું તે. *v. t.* નજરે ચુકવવી. *v. i.*
Eschew, *v. t.* ટાળવું, ત્યાગ કરવો. [ચાડવું
Escort, *n.* રખવાળીયો, વળાવો. *v. t* સાથે જઈ પોહો-
Esculent, *a.* ખાવા જોગ. *n.* ખાવાજોગ પદાર્થ.
Especial, *a.* જરૂરનું; મુખ્ય.

Esplanade, *n.* મેદાન.
Espousal, *n.* લગ્નની માગણી, વીવાહ.
Espouse, *v. t.* સગાઈ કરવી, પક્ષ ખેંચવો.
Espy, *v. t.* દુરથી જોવું.
Esquire, *n.* એક જાતનો ખેતાબ છે.
Essay, *n.* નિબંધ, અજમાયશ. *v. i.* ઉદ્યોગ કરી જોવો.—ist, *n.* નિબંધ બનાવનાર.
Essence, *n.* તત્વ, અર્ક, ગર.
Essential, *n.* જરૂરની વાત. *a.* સ્વાભાવિક, જરૂરનું. —ly, *ad.* અવશ્યે કરીને, જરૂર.
Establish, *v. t.* નિમવું, સ્થાપવું. —ed, *a.* કાયમ-મુકરર થયેલું.—ment, *n.* સ્થાપના, કારખાનું.
Estate, *n.* વતન, માલમતા, જાગીર.
Esteem, *n.* માન, પ્યાર. *v. t.* ગણવું.
Estimable, *a.* માન જોગ આણરૂ લાયક.
Estimate, *n.* અટકળ. *v. t.* અડસટ્ટો કાઢવો.
Estimation, *n.* ગણત્રી, મત, માન.
Estrange, *v. t.* પ્રિતી ઉઠાવવી. *v. i.* વિરક્ત કરવું.
Estuary, *n.* ખાડી.
Etch, *v. t.* તેજાબથી કોતરવું.
Eternal, *a.* કાયમ, હમેશાનું, અનંત.
Eternity, *n.* અનંતપણું, અનંતત્વ.

**Ether**, *n.* ઉડી જાય ને સળગી ઉડે એવો પાણી જેવો પદાર્થ,એકજાતની માતગીહુવા.—**eal**,*a.*આકાશમાંનું.
**Ethic-al**, *a.* નીતિ સંબંધી.
**Ethics**, *n.* નીતિશાસ્ત્ર.
**Etiquette**, *n.* સભ્યતાની રીતી, શાણુકાઇ.
**Etymology**, *n.* શબ્દવ્યુત્પત્તિ, મુળશબ્દ.
**Etymon**, *n.* મૂળ શબ્દ ધાતુ.
**Eulogist**, *n.* પ્રસંશા–તારીફ કરનાર.
**Eulogeum**, **Eulogy**, } *n.* સ્તુતિ, તારીફ, વખાણ.
**Eunuch**, *n.* નપુંસક.
**Euphony**, *n.* સુસ્વર.
**European**, *n.* યુરોપિયન, ટોપીવાળો. *a.* વિલાયતી.
**Evacuate**, *v. t.* ખાલી કરી આપવું.
**Evade**, *v. t.* ઉડાવવું, વાયદા કરવા, છટકી જવું.
**Evanescent**, *a.* ક્ષણભંગુર, કાચુ.
**Evangelist**, *n.* ઈસુ ખ્રીસ્તનો વૃત્તાંત લખનાર.
**Evaporate**, *v. i.* વરાળરૂપે ઉડી જવું, વરાળ કરવી.
**Evasion**, *n.* બાહાનું, ઉડાવવું તે.
**Evasive**, *a.* અનિશ્ચિત, ઉડાવે એવું.
**Eve**, *n.* આદમની બાયડી, હવા, સાંજ.
**Even**, *n.* સાંજ *a.* સપાટ, સરખું, બેકી. *ad.* પ-

ણુ.—ness, *n.* સરખાપણું.—handed, *a.* નિષ્પક્ષપાતી.

Evening, *n.* સાંજ. *a.* સાંજનું.

Event, *n.* બનાવ, પરિણામ.—ful. નામીચું, ઉથલપાથલ ભરેલું—ually, *ad.* આખરે.

Ever, *ad.* કદી, હુમેશ, સદા.—green, *a.* સર્વદા તાજુ.—lasting, *n.* અવિનાશી, નિત્ય રહે તેવું. —more, *ad.* હુમેશ, સદા.

Every, *a.* હરેક.—where, *ad.* સઘળે, હર જગાએ.

Evict, *v. t.* કાયદાની રૂઇએ કબજે છોડાવવો.

Evidence, *n.* પુરાવો, મુદ્દો. *v. t.* પુરાવો આપવો.

Evident, *a.* ઉઘાડું, જાહેર.—ial, *a.* સાબીતી આપે એવું.

Evil. *n.* ખરાબી, આફત. *a.* ખરાબ.—eyed, *a.* નજર લગાડે એવું.—minded, હૈયાનું મેલું.

Evince, *v. t.* દલીલથી દેખડાવવું, બતલાવવું.

Evitable, *a.* છોડાય તેવું.

Evolution, *n.* પ્રાતમૂળ કાઢવું, કવાયત.

Ewe, *n.* મેંઢી. [રણી.

wer, *n.* હાથ ધોવાનું વાસણ, તસ, લોટો, કુજો, બં-

Exacerbate, *v. t.* ગુસ્સો વધારવો, ચીડવવું.

Exact, *a.* બરોબર, દુરસ્ત. *v. t.* જુલમથી લેવું—ion, *n.* જબરાઇથી કરેલી માગણી, જોરથી લીધેલા પૈસા.

—ly, *ad.* બરાબર.—ness, *n.* ચોકસપણું. [રવું.
Exaggerate, *v. t.* અતિશયોક્તિ કરવી, રજનું ગજ ક-
Exaggeration, *n.* અતિશયોક્તિ.
Exalt, *v. t.* પદ્વીએ ચઢાવવું, તારીફ કરવી.—ation, *n.* મોટી પદ્વી આપવી તે, માનવૃધી.
Examination, *n.* પરિક્ષા, ચોકશી. [*n.* તપાસનાર.
Examine, *v. t.* તપાસવું, કસવું, બારીકીથી જોવું.—r,
Example, *n.* દાખલો, કિસ્સો, નમુનો.
Exasperate, *v. t.* ચીડવવું, કોપાયમાન કરવું.
Excavate, *v. t.* કોરવું, પોકળ કરવું.
Exceed. *v. t.* વધી જવું, સરસ થવું.—ing or ingly, ઘણુંજ, અતિશય, પુષ્કળ.
Excel, *v. t.* પાછળ પાડવું, ચઢિયાતું થવું. *v. i.* ચ-ઢવું.—lence, *n.* ઉત્તમપણું, ગુણ.—lency, ખુબી, માનનો એક ખેતાબ છે.—lent, *a.* ઉત્તમ, શ્રેષ્ટ.
Except, *v. t.* જુદું કરવું, અલાયદું કરવું. *prep.* સિવાય.—ion, *n.* અપવાદ, હરકત.—ional, *a.* અપવાદનું બાતલ કરવા જેવું. [દથી વધે.
Excess, *n.* વિશેષ, અતિશય.—ive, *a.* બેસુમાર, હ-
Exchange, *n.* સાટું. *v. t.* સાટું કરવું.
Exchequer, *n.* જમાબંધીની કચેરી, નાણાનો ખજાનો.
Excise, *n.* મેહેસૂલ, જગાત.

Excite, *v. t.* ઉશ્કેરવું, ખીજવવું.
Exclaim, *v. t.* મોટેથી બોલવું.
Exclamation, *n.* પોકાર, બૂમ, આશ્ચર્ય ચિન્હ. (!)
Exclude, *v. t.* દુર કરવું, અંદર આવવા ન દેવું.
Exclusion, *n.* બાતલ કરવું તે, વર્જન.
Exclusive, *a.* અંદર આવવાનો અટકાવ કરનારૂં. એકલું, ગણત્રીમાં નહીં લીધેલું.—ly, *ad.* પોતેજ ભોગવે અને બીજાને ભોગવવા ન દે એવી રીતે.
Excogite, *v. t.* વિચાર કરી શોધી કાઢવું.
Excommunicate. *v. t.* નાતબહાર મુકવું.
Excoriate, *v. t.* છોલી નાંખવું, ચામડી ઉતારવી.
Excrement, *n.* મેલ, ગૂ.
Excrescence, *n.* શરીરપર વધેલું માંસ, મસો, અવાળુ.
Excretion, *n.* મેલ.
Excruciating, *a.* અતિ વેદનાનું.
Exculpate, *v. t.* નિરઅપરાધિ ઠેરવવું.
Excursion, *n.* સેહેલ, પર્યટણ.
Excusable, *a.* માફ કરવા જોગ, ક્ષમા પાત્ર.
Excuse, *n.* બાહાનું, માફી. *v. t.* માફ કરવું.
Execrable, *a.* અતિ દુષ્ટ, ધિક્કારવા લાયક.
Execrate, *v. t.* શ્રાપ દેવો.
Execration, *n.* શ્રાપ, ધીટકાર.

Execute, *v. t.* બનવવું, સહીસાખ કરી કબાલો નક્કી કરી આપવો, ફાંસી દેવી. [દેનાર.
Execution, *n.* બનવવું તે, ફાંશી.—er, *n.* ફાંશી
Executive, *n.* રાજનો કાયદો બરાબર ચાલે છે કે નહી તે જોનાર અમલદાર, અમલમાં લાવનારૂં.
Executor, *n.* વસિયતનામુ ચલાવનાર, વકીલ.
Executrix, *n.* વસીયતનામુ અમલમાં લાવવા સારૂ નીમેલી સ્ત્રી. [સવા લાયક.
Exemplary, *a.* દ્રષ્ટાંતિક, નકલ કરવા જોગ, કરબ બે-
Exemplify, *v. t.* ઉદાહરણ આપવું. [મારી, મુક્તિ.
Exempt, *a.* છોડી મૂકેલું. *v. t.* છુટકો કરવો.—ion,
Exercise, *n.* અભ્યાસ, કસરત. *v. t.* કસરત કરવી.
Exert, *v. t.* કામે લગાડવું.—ion, *n.* કોશીશ, મેહેનત.
Exhale, *v. t.* શ્વાસ બહાર કાઢવો.
Exhaust, *v. t.* ખાલી કરવું, ખપાવી નાંખવું, થકવવું. —ion, *n.* ખાલી કરવું તે, થાક.
Exhaustive, *a.* ખાલી કરે એવું.
Exhibit, *v. t.* દેખાડવું. *n.* દસ્તાવેજ.—ion, *n.* પ્રદર્શન, તમાસો, વિદ્યાર્થીને આપેલી નીમણુંક.—ioner, નીમણુક લેઈને ભણનારો વિદ્યાર્થી.
Exhilarate, *v. t.* ખુશ કરવું. [*n.* ઉપદેશ, બુદ્ધિવાદ.
Exhort, *v.t.* બોધ કરવો. *v.i.* પ્રેરણા કરવી.—ation,

Exigence, Exigency, } *n.* જરૂરીઆત, ગરજ, સંકટ.

Exile, *n.* દેશનિકાલ. *v. t.* દેશનિકાલ કરવું.

Exist, *v. i.* હોવું, જીવવું.—ence, *n.* હયાતી, ટકાવ.—ent, or ing, જીવતું, હયાત, વિદ્યમાન.

Exodus, *n.* નિર્ગમન.

Exofficio, *ad.* હોદ્દાની રૂએ.

Exogenous, *a.* બહારથી વધારો થતો હોય એવું.

Exonerate, *v. t.* ઠપકો કહાડી નાંખવો, નિર્દોષ ઠેરવવું, જવાબદારીમાંથી છુટાં કરવું-થવું.

Exorable, *a.* સહેલાઈથી સમજાઇ શકાય એવું.

Exorbitant, *a.* બેહદ, અતિશય.

Exorcise, *v. i.* ભૂત કાઢવું.

Exorcist, *n.* પંચાક્ષરી, ભૂત કાઢનાર.

Exordium, *n.* ઉપોદ્ઘાત, દિબાચો, પ્રસ્તાવના.

Exoteric-al, *a.* ખુલ્લું, પ્રગટ.

Exotic, *a.* પારકા દેશનું.

Expand, *v. t.* ખીલવવું, વિસ્તારવું.

Expanse, *n.* મોટો વિસ્તાર, સપાટી.

Expansion, *n.* પ્રસાર, ફેલાવો.

Ex-Parte, *a.* એક તરફી.

Expatiate, *v. i.* વિસ્તારીને લખવું.

Expatriate, *v. t.* દેસવટો દેવો.
Expect, *v.t.* વાટ જોવી, ઉમેદ રાખવી, ધારવું.—ant, વાટ જોતું.—ation, *n.* ઉમેદવારી, વકી, આશા.
Expectorate, *v. t.* ગળફો કાઢવો, ખંખારવું.
Expedient, *n.* ઉપાય, યુક્તિ. *a.* ઉપયોગી, ઉચિત.
Expedite, *v. t.* ઉતાવળ કરવી.
Expedition, *n.* ઉતાવળ, ચઢાઇ, સ્વારી.
Expel, *v. t.* કાઢી મૂકવું, દુર કરવું. [ખરચ.
Expend, *v.t.* or *i.* ખરચવું, ખપાવવું.—iture, *n.*
Expense, *n.* ખરચ.
Expensive, *a.* ઘણી કીમતનું, મોંઘું.
Experience, *n.* અનુભવ, જાતી તપાસ. *v. t.* વેઠવું.—d, *a.* અનુભવી, ઘડાએલું, જાણીતું. [ભવનું-સંબંધી.
Experiment, *n.* પ્રયોગ, અજમાસ.—al, *a.* અનુ-
Expert, *a.* કુશળ, ચતુર.—ness, *n.* હુશેઆરી, ચાલાકી.
Expiate, *v. t.* પ્રાયશ્ચિત કરવું, પાપ નિવારણ કરવું.
Expiation, *n.* પ્રાયશ્ચિત.
Expiration, *n.* શ્વાસ કાઢવો તે, છેડો. [પુરી થવી.
Expire, *v. t.* દમ બહાર કાઢવો. *v. i.* મરવું, મુદત
Explain, *v. t.* અર્થ-ટીકા કરવી, સમજાવવું.
Explanation, *n.* ખુલાસો, સમજણ આપવી તે.
Explanatory, *a.* અર્થ બતાવે એવું, ટીકારૂપ.

Expletive, *a.* વધારાનું. *n.* વાકયાલંકાર.
Explicible, *a.* સમજાવી શકાય એવું.
Explicate, *v. t.* મતલબ સમજાવવી, ઉઘાડું કરવું.
Explicit, *a.* ઉઘાડું, સ્પષ્ટ, ખુલ્લું.
Explode, *v.i.* અવાજ કરીને ફૂટવું. *v.t.* ઉડાવી દેવું.
Exploit, *n.* મહત્ત કૃત્ય, કરેલું પરાક્રમ.
Exploration, *n.* શોધ, તપાસ.
Explore, *v. t.* શોધવું, તપાસ કરવી.
Explosion, *n.* ધડાકો, કડાકો.
Explosive, *a.* ધડાકો કરે-ફુટે એવું.
Exponent, *n.* ધાત પ્રકાશક.
Export, *n.* દેશાવર ખાતે મોકલેલો માલ, દેશાવર ખાતે બહાર મોકલવું.—ation, *n.* વેપારનો સામાન દેશાવર ખાતે મોકલવો તે.
Expose, *v. t.* ઉઘાડું કરવું, ફજેતી કરવી.
Exposition, *n.* ગોઠવણ, વર્ણન.
Expositor, *n.* બયાન-ટીકા કરનાર.
Expostulate, *v. t.* સમજાવવું, ઠપકો દેવો.
Expostulation, *n.* શિખામણ, બોધ.
Expostulatory, *a.* શિખામણ ભરેલું.
Exposure, *n.* ઉઘાડું મૂકવું તે, ફજેતી.
Expound, *v. t.* બયાન કરવું, અર્થ સમજાવવો.

Express, *n.* મુદ્દાનો મોકલેલો ખેપીયો. *a.* સ્પષ્ટ.*v.t.* ખુલ્લું કરવું.—ive, બોધક, દર્શક.—ly, સાફ, ખસુસ, જાણી જોઈને.—ion, *n.* પીલીને કાઢવું તે, કહેવું-બતલાવવું તે, શબ્દ, વાક્ય.

Expulsion, *n.* કાઢી મુકવું-નાંખવું તે.

Expunge, *v. t.* રદ કરવું, છેકી નાંખવું.

Exquisite, *a.* ચોકસ, ઉત્તમ, વરણાગીઓ, ફક્કડ.

Extant, *a.* ચાલુ, મોજુદ.

Extemporaneous, } પ્રસંગે સુઝેલું, સમયસુચક.
Extemporary, }

Extempore, *ad.* આગળથી તૈયાર ન કરેલું, શિઘ્ર.

Extend, *v. t.* લાંબું કરવું, વિસ્તારવું.

Extension, *n.* લંબાણ, વિસ્તાર.

Extensive, *a.* વિશાળ, મોટું.

Extent, *n.* હદ, મર્યાદા.

Extenuate,*v.t.*પાતળું-નબળું કરવું, કમી કરવું, છાવરવું.

Exterior, *n.* બહારની બાજુ, બહારનું.

Exterminate, *v. t.* જડમૂળથી નાશ કરવો, ઉચ્છેદવું.

External, *a.* બહારનું, પ્રગટ.

Extinct, *a.* નાબૂદ, નાશ પામેલું.—ion,*n.* ખરાબી, નાશ.

Extinguish, *v. t.* બુજાવી નાંખવું. હોલવવું.—er, *n.* હોલવનાર, હોલવવાનું હથિયાર.

Extirpate, *v. t.* મુળ સુદ્ધાં ઉખેડી નાંખવું.
Extol, *v. t.* વખાણવું, ગુણ વર્ણન કરવું.
Extort, *v. t.* જુલમથી કઢાવવું.—ion, *n.* જબરજસ્તીથી લેવું તે.—ioner, *n.* બળાત્કારે લેનાર, જુલમી.
Extra, *n.* વધારે, બીજો.
Extract, *n.* ઉતારો, અર્ક. *v. t.* ઉતારો કરવો.
Extraction, *n.* કાઢવું તે, ઓલાદ.
Extraneous, *a.* બીજી જાતનું, બહારનું.
Fxtraordinary, *a.* તાજુબ, વિલક્ષણ.
Extravagance, *n.* ઉડાઉપણું, અમર્યાદ ખરચ.
Extravagant, *a.* ઉડાઉ, ધુતાળ.
Extreme, *n.* છેડો, ગણિત તથા ભૂમિતિમાં આદી તથા અંત્યાંક. *a.* છેલ્લું, અતિશય.—ly, *ad.* અતિશય, પુષ્કળ, ઘણુંજ.
Extremity, *n.* છેડો, ખાવાપીવાનું દુઃખ.
Extricable, *a.* નીકળી-છુટી-મોકળુ થઈ શકે એવું.
Extricate, *v. t.* છોડવવું, બચાવવું.
Extrinsic, *a.* પારકું, બહારનું.
Extrude, *v. t.* બહાર ધકેલવું, હાંકી કાઢવું.
Exuberance, *n.* પુષ્કળપણું, રેલછેલ, વિપુળતા.
Exude, *v. i.* નિકળવું, ઝરવું.
Exult, *v. i.* ઘણુંજ ખુશ થવું, અત્યાનંદ પામવું.

--ation, *n.* ઉમંગ, ખુશાલી.
Eye, *n.* આંખ, બોરિયું પરોવવાનું નાકું. *v. t.* નજર રાખવી-કરવી.—ball, *n.* આંખનો ડોળો.—brow, *n.* ભમર.—lash, *n.* પાંપણ.—lid *n.* આંખનું પોપચું.—servant, *n.* નજર આગળ કામ કરનાર ચાકર.—service, *n.* આંખ આગળજ કરેલી ચાકરી.—sight, *n.* નજર, દ્રષ્ટી.--sore, *n.* આંખને કંટાળો ઉપજાવે એવી ચીજ.—tooth, *n.* અણીદાર દાંત, શુળ.—witness, *n.* પ્રત્યક્ષ શાક્ષી. [જગ્યા.
Eyry, *n.* ફાડી ખાનારૂં પક્ષી જે ઠેકાણે ઘર કરીને રહેછે તે.

---

# F.

F, ઇંગ્રેજી મૂળાક્ષરનો છઠો અક્ષર.
Fable, *n.* કથા.
Fabric, *n.* બનાવટ, રચના.
Fabricate, *v. t.* ખોટું બનાવવું, ઘડવું.
Fabrication. *n.* તરકટ, બનાવટ.
Fabulist. *n.* વાર્તા જોડનાર.
Fabulous, *a.* જોડી કાઢેલું, કલ્પિત.
Facade, *n.* ઇમારતનો આગલો ભાગ.
Face, *n.* ચેહેરો, મ્હોડું, દેખાતી સપાટી. *v. t.* સન્-

મુખ થવું, સામા થવું. [બાજ, મશ્કરી ભરેલું.
Facet, *n.* (હીરાનો) પાસો.—ious, *a.* ખુશાલી, ઠઠ્ઠે-
Facile, *a.* સેહેલું, સુગમ, સરળ.
Facilitate, *v. t.* સેહેલું કરવું.
Facility, *n.* સેહેલાઈ, નરમાશ.
Facing, *n.* આગલા ભાગનું ઢાંકણ.
Fact, *n.* અસલ હકીકત, સત્યતા.—ion, *n.* રાજદ્વારી
તડ-ટોળી, તડ, ટોળી, બખેડો.
Factitious, *a.* હુન્નરી, કલ્પિત, [કોઠી.
Factor, *n.* આડતીઓ, ગુમાસ્તો.—y, *n.* કારખાનું,
Faculty, *n.* તાકાત, શક્તિ, મનશક્તિ, યુનીવરસીટીમાં
જૂદી જૂદી વિદ્યા શિખવનારા, શિક્ષાગુરૂઓ.
Fade, *v.i.* કરમાઇ જવું, ઝાંખું પડવું,-નો નાશ થવો.
Fag, *n.* વૈતરો. *v. t.* વેઠ કરાવવી. *v.i.* વઈતરૂં કરવું.
—ging, *n.* વૈતરૂં.
Fagot, *n.* લાકડાની ભારી. *v.t.* ભારી બાંધવી.
Fail, *v.i.* કમી થવું, દેવાળું કાઢવું, નિષ્ફળ થવું.—ing, *n.*
ઘટવું તે ભુલ, ચુક.—ure, ગફલત, દેવાળું, નુકસાન.
Fain, *a.* ખુશી. *ad.* ખુશીથી.
Faint, *a.* નાકૌવત, મુર્છાગત. *v. i.* મુર્છા પામવી.
Fair, *a.* ગોરૂં, ખુલ્લું, પ્રમાંણીક. *n.* મેળો. —ness,
*n.* ગોરાપણું, પ્રમાણિકપણું.—spoken, *a.* મીઠું

મીઠું બોલનાર.—y, *n.* અપસરા, ઘણી ખુબસુરત સ્ત્રી.

Faith, *n.* આકીન, ધર્મ.—ful, આકીનવાળો, નીમકહલાલ.—less, *a.* બેઈમાન, હરામખોર.

Falchion, *n.* એક જાતની વાંકી તરવાર.

Falcon, *n.* બાજ, શકરો.

Fall, *v. i.* પડવું. *n.* પડતી દશા, સુકાઇ જવું, હુઠવું, પડી જવું. મળતું આવવું, મંડવું, કજીયો કરવો.

Fallacious, *a.* શક ઉત્પન્ન કરે એવું, જુઠું.

Fallacy, *n.* ખોટાપણું.

Fallible, *a.* ચૂકવા જોગ, ભૂલ કરે એવું.

False, *a.* જુઠું, બનાવટી.—hearted, *a.* દગલબાજ.—hood, *n.* જુઠાપણું, અસત્યતા; કપટ.

Falsify, *v. t.* ખોટું કરવું-પાડવું.

Falsity, *n.* અસત્યતા, ખોટાપણું.

Falter, *v. t.* તોતડું બોલવું, ધ્રુજવું. *v. i.* ભાગ્યુંતુટ્યું બોલવું.

Fame, *n.* તારીફ, કીર્તી, પ્રતિષ્ટા.

Familiar, *a.* હળીમળી જાય એવું, વાકેફગાર.—ise, *v.t.* વાકેફ કરવું.—ity, *n.* ઘરોબો, ઘરવટ, માહીતગારી.

Family, *n.* કુટુંબ, જાત.

Famine, *n.* દુકાળ.

Famish, *v. t.* ભૂખે મારવું.

Famous, *a.* નામદાર, પંકાએલું.

Fan, *n.* પંખો, સુપડું. *v. t.* પંખો-વા નાંખવો.
Fanatic-al, *a.* ધર્માંધ.
Fanaticism, *n.* ઝનુન, ધર્માંધપણું.
Fanciful, *a.* તુરંગી, મનમોજી, મનકલ્પિત.
Fancy, *n.* લેહેર, કલ્પનાશક્તિ. *v. i.* કલ્પના કરવી.
Fane, *n.* દેવલ. દેવમંદીર.
Fang, *n.* અણીવાળો દાંત, પંજો.
Fantastic-al, *a.* કલ્પિત, તુરંગી.
Far, *a*, વેગળું, આઘું. As far as, જયાં સુધી. By far, ઘણું, અતિ. So far, એટલા સુધી. —from, ઘણા છેટેથી.—off, ઘણે દુર.—fetched, *a.* દુરથી આણેલું, દીર્ઘ દ્રષ્ટિવાળું.
Farce, *n.* મશ્કરી, લોકોને હસાવવા સારૂં જે ખેલ થાય છે તે.
Fare, *n.* ખોરાક, ભાડું. *v.i.* ગુજરવું, હોવું.—well, *n.* છેલ્લી સલામ. *interj.* જશો! આવજો! જઈશું!
Farm, *n.* ગણોતે ખેડવા આપેલું ખેતર. *v.t.* સોંપવું, ખેડવું, -નો ઈજારો લેવો.—er, *n.* ખેડુત.
Farrier, *n.* નાળબંધ, ઘોડાનો વૈદ્ય.
Farther, *a.* વધારે દુર, સર્વથી દુર.
Farthing, *n.* પા પેની, દોકડો, કોડી, દમડી.
Fascinate, *v. t.* મોહ પમાડવો, નજર બાંધવી.
Fashion, *n.* આકાર, રીત. *v. t.* બનાવવું.—able,

*a.* દુરસ્ત, માફક, ચાલુ.

**Fast**, *n.* અપવાસ. *a.* જલદી. *ad.* મજબુત.—handed, *a.* બખીલ, કંજુસ.—ness, *n.* ગઢ, કિલ્લો.—en, *v. t.* તાણીને બાંધવું, મજબુત કરવું.

**Fastidious**, *a.* કંટાળો આણે એવું, મિજાજી.

**Fat**, *a.* પુષ્ટ. *n.* ચરબી.—ness, જાડાઈ.—ty, ચીકણું.—al, *a.* નાશકારક.—ality, *n.* તગદીર, નશીબ.

**Fate**, *n.* તકદીર, નશીબ, વિધાતાનો લેખ.

**Father**, *n.* બાપ, ગુરૂ.—hood, *n.* બાપપણું.—ly, *a.* બાપ સમાન.—in-law, *n.* સસરો.

**Fathom**, *n.* છ ફુટ જેટલી લંબાઇ, વામ. *v. t.* માપવું.—less, *a.* અથાગ.

**Fatigue**, *n.* થાક.

**Fatuous**, *a.* નબળા મગજનું, દુષ્ટ બુદ્ધિવાળું.

**Fault**, *n.* કસૂર, વાંક, ખોડ.—less, *a.* નીર્દોષ.—y, *a.* ભૂલભરેલું, ગુનેહગાર.

**Favour**, *n.* માયા, મેહેરબાની. *v. t.* કૃપા કરવી.—able, *a.* અનુકુળ, ઉપયોગી.—ite, માનીતો, કૃપાપાત્ર.—ism, *n.* પક્ષપાત.

**Fawn**, *n.* હરણનું બચ્ચું. *v. i.* ખુશામત કરવી, પ્યાર [બતાવવો.

**Fealty**, *n.* વફાદારી, પ્રજાધર્મ.

**Fear**, *n.* બીક, ભય. *v. t.* ધાસ્તિ લાગવી.—ful, *a.*

બીક-ધાસ્તિ ભરેલું.—less, નિર્ભય, બહાદુર.

Feasibility, Feasibleness, } *n.* શક્યતા, સાધ્યતા, સંભવિતપણું.

Feasible, *a.* બને તેવું, સંભવિત, સુગમ.

Feast, *n.* ખાણું, મીજબાની.

Feat, *n.* પરાક્રમ, હાથચાલાકી.

Feather, *n.* પીંછું, પીંછ.

Feature, *n.* ચહેરો, રૂપ, લક્ષણ.

February, *n.* અંગ્રેજી સાલનો બીજો મહિનો.

Feculence, *n.* મેલાપણું, મલીનતા, મેલ, કચરો.

Fecundity, *n.* ફળદ્રુપપણું, સારી કલ્પનાશક્તિ.

Federal, *a.* કરારનું.

Federation, *n.* સંપ કરવો તે, એક સંપી રાજ્ય.

Fee, *n.* હકસાઇ, ફી, પગાર.

Feeble, *a.* અશક્ત, નરમ. [*n.* ખવાડનાર, ખાનાર.

Feed, *v. t.* ખવડાવવું, પોષણ કરવું. *v. i.* ચરવું.—er,

Feel, *v. t.* અડકવું, લાગવું. *v. i.* સ્પર્શજ્ઞાન થવું.—er, *n.* નાના જીવજંતુઓના મ્હોઢાં આગળના વાળ.—ing, *n.* સ્પર્શેંદ્રિય, મનોવૃત્તિ, દયા.

Feet, *n. pl.* of foot. (See foot.)

Feign, *v. t.* કલ્પવું, ખોટું ડોળ દેખાડવું, બાનું કાઢવું.

Feint, *n.* ઢોંગ, બહાનું.

Felicitate, *v. t.* ખુશી બતાવવી.
Felicity, *n.* પરમસુખ.
Feline, *a.* બિલાડીના સરખું.
Fell, *a.* ક્રુર, નિર્દય. *v. t.* કાપી નાંખવું, પાડવું.
Fellow, *n.* બંધુ, સોબતી.—creature, *n.* ભાઇબંધ. —ship, *n.* સોબત, પંત્યાળુ.
Felon, *n.* મહા અપરાધિ, ગુનેહગાર.—ious, *a.* દ્વેષ-ઈર્ષા ભરેલું.—y, *n.* મોટો અન્યાય, મહા અપરાધ.
Felt, *n.* ઉન અથવા વાળનું થાપીને કરેલું કપડું.
Female, *n.* સ્ત્રી જાત. *a.* સ્ત્રી જાતનું.
Feminine, *a.* સ્ત્રી સંબંધી, નામર્દ.
Femecovert, *n.* પરણેલી સ્ત્રી.
Feme-sole, *n.* નહી પરણેલી-એકલી સ્ત્રી.
Femoral, *n.* જાંગનું.
Fen, *n.* ભીની જગ્યા. [ટાબાજી ખેલવી.
Fence, *n.* વાડ, બચાવ. *v. t.* વાડ બાંધવી. *v. i.* પ-
Fencing, *n.* પટાબાજી.
Fend, *v. t.* રોકવું, ખાળવું, અટકાવવું.
Fennel, *n.* વરીયાળી.
Ferment, *n.* ખાટું થઈ આવવું તે, જુસ્સો. *v. i.* ઉભરાઇ આવવું. *v. t.* -થી ચઢવવું.(કણક),—ation,

*n.* ખાટું થઈને ફીણ સાથે ચઢવું તે.
Fern, *n.* એક જાતનું ઝાડ છે.
Ferocious, *a.* ફાડી ખાનાર.
Ferocity, *n.* વિકાળપણું, ક્રુરતા, ઘાતકીપણું.
Ferret, *n.* નોળીયો. *v. t.* શોધી કાઢવું.
Ferruginous, *a.* લોહોડાનું.
Ferrule, *n.* કડી, ખોળી.
Ferry, *n.* હોડી. *v. i.* સામેપાર લઈ જવું.—boat, *n.* મછવો.—man, *n.* હોડીવાળો, ખારવો, માછી.
Fertile, *n.* ફળદ્રુપ, રસાળ.
Fertility, *n.* પાકવંતતા.
Fertilize, *v. t.* ફળદ્રુપ કરવું.
Fervency, *a.* ઉષ્ણતા, હોંસ, જુસ્સો.
Fervent, *a.* ગરમ, ઉષ્ણ, આતુર.
Festal, *a.* માંગલિક, શુભ.
Fester, *v.i.* પાકવું, દરદ પાકવું.
Festival, *a.* ઓચ્છવ.
Festive, *a.* માંગલિક, શુભ.
Festivity, *n.* ખુશાલી, આનંદ, હર્ષ.
Festoon, *n.* ફુલના હારના જેવી કરેલી નકસી, તોરણ:
Fetch, *v. t.* લાવવું, કીંમત આવવી. *n.* દાવપેચ.
Fete, *a.* તેહેવાર, મિજબાની.

**Fetter**, *n.* બેડી. *v. t* બેડી ઘાલવી.
**Fetus**, *n.* ગર્ભ, હુગેલ.
**Feud**, *n.* કંકાસ, જાગીર.—al, *a.* જાગીરને લગતું.
—atory, *a.* વતનદાર, જાગીરદાર.
**Fever**, *n.* તાવ, જ્વર.—ish, *a.* લગાર તાવ ભરેલું.
**Few**, *a.* થોડું, કેટલાક.
**Fiat**, *n.* આજ્ઞા, હુકમ.
**Fib**, *n.* ગપાટો. *v. t.* અસત્ય કહેવું.
**Fibre**, *n.* રેશો, તંતુ.
**Fibrous**, *a.* તંતુ-રેશાવાળું.
**Fickle**, *a.* ઢંગ વગરનું, ચળીત.
**Fiction**, *n.* તર્કટ, કિસ્સો.
**Fictitious**, *a.* મનકલ્પિત, કૃત્રીમ.
**Fiddle**, *n.* સારંગી. *v.t.* સારંગી વગાડવી.—stick,
*n.* સારંગી વગાડવાની લાકડી.—r, *n.* સારંગીવાળો.
**Fidelity**, *n.* નિમકહલાલી, પ્રમાણિકપણું.
**Fidge**, } *n.* બેચેની, જીવનું તલપાપડ થવું તે. *v. i.*
**Fidget**, } ચેન નહીં પડવું.
**Fie**, *interj.* છી ! છટ !
**Fief**, *n.* જાગીર, તાલુકો.
**Field**, *n.* ખેતર, લડાઇનું મેદાન, વગડો.—day, *n.*
લશ્કરની કવાયતનો દિવસ.—marshal, *n.* મોટી

પદ્ગીવાળો લશ્કરી સરદાર.—official, *n.* કેપટનથી ચઢતી ને જનરલથી ઉતરતી પદ્ગીનો અમલદાર. —piece, *n.* લઢાઇમાં લઈજવાનીતોપ.—sports, *n.* વગડામાંનો શિકાર, વનક્રિડા.—works, *n.* કિલ્લાનો બચાવ કરવાને તેની આશપાસ ઉઠાવેલું કામ.

Fiend, *a.* ભુત, કટ્ટો દુશ્મન. [વિકાળ સ્વભાવ.

Fierce, *a.* ફાડી ખાનાર, વિકાળ. —ness, *n.* ક્રૂરતા,

Fiery, *a.* અગ્નિનું, ગરમ, લાલચોળ.

Fife, *n.* પાવો, વાંસળી.

Fifteen, *a.* પંદર. (૧૫)—th, *a.* પંદરમું.

Fifth, *a.* પાંચમું.

Fiftieth, *a.* પચાસમો.

Fifty, *a.* પચાસ. (૫૦)

Fig, *n.* અંજીર. [ચાવવી.

Fight, *v. t.* લઢવું. *n.* લઢાઇ, યુદ્ધ. *v. i.* લઢાઇ મ-

Figment, *n.* જોડી કાઢેલી વાત.

Figurative, *a.* અલંકારી, લાક્ષણિક.

Figure, *n.* આકાર, આકૃતિ, કીર્તી, પુતળું, આંકડો. *v.t.* આકાર આપવો. *v. i.* દીપી નીકળવું.

Filament, *n.* શાખા, દોરો, તંતુ.

File, *n.* કાગળપત્ર નિયમસર પોરવી મુકવાની દોરી -તાર, સાથે બાંધેલા કાગળીઆંની ચોપડી, સીપાઇ-

ઓની હાર, કાનસ. *v. i.* કાનસે ઘસવું, હારેદોર જવું.
Filial, *a.* છોકરા છોકરીને ઘટિત.
Filings, *n.* ધાતુને ઘસવાથી જે ભૂકો પડે છે તે.
Fill, *v. t.* ભરવું. *n.* તૃપ્તી. *v. i.* ભરપૂર થવું.
Fillet, *n.* ચોટલો બાંધવાનો દોરો, જુડો.
Fillip, *n.* ચપટી. *v. t.* ચપટી વગાડવી.
Filly, *n.* નાની ઘોડી, વછેરી.
Film, *n.* પાતળી ચામડી, છારી, પડળ.—y, *a.* બારીક-દોરા અથવા પડનું બનાવેલું.
Filter, *n.* ગળણી. *v. t.* ગાળવું.
Filth, *n.* કચરો, ગંદકી.—y, *a.* મેલું, મલિન.
Fin, *n.* માંછલીની પાંખ.
Final, *a.* છેલ્લું, આખરનું.
Finance, *n.* રાજની વસુલ-મેહેસુલ.
Financial, *a.* વસૂલ-મેહેસૂલ સંબંધી.
Find, *v. t.* શોધી કાઢવું, જાણવું.
Fine, *n.* દંડ. *a.* બારીક. *v. t.* દંડ કરવો.—arts, કવિતા, ગાયન.—draw, બારીકાઈથીસાંધવું.—looking. ખુબસુરત.—ry, *n.* સુશોભિતપણું, જલે, નાના ઘરેણાં.—spun, ઝીણું, બારીક.
Finesse, *n.* પ્રપંચ.
Finger, *n.* આંગળી. *v. t.* હાથ ફેરવવો.

Finish, *v. t.* સમાપ્ત, પુરૂં કરવું.
Finite, *n.* હદ-મર્યાદાવાળું.
Fir, *n.* ફર જાતનું ઝાડ.
Fire, *n.* આગ. *v. t.* સળગાવવું, ફોડવું. *v. i.* સળગવું.—arms, *a.* અગ્નિશસ્ત્ર.—engine, *n.* બંબો, આગ હોલવવાનું યંત્ર.—fly, *n.* આગીઓ.—lock, *n.* ચાંપની બંદુક.—man, *n.* બંબાવાળો.—place, *n.* ચૂલો, ભઠ્ઠી.—proof, *a.* બળે નહીં એવું.—works, *n.* આતસબાજી.
Firing, *n.* ગોળાનો માર.
Firm, *a.* કઠણ, મજબુત, પેઢી.—ament, *n.* આકાશ, નક્ષત્રમંડળ, મેઘમંડળ.—ness, *n.* મજબુતી.
First, *a.* પેહેલું, શ્રેષ્ઠ. *ad.* પેહેલવેહેલું.—born, સૌથી વડું, સર્વોત્તમ.—fruit, પેહેલો નફો.—ling, પેહેલા વેતરનું બચ્ચું-વાછરડું.—rate, *a.* અવલ પ્રતિનું, ઉમદા.
Fiscal, *a.* મેહેસુલ સંબંધી. *n.* મેહેસુલ.
Fish, *n.* માછલી. *v. i.* માછલી મારવી.—erman, *n.* માછી.—ery, *n.* માછલી પકડવાનો ધંધો-જગ્યા.
Fissure, *n.* ફાટ, ચીરો.
Fist, *n.* મુઠી.
Fisticuffs, *n.* મુક્કા મુક્કી.

Fistula, *n.* ભગંદર.
Fit, *n.* આવેશ. *a.* લાયક. *v. t.* લાયક કરવું. *v. i.* લાયક થવું.—ful, *a.* મીજાજી, રહીરહીને થાય એવું. —ness, *n.* યોગ્યતા, લાયકી.
Five, *a.* પાંચ.
Fix, *v. t.* નીમવું, જડવું.—ture, *n.* સ્થાવર માલ, [જડિત સામાન.
Flabby, *a.* નરમ, પોચું.
Flaccid, *a.* See Flabby.
Flag, *n.* વાવટો, ધજા. *v. i.* લબડી જવું, નાહિંમત થવું.
Flagellation, *a.* ચાબુકનો માર.
Flagitious, *a.* અતિ દુષ્ટ, મહાપાપી.
Flagon, *n.* શીશોઇ, ચંબુ.
Flagrancy, *n.* અતિ દુષ્ટતા, ઘોરણપણું.
Flagrant, *a.* ઉઘાડું, હડહડતું.
Flag-staff, *n.* ધજાનો થાંભલો, કાઠી.
Flail, *n.* સાંબેલું, ઝુડવાની લાકડી.
Flake, *n.* બરફના નાના કકડા, ચિણગારી.
Flambeau, *n.* બળતી મશાલ.
Flame, *n.* ભડકો, ગુસ્સો. *v. i.* ચળકવું.
Flamingo, *n.* રાજહંસ.
Flank, *n.* કુખ, પેટું, કમ્મર, લશ્કરની બાજુ.
Flannel, *n.* ઉનનું કપડું, ફલાલી.

**Flap**, *n.* જે ફડફડ થાય તેવી વસ્તુ, ફડફડાટ, ચુશેપિ-
ચનના ડગલાની પછવાડેનો ભાગ. *v. i.* ફડફડ વાગવું.
**Flare**, *v. i.* ઝડપાવું, ભડભડ બળવું.
**Flash**, *n.* ચળકાટ. *v. i.* ચળકાટ મારવો.—er, બ-
હારથી ફક્ત ભભકો કરનાર.—y, *a.* રંગ—રસ ભરે-
લું પણ માલ વીનાનું.
**Flask**, *n.* શીશી.
**Flat**, *n.* મેદાન. *a.* સપાટ, બેસ્વાદ, ચપટું, ખુલ્લું.
—ten, *v. t.* ચપટું કરવું, સ્વાદ ઉતારવો.
**Flatter**, *v. t.* ખુશામત કરવી.—er, *n.* ખુશામતિ-
યો.—y, *n.* ખુશામત.
**Flatulence**, } *n.* વાયડાપણું, વાયું.
**Flatulency**, }
**Flaunt**, *v. i.* ભપકો—શેફ મારવો.
**Flavour**, *n.* લેઝત, સોડમ. *v. t.* રસ આપવો.
**Flaw**, *n.* ચીરો, એબ. *v. t.* પવનનો ઝપાટો.
**Flax**, *n.* સણ.
**Flay**, *v. t.* ચામડી છોલી કાઢવી.
**Flea**, *n.* ચાંચડ. [એવું, ઉડી શકે એવું.
**Fledge**, *v. t.* પાંખ ફુટવી—d, *a.* પીંછા આવેલું
**Flee**, *v. i.* નાસવું, નાસી જવું.
**Fleece**, *n.* મેંઢાપરનું કાતરેલું ઉન. *v. t.* ઉન કાતરવું.

Fleet, *n.* દરીઆઈ કાફલો. *a.* ચાલાક, વેગી.—ing, *a.* ક્ષણિક, પળવારમાં જતું રહેતું.
Flesh, *n.* માંસ, માનવી.—brush, ચામડી ઘસવાનું બ્રશ.—wound, માંસમાં વાગેલો જખમ.—y, *a.* માંસાળ, જાડું.
Flexibility, } વાંકુ વળે એવો ગુણ, નરમાશ, પોચાપણું.
Flexibleness. }
Flexible, *a.* મરડાય એવું, નરમ સ્વભાવનું.
Flexure, *n.* વાળવું તે, વક્રતા.
Flicker, *v. i.* હાલવું, ધ્રુજવું. [ચળ, ચપળ, લેહેરી.
Flight, *n.* નાસભાગ.—ing, ઉડવું તે.—y, *a.* ચં-
Flimsy, *a.* કમજોર, રેઢીયાળ, નજીવું, નિર્માલ્ય.
Flinch, *v. i.* પાછા હઠવું.
Fling, *v. t.* ફેંકવું, નાખવું. *n.* મ્હેણું.
Flint, *n.* ચકમક.
Flippancy, *n.* મોહોડાની ચપળતા, વાકચાતુર્ય.
Flippant, *a.* લાંબી જીભનું, બહુ બોલું.
Flirt, *n.* આંચકો. *v. t.* નખરાં કરવાં.
Flit, *v. t.* ઉડી જવું, દોડવું, ફડફડવું. *a.* ચપળ.
Flitch, *n.* મીઠું દેઈને સુકવેલું ડુક્કરનું માંસ.
Float, *n.* ત્રાગો. *v. i.* તરવું.
Flock, *n.* નાનાં જનાવરનું ટોળું. *v. i.* એકઠું થવું.

Floe, *n.* સમુદ્રમાં તરતા બરફનો ઢગલો.

Flog, *v. t.* બાંધી મારવું.—ging, *n.* ફટકા.

Flood, *n.* રેલ. *v. t.* જળમય કરવું. *v. i.* રેલ આવવી —gate, *n.* પાણી અંદર લેવાને અથવા અટકાવવાને ઉઘાડવાનો દરવાજો.

Floor, *n.* જમીન, ભોંય.—cloth, *n.* જાજમ.

Flora, *n.* વનસ્પતી વર્ણન.

Florid, *a.* રાતું ચોળ.

Florin, *n.* એક જાતનો જુદી જુદી કીમતનો શીક્કો છે.

Florist, *n.* ફુલવાડીવાળું-રાખનાર.

Floss, *n.* વળ દીધા વગરનું રેશમ.

Flounce, *n.* તડફડાટ, સ્ત્રીના પોશાકને નીચે શોભાને માટે જડેલી પટી. *v. t.* હાથપગ પછાડવા.

Flour, *n.* આટો, લોટ.

Flourish, *v. t.* આબાદ કળાએ આવવું. *n.* અક્ષરના લાંબાં લાંબાં પાંખડાં. *v. i.* શોભાવવું.

Flow, *v. i.* વેહેવું. *v. t.* રેલ આવવી. *n.* પ્રવાહ.—er, *n.* ફુલ. *v. i.* ફુલ આવવાં.—bud, *n.* ફુલની કળી. —ery, *a.* પુષ્કળ ફુલવાળું.

Fluctuate, *v. i.* સ્થિર ન રહેવું, ચઢ ઉતર થયાં કરવું.

Flue, *n.* ધુમાડીયું.

Fluency, *n.* બોલવાની છટા, શબ્દ ચાતુરી.

Fluent, *a.* ચપળ, વાચાળ, સુંદર, બોલકણું.

Fluid, *n.* પ્રવાહી પદાર્થ. *a.* પાણી જેવું. —ity, *n.* પ્રવાહીપણું.—ness, પ્રવાહી પદાર્થનો ગુણ.

Flummery, *n.* ખુસામત, ચાપલુસી.

Flush, *n.* લાલી, *a.* તાજું. *v. t.* લાલી આણવી, સપાટાબંધ વેહેવું.—ing, *n.* લાલી-રતાશ. [ડવી.

Flute, *n.* વાંસળી. *v. i.* વાંસળી વગાડવી, ખાંચ પા-

Flutter, *n.* તરફડીઆં, ગભરાટ. *v. i.* તરફડીઆં મારવાં.

Flux *n.* પ્રવાહ, અતિસાર. *v. t.* ગાળવું, પીગળાવવું.

Fluy, *n.* ગરબડ, ધાંધળ.

Fly, *n.* માખી. *v. i.* ઉડવું. —blown, કીડા પડેલું. —leaf, *n.* પુસ્તકનું પેહેલું તથા છેલ્લું પાનું.—ing, *a.* ઉડતું.—ing colours, ફતેહમંદી, જીત.

Foal, *n.* વછેરો, વછેરી. *v. i.* વીયાવું, જણવું. [વાળું.

Foam, *n.* ફીણ. *v. i.* ફીણ ફીણ થવું.—y, *a.* ફીણ-

Fob, *n.* ઘડીઆળ મુકવાનું નાનું ગજવું. *v. i.* ઠગવું. —bing, *n.* ઠગાઇ.

Focus, *n.* મધ્યબીંદુ, નાભી, મધ્ય.

Fodder, *n.* ચારો, ઘાસ.

Foe, *n.* હરીફ, દુશ્મન, શત્રુ.

Fœticide, *n.* ગર્ભપાત કરવો તે.

Fog, *n.* ધુંમસ, ધુગર.—gy, *a.* ધુંધળું, ધુમસ ભરેલું.

Foible, *n.* એબ, કસુર, ખામી. [*v. t.* ભાંગી પાડવું.
Foil *n.* વરખ, પતરૂ, પરાભવ. ધાર વગરની તરવાર.
Foist, *v. t.* વગર સત્તાએ ધુસાવી દેવું-ઉમેરવું.
Fold, *n.* વાડો. ઘડી, પડ. *v.t.* ઘડી વાળવી.—ing, ઘડી.
Foliage, *n.* પાતરાં, પાલો, પાંદડાં. [નું પાનું.
Folio, *n.* દુબંધી કાગળની ચોપડી, હીસાબની ચોપડી-
Folk, *n.* આદમી લોક.—lore. *n.* લૌકીક-દંત કથા.
Follow, *v. t.* પછવાડે લાગવું, નકલ કરવી. *v. i.* હુકમ માનવો, સાથે આવવું.—er, *n.* પાછળ લાગનાર, ચેલો, મળતીઓ.—ing, *n.* નીચેનું, હેઠળનું.
Folly, *n.* બેવકુફી, મુરખાઇ.
Foment, *v. t.* ઉના પાણીએ શેકવું, ઝારવું, ઉભું કરવું.—ation, *n.* ઉના પાણીનો શેક.
Fond, *a.* ગમતું, શોખી, મૂર્ખ.—ness, *n.* પ્રિતી, મમતા.
Fondle, *v. t.* લાડ કરવું, લાડ લડાવવું.
Fontanel, *n.* પોત પોંત, તાળવું તે.
Food, *n.* ખોરાક, અન્ન, ખાણું.
Fool, *n.* મૂર્ખ, બેવકુફ. *v. t.* ધીકારવું. —ish, *a.* મુર્ખ, બેવકુફ. --scap, *n.* એક જાતના કાગળ.
Foot, *n.* પગ, ચરણ. બાર ઇંચ, કવિતાના પદોનું વજન. *v. i.* લાત મારવી.—boy, *n.* ચાકર. —man, *n.* ખિજમતદાર, પેદલ સિપાઇ.—note, પાના નીચે

આપેલી ટીકા.—print, *n.* પગલું.—path *n.* પગવાટ.—soldier, *n.* પાયદળ.—step, *n.* પગલું.
—stool, *n.* પગ ટેકવાનો પાટલો.

**Fop**, *n.* ફાંકડો, નખરાબાજ.—pery, *n.* છેલાઈ, તરણાગી.

**For**, *prep.* વાસ્તે, માટે, બદલે. *conj.* કારણ કે.

**Forage**, *n.* ગાય, ઢોર, તથા ઘોડાને વાસ્તે લશ્કરમાં આણેલો ચારો. *v.t.* ખોરાકની શોધમાં ભટકવું, લુટવું.

**Forasmuch**, *ad.* or *con.* જેથી કરીને.

**Forbear**, *v. t.* સબુરી પકડવી, માફ કરવું, સહન કરવું.
—ance, *n.* ક્ષમા, સહન, શીલતા, સબુરી.

**Forbid**, *v. t.* વારવું, મના કરવી, નડવું. —ding, *a.* ના પસંદ. [જ પાડવી.

**Force**, *n.* બળ, જબરજસ્તી. *v. t.* જુલમ કરવો, ફર-

**Forceps**, *n.* વૈદનો ચીમટો, સાણસી.

**Forcible**, *a.* જબરજસ્ત, મજબુત, જોરાવર.

**Ford**, *n.* પગે ચાલી પાર જવાય એવો નદીનો ભાગ. *v. t.* નદીમાં ચાલીને પેલેપાર જવું. —able, *a.* નદીમાં ચાલીને પેલેપાર ઉતરાય એવું.

**Fore**, *a.* or *ad.* પહેલું, આગળનું.—arm, *n.* આગલો હાથ.—father, *n.* વડીલ, બાપદાદા.

**Forebode**, *v. t.* ભવિષ્ય કહેવું. [ર્વ યોજના.

**Forecast**, *v. t.* પુર્વ યોજના કરવી. *n.* અગમચેતી, પુ-

Forecastle, *n.* વહાણના પેહેલા ડોલની આગળનો તુ-તકનો ભાગ.
Foreclose. *v. t.* બંધ કરવું, અટકાવવું.
Forefinger, *n.* અંગુઠાની પાસેની આંગળી, તર્જની.
Forefoot, *n.* ચોપગાં જનાવરનો આગલો પગ.
Forego, *v. t.* મેલી છુટવું, જવા દેવું.—ing, *a.* આગળ ગયેલું, ગુજરેલું.
Forehead, *a.* કપાળ, લલાટ. [પરદેશી.
Foreign, *a.* પરદેશનું, પરાયુ, અપ્રસંગીક. —er, *n.*
Foreknow, *v. t.* આગળથી જાણવું.
Foreland, *n.* ભૂશીર, ભૂશલાકા.
Forelock. *n.* તાળવા ઉપરના વાળનો ગુચ્છો.
Foreman, *n.* પંચની સભાનો વડો કારભારી.
Foremost, *a.* સર્વથી પેહેલું, આગેવાન.
Forenoon, *n.* બપોરની પેહેલાનો વખત.
Forensic, *a.* કોરટમાં થતું-વપરાતું.
Foreordian, *v.t.* આગમચથી ઠેરવી મુકવું.
Forepart, *n.* આગલો ભાગ. [આગળથી થતું ચિન્હ.
Forerunner, *n.* આગળ જનાર, આગળ મોકલેલો દુત,
Foresee, *v. t.* આગળથી જાણવું-ખબર પડવી.
Foreshow, *v. t.* ભવિષ્ય સુચના કરવી.
Foresight, *n.* આગમચેતી-બુદ્ધિ.

Forest, *n.* રાન, જંગલ, વગડો, અરણ્ય.
Forestall, *v. t.* અગાઉથી મનમાં લાવવું-સમજવું.
Forestate, *n.* અગાઉથી અનુભવ.
Foretell, *v. t.* ભવિષ્ય કહેવું.
Forethought, *n.* અગાઉથી કીધેલો વિચાર.
For-ever, *ad.* હમેશાનું, નીરંતર.
Forewarn, *v. t.* આગળથી ચેતાવવું.
Forfeit, *n.* દંડ, ગુનેગારી. *v. t.* જપ્ત કરવું.—ure, *n.* જપતી, દંડ આપવો તે.
Forge, *n.* લુહારની ભઠ્ઠી. *v. t.* ઘડવું, ખોટું બનાવવું.—ry, *n.* ખોટા દસ્તાવેજ બનાવવા તે, ખોટા દસ્તાવેજનો અપરાધ.
Forget, *v. t.* ભૂલવું, વિસરી જવું.
Forgive, *v. t.* માફ-ક્ષમા કરવી.—ness, *n.* માફી-ક્ષમા, દયા, શીલતા.
Fork, *n.* કાંટો, દાંતવાળું હથિઆર.
Forlorn, *a.* નિરાધાર, અનાથ, એકલું.
Form, *n.* આકાર, શિલક, *v.t.* બનાવવું. *v.i.* બનવું, ઉઠવું.—al, *a.* કાયદાસર, આદરસત્કારી, ઉપર ઉપરનું.—ality, *n.* રીતી, આદરસત્કાર.—ation, *n.* રચના, બનાવટ.—er, *a.* આગલું, માજી, અગાઉનું.—erly, *ad.* પેહેલાં, પૂર્વકાળે.

Formidable, *a.* ભયંકર, બિહામણું.
Formula, *n.* રીતી, કાયદો, પદ્ધતિ.
Fornication, *n.* કુંવારાં સ્ત્રીપુરૂષનું છીનાળું, મુરતીપુજા.
Fornicator, *n.* કુંવારી સ્ત્રી સાથે છીનાળું કરનાર.
Forsake, *v. t.* છોડવું. તજી દેવું.
Forsooth, *ad.* ખરેખર, ખચીત.
Forswear, *v. i.* સોગન ખાઇ છોડી દેવું–ના પાડવી.
Fort, *n.* કિલ્લો. કોટ.
Forth, *ad.* આગળ.—comming, *a.* તૈયાર, હાજર.
—with, *ad.* ભાગણુંજ, તાબડતોબ.
Fortieth, *a.* ચાળીસમું.
Fortification, *n.* કિલ્લો, કિલ્લો બાંધવાની વિદ્યા.
Fortify, *v. t.* મજબુત કરવું, કઠણ કરવું.
Fortitude, *n.* ધૈર્ય, હીમત, દ્રઢતા.
Fortnight, *n.* પખવાડીઉં, પક્ષ.
Fortress, *n.* કોટ.
Fortuitous, *a.* આકસ્મિક, અણધાર્યું.
Fortunate, *a.* નશીબવાન, સુભાગ્યનું, શુભ.
Fortune, *n.* નશીબ, ભાગ્ય, લક્ષ્મી.—teller, *n.* નશીબ કહેનાર જોશી.—hunter, *n.* પૈસાવાળી સ્ત્રીને પરણીને શ્રીમંત થવાની ઇચ્છા રાખનાર પુરૂષ.
Forty, *a.* ચાળીશ (૪૦).

Forum, *n.* બજાર, માર્કેટ. [—ness, *n.* આતુરતા, ઉત્કંઠા.
Forward, *a.* આગળ, બેઅદબ. *v. t.* આગળ પડવું.
Fosse, *n.* ખાઇ.
Fossil, *a.* પૃથ્વીમાંથી ખોદી કાઢેલું. *n.* ઉપધાતુ.
Foster, *v. t.* ઉછેરવું, ઉત્તેજન આપવું.—brother, *n.* દુધભાઇ.—child, *n.* માબાપે નહીં ઉછેરેલું બચ્ચું.—er, *n.* પાલન કરનાર.—father, *n.* પાળક બાપ.—mother *n.* પાળક મા.—sister, *n.* દુધબેન.—son, *n.* પાળક છોકરો.
Foul, *a.* મેલું, ગંદુ. ગેરઆબરૂ. *v. t.* મેલું કરવું.
Foul-mouthed, Foul-spoken, Foul-tongued, *a.* જેના મ્હોમાંથી ગાળ નિકળે એવું.
Found, *v. t.* પાયો નાંખવો, મજબુત બેસાડવું. —ation, *n.* પાયો, આધાર.—er, *n.* સ્થાપનાર. *v. i.* પાણી આવ્યાથી બુડવું, તળીએ બેસવું.—ery, *n.* ધાતુ ઓતવાનું કારખાનું. —ling, *n.* વાલી વગરનું છોકરૂં, રખડતું બચ્ચું.
Fount, Fountain, } *n.* ઝરો, ફુવારો. મુળ.
Four, *a.* ચાર. —fold, *a.* ચારગણું.—footed, *a.* ચોપગુ.—score, *a.* ચાર કોડી, એંશી.—th, *a.* ચોથું.
Fourteen, *a.* ચૌદ (૧૪).—th, *a.* ચૌદમું.

Eowl, *n*. પક્ષી.—er, *n*. પક્ષી પકડનાર, વાઘરી.
—ing piece, *n*. પક્ષીનો શિકાર કરવાની બંદુક.
Fox, *n*. શિયાળ.
Fraction, *n*. અપૂર્ણાંક. [ઉપર આવી જનાર.
Fractious, *a*. કજીઆખોર, જરા જરામાં મારા મારી
Fracture, *n*.ફાટ,ચીરો.હાડકું ભાંગવું તે.*v.t.* ભાંગવું.
Fragile, *a*. જલદી ભાગે એવું, નાજુક.
Fragility, *n*. તકલદી-નાજુકપણું.
Fragment, *n*. કડકો, કકડો.
Fragrance, *n*. ખુશબો, સુવાસ, સુગંધી પદાર્થ.
Fragrant, *a*. ખુશબોદાર, સુગંધીદાર.
Frail, *a*. ક્ષણભંગુર, ભૂલમાં પડે એવું. —ty, *n*. ક-
મજોરી, ચળબુદ્ધી. [ની હાલત.
Frame, *v. t.* બનાવવું, જોડવું, રચવું. *n*. ચોકઠું, મન-
Franchise, *n*. હક. સ્વતંત્રતા.
Frangible, *a*. ભાગી જાય તેવું.
Frank, *a*. ભોળું, ખાલસ.—ness *n*. ભોળાપણું.
Frankincense, *n*. સેહેરી લોબાન, ધુપ.
Frantic, *a*. બાવરો, દીવાનો, ગાંડુ.
Fraternal, *a*. ભાઈસંબંધી, ભાઈના જેવું.
Fraternity, *n*. ભાઈપણું.
Fratricide, *n*. ભાઇનું ખુન.

Fraud, *n.* દગો, લુચ્ચાઈ. —ulent, *a.* કપટી, કપટથી [ભરેલું.
Fraught, *n.* લાધેલું, ભરેલું.
Fray, *n.* કજીઓ, *v. t.* ભય દેખાડવો.
Freak, *n.* તરંગ, લેહેર.—ish, *a.* લેહેરી.
Frekcle, *n.* તલ, મસો.
Free, *a.* સ્વતંત્ર, ઉદાર, મફત. *v. t.* સ્વતંત્ર કરવું. —booter, *n.* લૂટારો. —born, *n.* ગુલામી હાલતમાં નહીં જન્મેલું. —holder, *n.* જાગીરદાદ. —dom, *n.* સ્વતંત્રતા, મુખત્યારી. —ly, *ad.* ખુલ્લામનથી. —man, *n.* સ્વતંત્ર માણસ.—thinker *n.* શાસ્ત્ર દ્વેષી, માત્ર ઈશ્વરનેજ માનનાર. —minded, *a.* બેફીકરવાળો.
Freeze, *v. i.* ઠરી જવું, જામી જવું. *v. t.* જમાવવું.
Freight, *n.* વહાણમાં ભરેલો માલ, બારદાન. *v. t.* ભરવું.
French, *n.* ફ્રાન્સ દેશની ભાષા. *a.* ફ્રાન્સદેશનું.
Frenzy, *n.* ગાંડાપણું, જનુન, મગત.
Frequency, *n.* વારવાર બનવું-થવું તે.
Frequent, *a.* વારંવારનું. *v. t.* જવા આવવાની ટેવ પાડવી. —ly, *ad.* વારંવાર.
Fresh, *a.* તાજુ, તંદુરસ્ત —en, *v. t.* or *v. i.* તાજુ-મીઠું કરવું-થવું.—et, *n.* રેલ, પુર.—ly, ચાલાકી-

થી. —ness, *n.* તાજાપણું. [મજી, રીસાળ.
Fret, *n.* રીસ, ગભરાટ. *v. t.* ઘસવું. —ful, *a.* મિ-
Friar, *n.* ભિક્ષાવૃત્તિ કરનાર પુરૂષ, બાવો.
Friction, *n.* ઘસારો.
Friday, *n.* શુક્રવાર.
Friend, *n.* મિત્ર, યાર, દોસ્ત.—ly, *a.* દોસ્તદારનું. *ad.* મિત્રસ્નેહ ભાવથી.—ship, *n.* મિત્રભાવ, મોહોબત.
Frigate, *n.* યુદ્ધનૌકા, લડાઈનું બારકસ.
Fright, *n.* ડર, ધાસ્તી —ful, *a.* ભયંકર.—en, *v.t.* ભડકાવવું.—fulness, *n.* ભયંકરપણું.
Frigid, *a.* થંડું, શીતળ.—ity, *n.* ઠંડ, શીતળતા.
Fringe, *n.* કોર. *v. t.* કોર દેવી.
Frippery. *n.* ઉતરેલાં કપડાં, નિરૂપયોગી ચીજ.
Frisk, *v. i.* કુદવું, નાચવું.
Frith, *n.* See Firth.
Fritter, *n.* પુરી, કકડો, ટુકડો. *v.t.* કાપી કકડા કરવા.
Frivolity, *n.* હલકાપણું, હલકાઈ.
Frivolous, *a.* નકામું, હલકું.
Fro, *ad.* એણીગમ પેલીગમ, આહીં તહીં.
Frock, *n.* ઝભલું, અંગરખું,
Frog, *n.* દેડકો. [*a.* મોજી, લેહેરી, શોખી.
Frolic, *n.* રમત, ખેલ. *v. i.* રમવું, કુદવું. —some,

From, *prep.* થી, પાસેથી, થકી.
Front, *n.* ચેહેરો, આગલો ભાગ. *v. i.* સન્મુખ થવું. —age, *n.* ઈમારતનો આગલો ભાગ.—ier, *n.* સરહદ.
Frontispiece, *n.* પુસ્તકની શરૂઆતમાં અથવા ગેહેલા પાના ઉપરનું ચિત્ર, ઈમારતનો આગલો નજરે પડતો ભાગ.
Frost, *n.* ઠાર, હીમ.—bitten, *a.* ઘણી ટહાડથી બગડી-કરમાઇ ગયેલું.
Froth, *n.* ફીણ. *v. t.* ફીણ થવું.—y, *a.* ફીણવાળું.
Froward, *a.* હઠીલો, જીદ્દી.
Frown, *v. t.* ધુરકવું, ભવાં ચઢાવવાં. *n.* ભ્રકુટી, ગુસ્સો.
Frozen, *p. p. a.* ઠરેલું. P. P. of Freeze. ( See Freeze ).
Fructify, *v. t.* ફળવંત કરવું.
Frugal, *a.* કસરિયું, કર કસર કરનાર.—ity, *n.* કરકસર.
Fruit, *n.* મેવો, નફો, પરિણામ.—erer, *n.* ફળવેચનાર, મેવાવાળો.—ful, *n.* ફળવંત. —less, નકામું, ફોકટ.
Fruition, *n.* ભોગવટો, ઉપભોગ.
Frustrate, *v. t.* નિષ્ફળ કરવું, બાતલ કરવું.
Frustration, *n.* નિષ્ફળતા, ભાંગી પડવું તે.
Fry, *v. t.* તળવું. *n.* તળેલી વસ્તુ.—pan, *n.* કઢાઈ.
Fuddled, *v. t.* છાકટું થએલું, પીધેલ.

Fudge, *n.* બનાવટ, બેવકુફી ભરેલી બીના.

Fuel, *n.* બળતણ, સરપણ, લાકડાં.

Fugh, *inter.* છઃ, છિં.

Fugitive, *n.* નાશી જનાર માણસ. *a.* ભટકતું.

Fulcrum, *n.* ઉચકવાની વસ્તુ જે આધાર ઉપર ફરેછે તે આધાર, ટેકો.

Fulfil, *v. t.* (વચન) પાળવું, પુરૂં પાડવું, મુદત થવી.

Fulfilling, } See accomplishment.
Fulfilment, }

Fulgent, *a.* તેજસ્વી, પ્રકાશીત. [ઠલું માય તેટલું.

Full, *a.* પૂર્ણ. ભરેલું, પાકો. *ad.* બરોબર. *n.*—માં જે-

Fuller, *n.* ધોબી, બંધારો.

Fully, *ad.* તમામ, પૂર્ણ રીતે. [પાડવી.

Fulminate, *v. t.* or *i.* સત્તાથી ડપકાની વાત બહાર

Fulsome, *a.* નાપસંદ, કંટાળાભરેલું.

Fumble, *v. i.* ફાંફાં મારવાં, નકામુ ઉપલાવ્યા કરવું.

Fume, *n.* ધુમાડો, વરાળ. *v. t.* ધુમાડો નીકળવો.

Fumigate, *v. t.* ધુણી દેવી. [મુજ.

Fun, *n.* ઠઠ્ઠો, તમાસો, મશ્કરી.—ny, *a.* વિનોદી, ર-

Funambulist, *n.* દોરડાંપર નાચનાર.

Function, *n.* કામ, વ્યાપાર, હોદ્દો, અમલ.—ary, *n.* કામદાર, હોદ્દેદાર.

Fund. *n.* ભંડોળ, થાંપણ, પુંજી —ament, *n.* ગાંડ, ગુદા.—amental, *n.* પાયાને લગતું, જરૂરનું, અસલી.

Funeral, *n.* મુડદાંને દાટવાની ક્રિયા, મુડદાંની સાથે આલનારા માણસ. *a.* મુડદાંને દાટવાનું.

Fungus, *n.* કુતરાની ટાળી, વાદળી જેવી વરસોળી.

Funnel, *n.* ધુમાડીયું.

Fur, *n.* રૂઆં.—ry, *a.* રૂઆંથી ઢંકાએલું.

Furbish, *v. t.* ઓપવું, ઉજળવું. [જોરથી.

Furious, *a.* ગુસ્સામાં આવેલું, દિવાનું. —ly, *ad.*

Furl, *v. t.* વિંટાળવું, લપેટવું.

Furlong, *n.* એક મૈલનો આઠમો ભાગ.

Furlough, *n.* (અમલદાર અથવા લશ્કરી લોકોની) રજા.

Furnace, *n.* ભઠ્ઠી.

Furnish, *v. t.* પુરૂં પાડવું, તૈયાર કરવું.

Furniture, *n.* સામાન, ઘરવાખરો.

Furrow, *n.* ખેડવાથી પડેલો ચાસ.

Further, *ad.* વધારે દુર. *a.* પેલું, ઓલ્યું. *v. t.* વધારવું.—ance, *n.* મદદ કરવી તે.—er, *n.* આગળ વધવાને મદદ કરનાર. —est, *a.* ઘણુંજ દુર. —more, *ad.* વળી, બીજું.

Fury, *n.* ઝપાટો, ગુસ્સો, તોર, ઝાંઝ.

Fuse, *v. t.* ગાળવું, તાવવું. *v. i.* ગળવું.

Fusib'e, *v. t.* ગાળી શકાય એવું.
Fusil, *n.* નાહાની હલકી બંદુક.
Fusileer, *n.* ચકમકની નાની બંદુક રાખનાર સિપાઇ.
Fusion, *n.* ગાળવું તે.
Fuss, *n.* ખટપટ, ગડબડાટ.--y, *n.* ધાંધલખોર.
Fust, *n.* ઉબાઇ ગએલી વસ્તુની ગંધ.
Fustian, *n.* જાડું સૂતરાઉ કપડું.
Fusty, *a.* ખોરૂં, ફુગાયેલું.
Futile, *a.* નજીવું, હલકું.
Futility, *a.* નકામાપણું, વ્યર્થતા, નિર્પયોગી.
Future, *n.* હવે પછીનું, ભવિષ્ય, ભાવી.
Futurity, *n.* ભવિષ્યકાળ.
Fy, *interj.* છી ! છટ !

---

# G.

G. ઇંગ્રેજી મુળાક્ષરનો સાતમો અક્ષર.
Gab, *v. i.* બડબડ–લવારો કરવો. *n.* બાકવા, લવારો.
Gabardine, *n.* ઢીલો ઝભ્ભો.
Gabble, *v. i.* બકવું, લવારો કરવો.
Gable, *n.* છાપરાનો ત્રિકોણાકાર ભાગ.
Gad, *n.* ફાચર, કાણું પાડવાનું હથિયાર. *v. i.* રખડવું

કવું.—fly, *n.* બગાઈ.
Gaf, *n.* મછી મારનારનો એક નાનો ભાલો
Gag, *n.* ડુચો. *v. t.* ડુચો મારી મ્હોડું બંધ કરવું.
Gage, *n.* સરતની બોલીમાં મુકેલી ચીજ. *v. t.* ગીરવી મુકવું.
Gain, *v. t.* મેળવવું. *v. i.* કમાવું. *n.* નફો. —say, *v. t.* ખંડન-રદ કરવું, ખોટું પાડવું.
Gairish, *a.* ભભકાદાર, ફુલફુટાકીયું.
Gait, *n.* ચાલવાની ઢબ, ચાલ.
Galaday, *n.* તેહેવારનો દિવસ, સપરમો દહાડો.
Galaxy, *n.* આકાશગંગા, (મહાન પુરૂષો)નો સમુદાય.
Gale, *n.* વાવાઝરડું, લેહેર.
Gall, *n.* પિત્ત, કડવાસ. *v. t.* ચીઢવવું.—bladder, *n.* પિત્તો.—nut, *n.* માયફળ.
Gallant, *a.* શુરો, આસત્કારી. *n.* હિમ્મતવાન પુરૂષ. —ry, *n.* આસત્કાર, છિનાળવાપણું.
Galleon, *n.* એક પ્રકારનું ચાર તુતકનું વહાણ.
Gallery, *n.* છજુ, ઝરૂખો, નાટકમાં બેસવાની જગા, તસવીર તથા પુતળાંનો સંગ્રહ.
Galley, } *n.* ખુલ્લો હલકો મછવો,
Galey, } જેના ઉપર ટાઇપ ગોઠવવામાં આવેછે તે.
Galliard, *n.* ચાલાક-શાનદાર માણસ. [રણી.
Gallipot, *n.* કુલરી,એક જાતની વસાણાં મુકવાની બ-

Gallon, *n.* પ્રવાહી પદાર્થ ભરવાનું એક ચાર ક્વાર્ટ એ-
ટલે ૧૦ શેરનું માપ, ગ્યાલન.
Gallop, *v. t.* ચારે પગે દોડવું. *n.* ચારે પગે કુદવું તે,
છલંગ.—ade, *n.* એક પ્રકારનો નાચ.
Galloway, *n.* એક નાનો પાણીવાળો ઘોડો.
Gallows, *n. pl.* ફાંસી દેવાનું લાકડું, શૂળી.[લગતું.
Galvanic,*a.* રસાયણ સંજોગથી ઉત્પન્ન થયેલી વીજળીને
Gamble, *v. i.* જુગાર-જુગટું રમવું.—r,*n.* જુગારી.
Gambling, *n.* જુગાર, જુએો.
Gamboge, *n.* રેવન્ચીનો શીરો.
Gambol, *n.* રમત, કુદકો. *v. i.* નાચવું.
Game, *n.* રમત, શિકાર, મશ્કરી. *v. i.* જુગાર રમવો.
—cock, *n.* લઢાવવાને પાળેલો કુકડો.—leg, *n.*
લંગડો પગ.—keeper,*n.* શિકારના પ્રાણીઓને સા-
ચવનાર.—some, *a.* ખુશ મીજાજી, આણંદી.
Gammon, *a.* એક પ્રકારની રમત, ઠગાઇ, કપટ.
Gamut, *n.* ગાયન સૂરમાં જે ગામ આવે છે તે, સારી
ગમ પધની.
Gander, *n.* નરહંસ.
Gang, *n.* ટોળી, તાયફો.—way,*n.* વાહાણની તુતક
ઉપર ચાલવાનો બાજુએથી પાડેલો રસ્તો.
Gangrene, *v. t.* સડાવવું. *n.* સળો. *v. i.* સળવું.

Gant-let, } મ્હોટા ગુન્હા કરનાર અપરાધીને શિક્ષા
Gant-lope, } કરવાની લશ્કરી એક રીત. [અધીકારી.

Gao', n. બંધીખાનું, ટુરંગ.—er, n. દરોગો, ટુરંગનો
Gap, n ખાડો, બાકુ.
Gape, v. i. બગાસું ખાવું, તડકવું. n. બગાસું.
Garb, n. પોશાક, વસ્ત્ર.—age, n. એંઠવાડો, પશુપ્રાણીનાં આંતરડા.
Garble, v. t. જુદું પાડવું, ચુંટી કહાડવું.
Garden, n. બાગ, વાડી.—er, n. બાગવાન, માળી.
—ing, n. માળીપણું, બાગકામ.
Gargle, n. કોગળો. v. t. કોગળો કરવો.
Garland, n. હાર, ગજરો, ફુલમાળા.
Garlic, n. લસણ.
Garment, n. પોશાક, જભો. [રાખી મુકવું.
Garner, n. કોઠાર, દાણા ભરવાની જગ્યા. v.t. ભરી—
Garnet, n. લાલ, યાકુત.
Garnish, v. t. શણગારવું, શોભાવવું. n. શણગાર.
Garret, n. કાતરિયું.
Garrison, n. કિલ્લાના બચાવને સારૂં રાખેલું લશ્કર.
v. t. કિલ્લામાં બચાવવાને માટે ફોજ રાખવી.
Garrulous, n. બોલકણો, વાચાળ.
Garter, n. મોજેબંધ, એક ખિતાબ.

Gas, *n.* હવા, ગ્યાસ.—eous, *a.* વાયુરૂપ.—fitter, *n.* ગ્યાસની નળીઓ બેસાડનાર.—light, *n.* ગ્યાસનો દીવો.—conade, *n.* ફુલ, બડાઇ.
Gash, *n.* ઘા, જખમ.
Gasometer, *n.* ગ્યાસ વાયુ માપવાનું યંત્ર.
Gasp, *v. i.* હેડકી આવવી, ઘરેડો થવો.
Gastric, *a.* પેટ સંબંધી.
Gate, *n.* દરવાજો, ઝાંપો.—keeper, *n.* દરવાન, દ્વારપાળ.
Gather, *v. t.* એકઠું કરવું. *v. i.* એકઠું થવું.—ing, *n.* મેળાવડો, સંગ્રહ.
Gaudy, *a.* દેખાવડું, ભપકાદાર.
Gauge, *v. t.* માપ માપવું. *n.* માપ.
Gaunt, *a.* દુબળું થઇ-સુકઈ ગએલું.—let, *n.* હાથપર પહેરવાનાં લોઢાનાં મોજાં, વજ્રમુષ્ટી.
Gauze, *n.* ઘણુંજ પાતળું એક જાતનું રેશમી કપડું; સુતરાઉ અથવા શણનું કપડું; ગાઝ.
Gawky, *a.* બેઢંગુ, અન્યાડી.
Gay, *a.* આનંદી, શોભિતું.—ety, *n.* આનંદવૃત્તિ, શોભા.
Gaze, *v. i.* ટગરટગર જોવું. *n.* એકાગ્ર દ્રષ્ટી.
Gazette, *n.* વર્તમાનપત્ર. *v. t.* વર્તમાનપત્રમાં જાહેર કરવું.
Gazetteer, *n.* વર્તમાનપત્રમાં ખબર લખનાર.
Gear, *n.* સરસામાન, રાચરચીલું.—ing, *n.* હારનીશ,

દાંતાવાળાં પૈડાં.
Gelatinous, *a.* ચીકણું.
Geld, *v. t.* ખાસી કરવું, અંડ કાપવો.
Gem, *n.* મણી, જવાહીર. *v. t.* જવાહીરથી શણગારવું.
Gemini, *n.* મિથુન રાશી.
Gender, *n.* લીંગ, જાતિ. *v. t.* જન્મ આપવો.
Genealogical, *a.* વંશાવળી સંબંધી.
Genealogist, *n.* વહીવંચો, ભાટ.
Genealogy, *n.* વંશચરિત્ર, વંશાવળી, ઓલાદ.
General, *a.* સાધારણ, સામાન્ય. *n.* સેનાપતિ.—ly, *ad.* ઘણું કરીને, સાધારણ રીતે.
Generalissimo, *n.* સેનાધિપતિ.
Generality, *n.* સાધારણપણું, ઘણોખરો ભાગ.
Generalise, *n.* સામાન્ય રૂપ આપવું, ઘણાને લાગુ પાડવું.
Generate, *v. t.* પેદા કરવું.
Generation, *n.* ઉત્પત્તિ, પેદાશ, પેઢી, ઓલાદ.
Generative, *a.* ઉત્પાદક, ઉત્પન્ન કરે એવું.
Generic, *a.* જાતિમાત્રનું, સામાન્ય.
Generosity, *n.* સખાવત, ઉદારતા.
Generous, *a.* ઉદાર, ધર્માત્મા. [પહેલું પુસ્તક.
Genesis, *n.* જુના કરાર એ નામનાં ખ્રિસ્તી શાસ્ત્રનું
Genial, *a.* ઉત્પત્તિને આપે એવું; પુષ્ટિકારક, આનંદી.

Genii, *n.* ભૂત, પલિત.

Genitive, *a.* સંબંધકારક, *n.* નામની છઠ્ઠી વિભક્તિ.

Genius, *n.* હુશિયાર પુરૂષ, બુદ્ધિવાન, દેવતા.

Genteel. *a.* આતરનવાજ, સભ્ય.

Gentile, *n.* યાહુદી લોક વગરના માણસ, મૂર્તિપુજક.

Gentility, *n.* કુલીનતા, સભ્યતા.

Gentle, *a.* નમ્ર, ધીમું, શાંત કરે એવું.—man, ગૃહસ્થ, સજ્જન.—ness, *n.* કુલીનતા, નરમાશ, ગરીબી.

Gentleman-like, } *a.* ખાનદાનને છાજે તેવું, સ-
Gentlemanly, } ભ્ય, વિવેકી.

Gently, *ad.* ધીમેથી. ભલાઇથી.

Gentoo, *n.* હીંદુસ્તાનનો વતની, હીંદુ.

Gentry, *n.* મધ્યમ સ્થિતિના લોક.

Genuine, *a.* અસલ, ખરૂં, ચોખ્ખું, મુળનું.

Genus, *n.* જાત, વર્ગ, ગણ, જાતિ.

Geographer, *n.* ભૂગોળવિદ્યા વેત્તા.

Geographical, *n.* ભૂગોળ સંબંધી.

Geography, *n.* ભૂગોળ વિદ્યા.

Geologist, *n.* ભૂસ્તર વિદ્યા વેત્તા.

Geology, *n.* ભૂસ્તર વિદ્યા.

Geomancer, *n.* રમલ જોનાર.

Geomancy, *n.* રમલ-હાથ જોવાની વિદ્યા.

Geomatrician, *n.* ભૂમિતિ જાણનાર, રેખાગણુક.
Geometry, *n.* ભૂમિતિ, રેખાગણિત.
Germ, *n.* અંકુર, શરૂઆત. [*a.* પાસેની સગાઈવાળું.
German, *n.* જર્મની દેશનો રહેવાશી. *a.* સગું.—o,
Germinate, *v. i.* અંકુર ફુટવો, પેદા કરવું.
Gerund, *n.* ધાતુ સાધીત નામ.
Gestation, *n.* ગર્ભ ધારણ, ગાભણાપણું.
Gesticulate, *v. i.* હાથના ચાળા કરવા.
Gesture, *n.* ચાળા, ગતિ. *v.t.* ચાળા-હાવ ભાવ કરવા.
Get, *v. t.* મેળવવું, પામવું. To get in, અંદર જવું. To get out, બહાર કાઢવું. To get off, ઉતારવું, ખસેડવું. To get loose, છુટી જવું. To get on, આગળ ચાલવું. To get quit of, બલાથી-લપથી મોકળા થવું. To get rid of, દુર કરવું.
Getting, *n.* કમાઇ, આમદાની. [જણુસ.
Gewgaw, *n.* ફુલ ફટાકીઉં-રમકડું, હલકી કીમતની
Ghastly, *a.* or *ad.* મુડદા જેવું, ભયંકર.
Ghost, *n.* ભૂત, ખવીસ.
Giant, *n.* રાક્ષસ, દૈત્ય, કદાવર માણસ. [લવારો.
Gibberish, *n.* નહીં સમજ પડે એવી ભાષા-બોલી,
Gibbet, *n.* ફાંશી દેવાના લાકડાં. *v. t.* ફાંશી દેવી.
Gibe, *v. t.* મશ્કરી કરવી, મેહેણું મારવું. *n.* મેહેણું,

મશ્કરી.
Giddy, *a.* ફેર આવતું, ગાફેલ, બેશુદ્ધ.
Gift, *n.* બક્ષીસ, ઈનામ, ગુણ.—ed, *a.* સુલક્ષણ, ગુણી.
Gig, *n.* બગી.
Gigantic, *a.* રાક્ષસી, કદાવર.
Giggle, *v. i.* હી હી કરવું, ખડ ખડ હસવું.
Gild, *v. t.* સોને રસવું, ઢોળ ચઢાવવો.—er, રસણી-
આ, રસનાર.—ing, સોનાનો ઢાળ, ઓપ.
Gill, *n.* ચુઈ, કેટલાક પક્ષીઓની ચાંચ નીચે લટકતી ઝૂલ.
Gill, *n.* એક ભરતરનું માપ.
Gilt. *a.* સોને રસેલું, ઢાળ ચડાવેલું.
Gimcrack.*n.* શેહેજ જુક્તિવાળું રમકડું.
Gimlet, *n.* શાહારડી, શાહારવાનું એક હથિયાર.
Gin, *n.* દારૂ, રૂને કપાશીઆથી જુદો પાડવાનો સંચો.
Ginger, *n.* આદુ. —ly, *ad.* ફિકરથી, સંભાળીને.
Gipsy, *n.* કાળા વર્ણના રખડતા લોક જે યુરોપમાં
ભટકે છે તે.
Giraffe, *n.* જીરાફ જાનવર.
Gird, *ad.* લપેટવું, પાછળ ફરી વળવું.
Girdle, *n.* કમ્મરબંધ. *v. t.* ફરતું બાંધવું.
Girl, *n.* છોકરી, કન્યા.—ish, *a.* છોકરીના જેવું.
Girth, *n.* ઘોડાનો તંગ, ઘેરૂ

Gist, *n.* મુદ્દાની-સારની વાત.

Give, *v. t.* આપવું, દાન કરવું. ( To give away, આપી છુટવું. To give ear, કાન ધરવો, કહ્યું સાંભળવું. To give over, મેલી દેવું, આશા છોડવી. To give out, ઝાહેર બોલવું. To give up, મુકી દેવું, શરણ થવું, તાબે થવું, To give into, હા પાડવી. કબુલ થવું).—r, *n.* દાતા, આપનાર.

Gizzard, *n.* પક્ષીની છાતીમાં ચાવવાનો કોઠો.

Glacial, *a.* બરફ જેવું.

Glacier, *n.* હીમક્ષેત્ર, બરફનો મોટો પટ,

Glad, *a.* આનંદી, ખુશકારક. —den, *v. t.* આનંદ -સંતોષ પમાડવું.

Glade, *n.* જંગલના ઝાડો વચેનો રસ્તો.

Gladiator, *n.* સમશેરબાજ, કુસ્તીનો ખેલ કરનાર-ખિલાડી. —ical, *a.* તલવારથી જીવ સટ્ટાના ખેલનાર સંબંધી.

Glair, *n.* ઇંડાનો ધોળો ભાગ, કોઈપણ ચીકણો પદાર્થ.

Glance, *n.* ઈશારત, નજરનો પલકારો. *v. i.* બાડી નજરે જોવું.

Gland, *n.* રસની શરીરમાં નાની કોથળી, ઝાડો ઉપર [થેલી ગાંઠ.

Glare, *n.* ઝગઝગાટ. *v. t.* ચળકવું, ઝળકવું, ઘુરકીને જોવું.

Glaring, *a.* તેજસ્વી, ઉઘાડું.

Glass, *n* કાચ, આરશી. *a.* કાચનું.—work, *n.* બિલોરી કામ.—y, *a.* કાચનું બનાવેલું. [રોગાન.
Glaze, *n.* કાચ બેસાડવો. *v. t.* રોગાન લગાડવો. *n.*
Glazier, *n.* કાચ બેસાડનાર.
Gleam, *n.* ચળકાટ. *v. i.* પ્રકાશવું.
Glean, *v. t.* દાણા વીણવા, ચુંટી કાઢવું.—er, *n.* કાપણી કરી ગયા પછી પડેલા દાણા વેચનાર.
Glebe, *n.* જમીન, ધર્મદાની જમીન.
Glee, *n.* ખુશાલી, હરખ.
Gleet, *n.* પરમીઓ.
Glen, *n.* ખીણ, ખો.
Glide, *v. t.* સરી જવું, હળવે હળવે જવું.
Glimmer, *v. i.* ઝાંખું પ્રકાશવું. *n.* ઝાંખો પ્રકાશ.
Glimpse, *n.* ઝાંખી રોશની, આછી નજર.
Glisten, *v. i.* ચળકવું, ચકચકવું.
Glitter, *n.* ઝગઝગાટ. *v. i.* ચકચકવું.
Gloat, *v. i.* ટકટક જોઈ રહેવું.
Globe, *n.* ગોળો, દડી.
Globose, } *n.* ગોળ, ગોળાકાર.
Globular, }
Globule, *n.* નાનો ગોળો.
Gloom, *n.* અંધારૂં, દલગીરી. —iness, *n.* કાળાશ.

—y, *a.* અંધારૂં, દલગીર.
Glorification, *n.* આબરૂ, માન.
Glorify, *v. t.* વખાણ કરવાં, સ્તુતિ કરવી.
Glorius, *a.* કીર્તિવાન, પ્રતાપિ.
Glory, *v. i.* કીર્તિ, જશ. *v. i.* મગરૂબ થવું, બડાઈ [કરવી.
Gloss, *n.* ઓપ, ઓપણી, ચળકાટ, વ્યાખ્યા, સમજુતી. *v. t.* ઘૂંટવું. —y, *a.* ચળકતું, ઓપેલું.
Glossary, *n.* ગ્રંથના શબ્દનો કોષ.
Glossiness, *n.* ચળકાટ, સફાઈ.
Glottis, *n.* સ્વાસ માર્ગ, દમ લેવાની નળી.
Glove, *n.* હાથનું મોજું. —r, *n.* હાથના મોજાં ક- [રનાર.
Glow, *n.* તેજ, નુર. *v. i.* ધગધગવું. —worm, *n.* આગીઓ કીડો.
Gloze, *v. i.* ફોસલાવવું, પટાવવું.
Glue, *n.* સરેસ. *v. t.* સરેસથી ચોટાડવું.—y, *n.*ચી- [કણું.
Glute, *v. t.* એકદમ ઓહીયાં કરી જવું,ધરાવી નાંખવું.
Gluten, *n.* ધાન્યાદીકનો ચીકણો પદાર્થ,
Glutinate, *v. t.* સરેસથી ચીકટાવવું.
Glutinous, *n.* ચીકણું.
Glutton, *n.* અકરાંતીઓ, ખવીશ.
Gnarled, *a.* ગાંઠવાળું.
Gnash, *v. t.* હોઠ પીસવા, દાંત કકડાવવા.

Gnat, *n*. મચ્છર, ડાંસ.
Gnaw, *v. t*. કરડી કરડીને ખાવું.
Gnomon, *n*. શંકુ, કિલ.
Go, *v. i*. જવું, ચાલવું, વહેવું.—between, *n*. દલાલ, મધ્યસ્થ.—by, *n*. કોઈ વાત ઉધાડી દેવાની કળા.—cart, *a*. નાના છોકરાંને ચાલતાં શીખવવાની ગાડી.—ing, જવું, ગમન, ગતી.
Goad, *n*. આર, અંકુશ. *v. t*. આર ભોંકવું, ઉશ્કેરવું.
Goal, *n*. નિશાન, દોડવાની હદ.
Goat, *n*. બકરો.—herd, *n*. બકરાં ચરાવનાર, રેબારી.
Gobble, *v. t*. ઉતાવળું ખાઈ-ગળી જવું.
Goblet, *n*. પ્યાલો, જાગ, કટોરો.
Goblin, *n*. ભૂત, પ્રેત, પિશાચ.
God, *n*. પરમેશ્વર, ખુદા, દેવ-દેવતા.—dess, *n*. દેવી.—father, *n*. ધર્મ પિતા. —less, *a*. અધર્મી, ખુદાનો ઈનકાર કરનાર.—ly, *a*. ઈશ્વરનિષ્ઠ, ધાર્મિક.—speed, *n*. જય, ફતેહ.
Godown, *n*. વખાર, ભોયરૂં.
Goggles, *v. i*. આંખને ટાઢ, ધૂળ ઈ૰ ન લાગે એવા [ચસમા.
Gogglet, *n*. વાસણ, ચંબુ.
Goitre, *n*. વરસોળી, પાડું.
Gold, *n*. સોનું, સુવર્ણ.—beater, *n*. સોનાનો વર-

ખ બનાવનાર.—en, *a.* સોનાનું, પીળું.—leaf, *n.* સોનેરી વરખ.—smith, *n.* સોની.

Gondola, મોજ મારવાની ચપટા તળીઆવાળી હોડી.

Gone, *p. p.* of *go.* (See Go).

Gong, *n.* મોગરી ઠોકીને વગાડવાની ઘડીઆળ,ઝાલર.

Gonorrhœa, *n* પરમીઓ.

Good, *n.* ફાયદો, *a.* સારૂં, ભાનભી.—bye, *ad.* સુખી થાઓ, સાહેબ મેહેરબાન.—ly, *a.* આનંદકારક, ખુશકારક.—ness, *n.* નેકી, સારાપણું.—s, *n. pl.* માલ, સામન.—will, *n.* રેહેમ નજર.

Goose, *n.* હંસ, મુર્ખ.—berry, એક પ્રકારનું ફળ.

Gore, *n.* બંધાએલું લોહી, અંગરખાની કળી. *v. t.* શીંગડું ભોકવું.

Gorge, *n.* કંઠ, ગળું. *v. i.* ગળે આવતા સુધી ખાવું.

Gorgeous, *a.* સુંદર, શોભાયમાન.

Gorget, *n.* ગળાનું બખ્તર.

Gormand, *n.* પુષ્કળ ખાનારો, અકરાંતીયો.

Gory, *n.* લોહીથી ભરેલું. *v. i.* આણંદ પામવો.

Gosling, *n.* હંસનું બચ્ચું.

Gospel, *n.* સુવાર્તા, સમાચાર.

Gossip, *n.* ગપોડીદાસ, ગપાટો. *v. i.* તડાકા મારવા.

Gothic, *n.* ગોથ લોકની ભાષા, જે બાંધણીની રીત પ્ર-

માણે ઉંચી ખુણાદાર કમાનો કરવામાં આવે છે તેને લગતું.

Gouge, *n.* ભુંગળાના જેવી ફરશી-નીધણું.

Gourd, *n.* દુધી, તુમડી.

Gout, *n.* સંધી વા.—y, *a.* સંધી વા સંબંધી.

Govern, *v. t.* હકુમત કરવી, રાજ્ય ચલાવવું, બંદોબસ્ત રાખવો. —able, *a.* તાબે થાય એવું, વશ્ય. —ess, *n.* રાજ્ય ચલાવનાર સ્ત્રી,મેહેતી.—ment, *n.* રાજ્ય, સરકાર, કબજો, (વ્યાકરણમાં) કારક.—or, *n.* હાકેમ, કારભારી.

Gown, *n.* જામો, ઝભ્ભો.

Grace, *n.* કૃપા, માફી, શોભા. *v. t.* સુશોભિત કરવું. —ful, *a.* સુશોભીત, સુંદર.

Gracious, *a.* દયાળુ, કૃપાળુ, ઉપકારી.

Gradation, *n.* અનુક્રમ, દરજ્જો.

Grade, *n.* દરજ્જો, પાયરી. [ધીમે ધીમે.

Gradual, *a.* ધીમે ધીમે થતું, અનુક્રમનું.—ly, *ad.*

Graduate, *n.* સણંદ મેળવેલો રાખસ. *v. t.*—માં સરખા અંતરના આંકા પાડવા.

Graft, *n.* ઝાડની કલમ. *v. t.* કલમ કરવી.

Grain, *n.* દાણા, કણ, એક જાતનું વજન છે.—dealer, મોદી.—parcher, *n.* ભાડભુંજો.

Gram, *n.* ચણા.
Gramineous, *n.* ઘાસના જેવું, સાંઠાવાળું.
Graminivorous, *a.* ઘાસ ઉપર ચરતું, તૃણાહારી.
Grammar, *n.* વ્યાકરણ.—school, *n.* જે શાળામાં લાટીન તથા ગ્રીક ભાષાઓ શીખવવામાં આવે છે તે. —ian, *n.* વૈયાકરણી, વ્યાકરણ શાસ્ત્રી.
Grammatical, *a.* વ્યાકરણ સંબંધી.
Granary, *n.* ઝાટકેલો અનાજ ભરી રાખવાની વખાર, કોઠાર.
Grand, *a.* ભારે દબદબાવાળું, મોટું.—father, *n.* દાદો.—mother, *n.* વડીઆઈ, બપઇ.—son, *n.* પૌત્ર, છોકરાનો અથવા છોકરીનો છોકરો.
Grandee, *n.* મોટો માણસ, અમીર, ઉમરાવ.
Grandeur, *n.* મોટાપણું, ધામધૂમ.
Grandiloquent, *a.* મોટમોટા શબ્દવાળું-વાપરનાર.
Granite, *n.* એક જાતનો પથ્થર.
Granivorous, *a.* અન્નભક્ષી, અન્ન ખાનારા.
Grant, *n.* ઇનામ, સણંદ. *v. t.* કબુલ કરવું, બક્ષિસ કરવું.—ee, *n.* ઇનામ લેનાર.—or, દાતા, આપનાર.
Granular, *a.* દાણાદાર.
Granulate, *v. i.* દાણા પાડવા.
Granulous, *a.* દાણાદાર.
Grape, *n.* અંગુર, દ્રાક્ષ.—shot, *n.* ગરભ છાંટ.—wine, *n.* દ્રાક્ષનો વેલો.

Graphic-al, *a.* હુબેહુબ, સ્વરૂપ દર્શક, તારીફ કરવા લાયક.
Grapple, *v. i.* પકડવું, ઝાલવું.
Grasp, *n.* મુઠ. *v. t.* કબજામાં પકડવું.
Grass, *n.* ઘાસ-ચારો, ખડ. —hopper, *n.* તીડ. —plot, *n.* ઘાસનું મેદાન.—y, *a.* ઘાસથી ભરેલું,ઘાસવાળું.
Grate, *n.* જાળીની સધડી, લોઢાના ગજની જાળી. —ful, *a.* ઉપકારી, સ્વાદિષ્ટ, નિમકહલાલ.
Grater, *n.* છીણી, ખમણી.
Gratification, *n.* સંતોષ, ખુશી, બદલો.
Gratify, *v. t.* ખુશ કરવું, સંતુષ્ટ કરવું.
Grating, *n.* જાળી, ઘસારો. *a.* નાપસંદ.
Gratis, *ad.* મફત, ફોકટ.
Gratitude, *n.* આભાર, વફાદારી.
Gratuitous, *a.* ફોકટનું, વગર પૈસાનું.
Gratuity, *n.* ઇનામ, બક્ષીસ.
Grave, *n.* ઘોર, કબર. *a.* ગંભીર,જરૂરનું.*v. t.* કોતરવું, ખોદવું.—ly, *a.* ગંભીરાઈથી.—ness, *n.* ગંભીરપણું, ગુરૂતત્વ.—clothes,*n.* કફન.—digger *n.* ઘોરખોદીઓ.—yard, *n*, કબરસ્તાન.
Gravel, *n.* કાંકરી, નાના પથરા.

Gravitate, *v. i.* ગુરૂત્વાકર્ષણના કાયદા પ્રમાણે ખેંચાવું.
Gravitation, *n.* ગુરૂત્વાકર્ષણ.
Gravity, *n.* ભાર, વજન.
Gray, *a.* રાખોડીઆ રંગનું, સફેદ.—beard, *n.* વૃદ્ધ માણસ.—ish, *a.* આછા રાખોડીઆ રંગનું.
Graze, *v. t.* ચરાવવું. *v. i.* ચરવું.
Grazier, *n.* ચરાવનાર, ગોવાળીઓ.
Grease, *n.* ચરબી. *v. t.* ચરબી લગાડવી, ઉંજવું.
Greasy, *a.* ચરબીવાળું, ચીકણું.
Great, *a.* મોટું, પ્રખ્યાત, પ્રૌઢ, ઉમદા.—ness, *n.* મોટાઈ, ઉમદાપણું.
Greed, *n.* અકારાંતીઆપણું. —iness, લોભ.—y, *a.* અકારાંતીઉં, લોભી.
Greek, *n.* યુનાન દેશનો રહેવાશી—ભાષા. *a.* યુનાન દેશનું.
Green, *n.* લીલો રંગ. *a.* લીલું, અરધું પાકું.—s, *pl.* નાના છોડવા.—grocer, *n.* શાકભાજી વેચનાર, કાછીઓ.—hand, *n.* નવું માણસ.—horn, *n.* કાચી બુદ્ધિવાળો, જુવાનીઓ.—room, *n.* નાટકવાળાને વેશ લેવાની ઓરડી.—stall, *n.* કાછીઆની દુકાન. —vitriol, *n.* હીરાકશી.
Greet, *v. t.* સલામ કરવી, મુબારકબાદી આપવી.—ing, *n.* બંદગી, સલામ, જેગોપાળ.
Gregarious, *a* સંગચર, સાથે ચરનારૂં.

Grenadier, *n.* ઉંચા કદનો સિપાઈ.
Grey, *a.* (See, Gray.).--hound, *n.* શિકારી કુતરો.
Griddle, *n.* લોઢી, તવો.
Grief, *n.* દીલગીરી, અફસોસ, દુઃખ.
Grievance, *n.* ફરીઆદ, સંકટ.
Grieve, *v. i.* દલગીર થવું. *v. t.* દલગીર કરવું.
Grievous, *a.* દુઃખકારક, ભારી, મોટું, નાશકારક.
Grill, *v. t.* શેકવું, ભુંજવું.
Grim, *a.* ભયંકર ચેહેરાનું, બદસુરત.
Grimace, *n.* મ્હોના ચાળા, વાંદરા જેવું કરેલું મોહું.
Grime, *n.* મેલ, કચરો, મેરા.
Grin, *v. t.* દાંત પીસવા.
Grind, *v. t.* દળવું, જુલમ કરવો, ધાર ચઢાવવી.--er, *n.* દળનાર, દાઢ. —stone, *n.* સરેણ.
Gripe, *n.* સખ્ત મુઠ, પંજો. *v. t.* પુષ્ટ રીતે પૈસા કઢાવવા,-થી ચુંક આવવી.
Grisly, *a.* ભયંકર, વિકાળ.
Grist, *n.* એક દળણામાં દળેલો લોટ, ઓરણું.
Gristle, *n.* કુમળુ હાડકું, કાંકરા, ગુલ્લું.
Grit, *n.* ભરડો, કાંકરા.
Groan, *n.* અફસોસ. *v. i.* હાય કરી પોક મૂકવી, રડવું.
Groat, *n.* ચાર પેન્સ.

Grocer, *n.* ગાંધી, કરીયાણું વેચનાર.—y, *n.* કરિયાણું.
Grog, *n.* પાણી ભેળેલો જલદ દારૂ.
Groin, *n.* જાંગનો સાંધો,
Groom, *n.* ઘોડાવાળો, નવોવર.
Grope, *v. i.* અથડાવું, અંધારામાં ગોથાં ખાવાં, ફાંફાં મારવાં.
Gross, *n.* બાર ડઝન. *a.* કદદાર, ભારે.
Grotesque, *a.* હસુ આવે એવા બેડોળ દેખાવનું, વિલક્ષણ, વિચીત્ર.
Grotto *n.* ગુફા, ભોંયરૂં.
Ground, *n.* ધરતી, આધાર. *v. t.* જમીન ઉપર મુકવું. *v. i.* જમીન સાથે લાગવું.—floor, *n.* ભોંયતળીયું.—less, *a.* સબબ વિનાનું, નિરાધાર.—rent, *n.* જમીન ભાડું.—work, *n.* પાયો, ભોંય, મૂળ, આધાર.
Group, *n.* ટોળું. *v. t.* જમાવ કરવું.
Grove, *n.* કુંજ, ઝાડની ઘટા.—l, *v. t.* પેટે ચાલવું.
Grow, *v. i.* ઉગવું. *v. t.* ઉગાવવું, પાક કરવો.—th, *n.* વૃદ્ધિ, ઉપજ.
Growl, *n.* ઘુરકવાનો અવાજ. *v. i.* ઘુરકવું, ચીઢાઈને બોલવું.
Grub, *n.* કીડો, ખોદવું, ખોદીને બહાર કાઢવું.
Grudge, *n.* અંટસ, વેર. *v. t.* અદેખાઈ કરવી. *v. i.* નારાજ થવું, ફરિયાદ કરવી.
Grudgingly, *ad.* નાખુશીથી.

Gruel, *n.* કાંજી.
Gruff, *a.* કડક, સખ્ત.
Grumble, *v. i.* નારાજી થઈ બડબડવું, રોઇને બોલવું.—r, *n.* બડબડનાર, અસંતોષી માણસ.
Grunt, *n.* ડુક્કરનું આરડવું તે. *v. i.* ડુક્કરની માફક આરડવું.
Guarantee, *n.* જામીનગીરી. *v. t.* જામીન થવું.
Guard, *n.* ચોકી, ચોકીદાર, રખવાળ. *v. t.* ચોકી કરી, બચાવવું.—ian, *n.* વાલી, રક્ષક.—ianship, *n.* રખેવાળી.
Guava, *n.* જમરૂખ, પેરુ.
Guerdon, *n.* ઇનામ, બદલો,
Guess, *n.* અટકળ, અનુમાન. *v. t.* અનુમાન કરવું.
Guest, *n.* પરૂણો, મેમાન.
Guidance, *n.* હુકમ, આજ્ઞા, આગેવાની.
Guide, *n.* ભોમિયો, વર્તણુીઓ. *v.t.* રસ્તો બતલાવવો.
Guile, *n.* કપટ, કાવાદાવો.—ful, *a.* કપટી, દગાખોર.—less, *a.* નિષ્કપટ.
Guillotine, *n.* શિરચ્છેદ કરવાનો સાંચો.
Guilt, *n.* ગુનો, અપરાધ.—y, *a.* ગુન્હેગાર, અપરાધિ.
Guinea, *n.* ૨૧ શિલીંગનો એટલે આશરે સાડા દસ રૂપિઆની કીંમતનો સોનાનો સિક્કો.
Guise, *n.* પોશાક, ચાલ, વહીવટ.

Guitar, *n.* સિતાર, વીણા.
Gulf, *n.* અખાત, અથાગ ખાડો.
Gull, *n.* એક દરિયાઈ પક્ષી. *v.t.* ઠગવું, ભોળવવું.
Gullet, *n.* ગળું, નળી.
Gulp, *v. t.* ગોળીયાં કરી જવું. [*a.* ગુંદરવાળું.
Gum, *n.* ગુંદર, અવાળું. *v.t.* ગુંદર લગાડવો.—my,
Gun, *n.* બંદુક, તોપ. —ner, *n.* તોપ મારનાર. —powder, *n.* બંદુકનો દારૂ.—shot, *n.* બંદુકની ગોળી.
Gunny, *n.* ગુણપાટ.
Gunwale, *n.* વહાણના બાજુનો ઉપલો ભાગ.
Gurgle, *v. i.* ઘોંઘાટથી વહેવું, ગડગડતા અવાજે પાણીનું વહેવું.
Gush, *v. t.* જુસ્સાથી વહેવું, ધાર છુટવી.
Gust, *n.* મઝા, ભાવના.—y, *a.* તોફાની.
Gut, *n.* આંતરડા.
Gutter, *n.* પાણી જવાનો માર્ગ, મોરી.
Guttural, *a.* ગળાને લગતું, કંઠસ્થ.
Gymnasium, *n.* તાલીમખાનું, કસરતશાળા.
Gymnastic, *a.* તાલીમખાના સંબંધી, કસરત, મલ્લયુદ્ધ.
Gypsum, *n.* એક જાતનો ખાર.
Gypsy, *n.* (See Gipsy.)

Gyves, *n.* પગની બેડી.

# H.

H, ઇંગ્રેજી મૂળાક્ષરનો આઠમો અક્ષર.
Ha, *interj.* વાહ વાહ? હા.
Haber-dasher, *n.* ફેરીઓ, પરચુરણ માલ વેચનાર.
--y, *n.* રીત, દોરી, સોય, ટાંકણી વીગેરે જીનસો.
Habiliment, *n.* લુગડાં, વસ્ત્ર, પોશાક.
Habit, *n.* ટેવ, વ્યસન. પોશાક.--able, *a.* રહેવા જોગ.--ant, *n.* રહેનારો. --ation, *n.* રેઠાણ. --ual, *a.* સ્વાભાવિક.--uate, *v. t.* ટેવ પાડવી. --ude, *n.* ટેવ, રૂઢી. [ભાડુતી ગાડી.
Hack, *v. t.* આડું અવળું કાપી નાંખવું. *n.* ઘા,કાપો,
Hackle, *v. i.* ઓળીને સાફ કરવું, પંજેટવું.
Hackney, *n.* ભાડુતી ગાડી, વેશ્યા. *a.* ભાડુતી.
Haft,*n.*પકડ હાથો.
Hag, *n.* ડાકણ, જંતરી.--gard, *a.* બદશિકલ, ગળી ગએલું.--gle,*v. t.* (See Hack.)
Hail, *n.* કરા(વરસાદના).*a.* તંનદુરસ્ત.*v. t.* સલામતી આપવી. *v. i.* કરા વરસવા.*interj.* વાલે, નમસ્કાર. --stone. *n.* કરાના ગાંગડા. [રોમરા.
Hair, *n.* વાળ, નિમાળા, રૂવાંટી.--y, *a.* વાળવાળું,

Halcyon, *n.* માછલી ખાનારૂં એક પક્ષી. *a.* સુખનું.
Hale, *a.* તનદુરસ્ત.
Half, *n.* અર્ધ ભાગ. *a.* અર્ધું. *v. t.* અર્ધું કરવું.—blood, *n.* સાવકાપણું.—brother, *n.* ઓરમાન ભાઈ. —caste, *n.* હિંદુ સ્ત્રી અથવા પુરૂષ સાથે યુરોપિઅન પુરૂષ અથવા સ્ત્રીના સંબંધથી થયેલું માણસ. —sister, *n.* ઓરમાન બેન.—witted, *a.* કમઅક્કલ.
Hall, *n.* મોટો ઓરડો, દિવાનખાનું.
Hallelujah, *n.* & *int.* ઈશ્વરની સ્તુતી કરો.
Halloo, *n.* બુમ. *v. t.* બુમ પાડવી, એ! અલ્યા!
Hallow, *v. t.* પવિત્ર કરવું, પુજ્ય માનવું.
Halucination, *n.* ભુલ, ચૂક, ભ્રાંતિ.
Halo, *n.* સૂર્ય અથવા ચંદ્ર અને આકાશ માંહેલા બીજા ગ્રહોની આસપાસ કમાન જેવો જે દેખાવ નજરે પડે છે તે દેખાવ, પરિવેષ.
Halser, *n.* વહાણ અથવા હોડીને ખસેડવાનું દોરડું.
Halt, *n.* મુકામ, લંગડાતું ચાલવું તે. *v. t.* વિસામો કરવો. *v. i.* લંગડાવું.
Halter, *n.* ફાંશી દેવાનું દોરડું.
Halve, *v. t.* અર્ધ કરવું.
Ham, *n.* ડુકરની જાંગ.
Hamlet, *n.* નાનું ગામડું.

**Hammer**, *n.* હથોડી. *v. t.* ટીપવું.

**Hammock**, *n.* ઝોળી. [ધી લેવા, સપાટામાં લેવું.

**Hamper**, *n.* ટોપલો, છાબડું. *v. t.*–ના હાથપગ બાં-

**Hamstring**, *n.* ઘુંટણના તળીઆની નસ.

**Hand**, *n.* હાથ, કાંટો (ઘડીઆળનો). *v. t.* હાથેવતી આપવું.—barrow, *n.* હાથે ખેંચવાની ગાડી.—bill, *n.* જાહેરપત્ર.—cuff, *n.* હાથ બેડી. *v. t.* હાથમાં બેડી ઘાલવી.—ful, *n.* મુઠીભર, બાચકો, થોડા.—icraft, *n.* કળા, હસ્ત ક્રિયા.—kerchief, *n.* મોંઢું લુવાનો રૂમાલ.—le, *n.* હાથો, મુંઠ. *v. t.* હાથ લગાડવો, વાપરવું.—maid, *n.* દાસી.—mill, *n.* ચક્કી-હાથે દળવાની ઘંટી.—sel, બોહોણી, વકરો.—some, *a.* રૂપવાન, સારૂ, ખુબસુરત.—writing, *n.* અક્ષર.—y, *n.* હાથચાલાક, ઉપયોગી.

**Hang**, *v. t.* લટકાવવું, ફાંસી દેવું, આધાર રાખવો.—er on, *n.* આશ્રિત.—man, *n.* ફાંસી દેનાર, ચંડાળ.

**Hanker**, *v. i.* ઇચ્છા રાખવી, જીવ વખવખવો.

**Hap**, *n.* દૈવ, અકસ્માત બનાવ.—less, *a.* અભાગીઓ.—hazard, *n.* નસીબ, દૈવ.—pen, *v. i.* બનવું, થવું.—pily, *ad.* સારા નશીબે, સુખેથી.—piness, *n.* સુખ, કલ્યાણ, આનંદ.—py, *a.* સુખી, નસીબદાર, મગન.

Harangue, *n.* ઘણા જણ આગળ કીધેલું અલંકારિક ભાષણ. *v. t.* અલંકાર સહીત ભાષણ કરવું.

Harass, *v. t.* દુઃખ દેવું, કાયર કરવું.

Harbinger, *n.* અગ્ર દૂત, આગળ ચાલનાર.

Harbour, *n.* બંદર. *v. t.* આશ્રો આપવો.

Hard, *a.* કઠણ, અઘરૂં, નિર્દય.—en, *v. t.* કઠણ કરવું, દ્રઢ કરવું. —favoured, *a.* કરડા દેખાવનું.—fisted, સખત મુઠીવાળું, લોભિયું, કૃપણ. —fought, કડાકડીનું-કડાઝુડ.—hearted, *a.* કઠણ દીલનું, નિર્દય.—ly, *ad.* કઠણાઇથી, કદાચજ ભાગ્યે. —ship, *n.* દુઃખ, સંકટ.—ware, *n.* લોઢાં વાગેરે ધાતુનો સામાન.—y, *a.* હીંમતવાન.

Hare, *n.* સસલુ.—brain, *a.* જંગલી.

Harem, *n.* જનાનખાનુ, અંતઃપુર.

Hark, *v. i.* સાંભળવું. *interj.* સાંભળો.

Harlequin, *n.* ઝુઠણ, વિદુષક.

Harlot, *n.* રાંડ. વેશ્યા, ગુણકા.

Harm, *n.* નુકસાન, દુઃખ. *v. i.* દુઃખ દેવું, હાની પોચાડવી.—less, નિરપરાધી.

Harmonic, *a.* મળતા સુરનું.

Harmonious, *a.* એક બીજા સાથે મળતા સુરનું.

Harmonize, *v. i.* મળતાં આવવું, સલાહ સંપથી રહેવું.

Harmony, *n.* મળતાપણું, સંપ.
Harness, *n.* ઘોડાનો સામાન, હરનીશ.
Harp, *n.* મોરચંગ, "હાર્પ" (નામનું વાજીંત્ર).—er, *n.* હાર્પ વગાડનાર.
Harpoon, *n.* માછલી મારવાનો ભાલો.
Harpy, *n.* ખાઉધર, પિંડારો.
Harrier, *n.* એક જાતનો કુતરો.
Harrow, *n.* કળપ. *v. i.* ચીરવું. [ ઠોરપણું.
Harsh, *a.* ખુંચે એવું, કઠોર, સખ્ત.—ness, *n.* ક-
Hart, *n.* સાબર.—'s horn, *n.* સાબરશીંગુ.
Harvest, *n.* કાપણીના દહાડાની મોસમ, પાક.
Hash, *v. t.* કાપાકુપી-કકડેકકડા કરવા.
Hasp, *n.* ચપડાશ, સાંકળ, આંકડી.
Haste, *n.* ઉતાવળ, ત્વરા, વેગ,
Hasten, *v. t.* ઉતાવળ કરવી.
Hastily, *ad.* ઉતાવળે, વગર વિચારે.
Hasty, *a.* ઉતાવળુ, જલદ, અધીરૂં.
Hat, *n.* ટોપી.—ter, *n.* ટોપી બનાવનાર.
Hatch, *n.* તુતકની જાળી. *v. t.* સેવણ બેસાડવું, સેવવું.—way, *n.* વહાણનું ફાલકું.
Hatchet, *n.* કુહાડી. [રવા જોગ.
Hate, *v. t.* ધિક્કારવું. *n.* ધિક્કાર.—ful, *a.* ધિક્કા-

Hatred, *n.* વેર, અદ્દાવત, ચીઢ.
Haughtiness, *n.* ગર્વ, અભિમાન.
Haughty, *a.* મગરૂર, અભિમાની.
Haul, *n.* આંચકો. *v. t.* તાણવું, ખેંચી લઇ જવું.
Haunch, *n.* જાંગનો થાપો. [રવું.
Haunt, *n.* રહેવાનું ઠેકાણું, બેઠક. *v. t.* આવજાવ ક-
Haut-boy, *n.* પીપી,સરણાઈ.—eur, *n.* મગરૂરી,ગર્વ.
Have, *v. t.* પાસે રાખવું-હોવું.
Haven, *n.* બંદર. [રાખવાની તોબરી.
Haversack, *n.* લશ્કરી સિપાઈને કુચ કરતી વેળા ભાથુ
Havoc, *n.* ખરાબી, ઘાણ. *v. t.* નાશ કરવો.
Haw, *n.* વાડ. *v.t.* અટકીઅટકીને બોલવું. [*n.* ફેરીયો.
Hawk, *n.* બાજ. *v.t.* બાજ પાસે શિકાર કરાવવો.—er,
Hawthorn, *n.* એક જાતનું કાંટાવાળું ઝાડ
Hay, *n.* સુકું ઘાસ.—cock, *n.* ઘાસનું કુંડળુ-ગંજી.
Hazard, *n.* જોખમ. *v.t.* જોખમ ખેંચવું.—ous, *a.* જોખમ ભરેલું.
Haze, *n.* ધુમસ.
Haziness, *n.* ધુરકટ, અંધારી.
Hazy, *a.* ધુંમસવાળું.
He. *pron.* તે, પેલો.
Head, *n.* માથું, ઉપરી. *v.t.* માથે લેવું.—ache, *n.*

માથાનું દરદ.—ing. *n.* મથાળું. —land, *n.* ભૂશિર. —long, *a.* અવિચારી. *ad.* ઉંધે મસ્તકે. —man, *n.* વડો.—master, *n.* મુખ્ય શિક્ષક. —quarters, *n.* મુખ્ય મથક.—sman, *n.* માથું કાપનાર, શિરચ્છેદક.—strong, *a.* માથાનો ફરેલ.
Heal, *v. t.* નિરોગી કરવું. *v. i.* રૂઝાવવું. [નદુરસ્ત.
Health, *n.* તનદુરસ્તી, તબિયત.—y, *a.* આરોગ્ય, ત-
Heap, *n.* ઢગલો. *v. t.* ઢગલો કરવો. [સ્‍જુઆત.
Hear, *v. t.* સાંભળવું. —ing, *n.* સાંભળવાની ઇંદ્રી,
Hearken. *v. i.* સાંભળવું, કાન ધરવા.
Hearsay, *n.* ફક્ત મોઢેથી સાંભળેલી વાત, અફવા.
Hearse, *n.* મુડદાને દાટવા લેઈ જવાની ગાડી, પ્રેતરથ.
Heart, *n.* હૃદય, દિલ, હિંમત.—ache, બળાપો.—felt, ઘણુંજ લાગેલું.—ily, *n.* દીલોજાનથી, ઉલટભેર. —less, *a* કાચી છાતીનું.—en, *v.t.* ઉત્તેજન આપવું.
Hearth, *n.* ચુલો, શઘડી.
Hearty, *a.* દીલોજાન, તંદુરસ્ત.
Heat, *n.* ગરમી, જોસ્સો. *v. t.* ગરમ કરવું. *v. i.* તપવું.—ed, *a.* તાવેલું, તપાવેલું.
Heath, *n.* એક જાતનો છોડ, લીલોતરીની જગો.
Heathen, *n.* or *a.* મૂર્ત્તિપૂજક.—ism, *n.* મુર્ત્તિપુજા.
Heave, *n.* ઉછાળા. *v. t.* ઉચકવું.

Heaven. *n.* આકાશ-સ્વર્ગ.—ly, *a.* સ્વર્ગિક.—ward, *a.* આકાશ તરફનું.

Heaviness, *n.* ભાર, ઉદાશીપણું.

Heavily, *ad.* ભારે, ઘણું જ, પુષ્કળ.

Heaviness, *n.* ભાર, બોજો, ઉદાશી.

Heavy, *a.* ભારે, ઉદાશ.

Hebdomadal, *a* અઠવાડીએ બનતું.

Hebrew, *n.* યાહુદી, યાહુદી ભાષા.

Hecatomb, *n.* શત પશુયજ્ઞ.

Hectic, ક્ષયજ્વર. [શેડાની વાડ.

Hedge, *n.* કાંટાની વાડ. *v.t.* વાડ ભરવી.—row, *n.*

Heed, *n.* ધ્યાન. *v. t.* લક્ષ દેવું. —ful, *a.* સાવધ; હોશીયાર.—less. *a.* બેભાન, ગાફેલ.

Heel, *n.* પગની એડી.

Hegira, *n.* મહમદ પેગંબરનું મક્કામાંથી નાશી જવું કે જે ઉપરથી હીજરી સાલ ચાલે છે.

Heifer, *n.* વાછરડી.

Heigh-ho, *inter.* બે ચેનીનો પોકાર.

Height, *n.* ઉંચાઈ.—en, *v.t.* ઉંચું કરવું, વધારવું.

Heinous, *a.* અઘોર, અતિ દુષ્ટ.

Heir, *n.* વારસ.—ess, *n.* સ્ત્રી વારસ.

Held, *p. p.* of hold.(See Hold).

Hell, *n.* નર્ક. —ish, *a.* નર્ક સંબંધી, મહાદુષ્ટ.
Helm, *n.* સુકાન.
Helmet, *n.* લઢાઇની ટોપી.
Helmsman. *n.* સુકાની.
Help, *n.* મદદ, સહાય. *v. t.* મદદ કરવી. *v. i.* મદદે આવવું.—er, *n.* મદદગાર. —ful, *a.* કામનુ, ઉપયોગી.—less, *a.* અનાથ, લાચાર.
Helterskelter, *ad.* દોડાદોડીથી,હાંફળાઇ ફાંફળાઇથી.
Hem, *n.* કોર, મગજી. *v. t.* કોર મુકવી.
Hemi, ઉપસર્ગ છે, ને તેનો અર્થ અર્ધું થાય છે. —sphere, *n.* અર્ધગોળ, ગોળાર્ધ.
Hemistich, *n.* અર્ધચરણ, પાદાર્થ.
Hemlock, *n.* એક જાતનો ઝેરી રોપો છે, ઇંદ્રવારણી.
Hemorrhage, *n.* રક્તસ્રાવ લોહીની રગ ફાટવાથી લોહી વહેવું.
Hemorrhoids, *n.* હરસનો રોગ.
Hemp, *n.* સણ, સણનો છોડ.
Hen, *n.* મરઘી, કુકડી.—bane, *n.* ગાંજો, ખુરાસાની ભાંગ.—coop, *n.* મરઘાં ઢાંકવાનું પાંજરૂં.—pecked, *a.* સ્ત્રી વશ, બાયલો.—roost, *n.* મરઘાં વગેરે પાળેલા પક્ષી.
Hence, *ad.* આ ઉપરથી, હવે પછી, અહીંથી.—forth,

*ad.* હવે પછી.
Heptagon, *n.* સપ્ત કોણ આકૃતિ.
Heptarchy, *n.* સાત જણનું રાજ્ય.
Her, *pro.* તેનું, પેલીનું---self, *pro.* પોતાની મેળે.
Herald, *n.* નકીબ, ઢંઢેરો ફેરવનાર. *v. t.* ખબર કરવી.
—ry, *n.* ઇંગ્લાંડના હરેલ્ડ અધિકારીનું કામ.
Herb, *n.* વનસ્પતિ, ઔષધિ.
Herbacious, *a.* વનસ્પતી સંબંધી.
Herbage, *n.* ઝાડપાલો.
Herbarium, *n.* વનસ્પતી સંગ્રહ.
Herculean, *a.* ઘણુંજ અઘરૂં, હિંમત્તનું.
Hercules, *n.* ઘણોજ મજબૂત માણસ.
Herd, *n.* ટોળું. *v. i.* ટોળાબંધ ચરવું.
Herdsman, *n.* રખવાળ, ઢોર ચરાવનાર, ગોવાળીઓ.
Here. *ad.* અહીંઆ.—after, *ad.* હવે પછી,—by, *ad.* તેથી કરીને.—in, *ad.* એમાં.—of, *ad.* એ ઉપરથી.—on, *ad.* એ ઉપરથી.—upon, *ad.* આ ઉપરથી.—with, *ad.* એની સાથે.
Hereditary, *a.* વંશ પરમ પરાગત.
Hereditament, *n.* વારસાની સ્થાવર જંગમ મીલક-[ત, વારસો.
Heritage, *n.* વારસો, દાય.
Heresy, *n.* પાખંડ મત, કુમાર્ગ.

Heretic, *n.* પાખંડી. [ણી.
Hermaphrodite, *n.* હીજડો,ઉભય લીંગ-જાતીનું પ્રા-
Hermetic-al, *a.* ત્રિભુત શાસ્ત્ર સંબંધિ, મજબુત, સજ્જડ. [ઠ, વેરાગીની ઝુંપડી.
Hermit, *n.* વનવાસી, ફકીર, તપેશ્વરી—age, *n.* મ-
Hero, *n.* પેહેલવાન, નાયક. (નાટકવાર્ત્તામાં)—ic, or ical, *a.* બાહાદુરી-વિરરસની.—ine, *n.* બાહાદુર સ્ત્રી, નાયકા.(નાટકવાર્તામાં)—ism, *n.* મર્દાઈ, શોર્ય.
Heron, *n.* બગલું.
Harring, *n.* એક જાતની માછલી.
Hesitate, *v. t.* આનાકાની કરવી.
Hesitation, *n.* આનાકાની, આચકો.
Hesperian, *a.* પશ્ચિમ તરફનું. [ડ મત.
Heterodox, *a.* પાખંડી, શાસ્ત્ર વિરૂદ્ધ.—y,*n.* પાખં-
Hetrogenous, *a.* જૂદી જૂદી જાતનું, ભેળસેળ.
Hew, *v. t.* કોતરવું, કાપવું.
Hexagon, *n.* છ ખુણાની આકૃતિ.
Hexameter, *n.* છ ચરણનો શ્લોક-પદ.
Hey, *interj.* હે ! શાબાશ !
Hibernate, *a.* શિયાળો ગાળવો.
Hiccough, *n.* હેડકી. *v. i.* હેડકી આવવી.
Hiccup, *n.* See Hiccough.

Hid, Hidden, *a. p. p.* of hide.(See Hide).
Hide, *n.* ચામડું.*v. t.* સંતાડવું. *v.i.* સંતાવું.(Hide & seek, ડાહીના ઘોડાની રમત, સંતાકુકડી).
Hideous. *a.* ભયંકર, બિહામણું.
Hie, *v. i.* ઉતાવળાં જવું.
Hieroglyphic. *n.* એનો શબ્દાર્થ " પવિત્ર અક્ષરો " [એવો થાય છે.
Higgle,*v.i.*માલ વેચવા સારૂ બારણે બારણે બૂમ પાડવી.
High, *a.* ઉંચું, મોટીપદ્વિનું, તોફાની. —born, *a.* કુલીન,—land, *n.* પાહાડી મૂલક,—lander, *n.*પાહાડી મૂલકનો રહેવાશી.—ly,*ad.*અતિ,ઘણું.—minded, *a.* મોહોટા મનનું.—seasoned, *a.* ખુબ મશાલાદાર બનાવેલું.—way,*n.* રાજમાર્ગ.—wayman, *n.* ચોરી રસ્તાપર લૂંટનાર.
Highness, *n.* મહારાજ, ખુદાવંદ.
Hilarity, *n.* ખુશી, મશ્કેરી.
Hill, *n.*ટેકરી.—ock,*n.* નાની ટેકરી.—y.*a.* પાહાડી.
Hilt, *n.* મૂઠ, હાથો.
Him, *pron.* તેને.—self, *pron.* પોતાની મેળે.
Hind, *n.* હરણી, *a.* પાછલું. —er, *v. t.* અટકાવવું, રોકવું, નડવું.—rance, *n.* અટકાવ.
Hindermost, Hindmost, *a.* છેક પાછળનું.
Hinder, *v. t.*, *v. i.* પકડી રાખવું, રોકવું.

Hinduism, *n.* હિંદુનો ધર્મ.
Hinge, *n.* મજાગરૂં. *v. t.* મજાગરાં જડવાં.
Hint, *n.* સુચના. *v. t.* સુચના કરવી.
Hip, *n.* કેડ, જાંગની થાપ.
Hippopotamus, *n.* દરિયાઈ ઘોડો.
Hire, *n.* ભાડું. *v.t.* ભાડે રાખવું, લાંચ આપવી,—ling, *n.* પૈસા લેઈને કામ કરનાર, છિનાળ.
His, *pron.* તેનું. [કાઢવો.
Hiss, *n.* સાપનો ફુંફાડો. *v. i.* ફજેતી કરવી, અવાજ
Historian, *a.* ઈતિહાસ લખનાર.
Historic-al, *a.* ઈતિહાસને લગતું.
History, *n.* તવારીખ, ઇતિહાસ, વૃત્તાંત.
Histrionic, *a.* નાટકના જેવું.
Hit, *n.* ફટકો. *v. t.* તાકીને આબાદ મારવું.
Hitch, *n.* આચકો. *v.i.* ગુંચવણમાં પડવું. *v.t.* પકડવું.
Hither, *ad.* અહીં.—to, *a.* હજી સુધી, અદ્યાપી સુધી.—ward, *ad.* આણી તરફ. [કઠાં થઇ સાથે રહેવું.
Hive, *n.* મધપુડો. *v. t.* એકઠું કરી રાખવું. *v. i.* એ-
Ho, *interj.* હો! અરે! [કરવું.
Hoard, *n.* છુપો એકઠો કરેલો ખજાનો. *v. t.* એકઠું
Hoarse, *a.* ખોખરૂં.—ness, *n.* અવાજનું ખોખરાપણું.
Hoary, *a.* સફેદ.

Hoax, *n.* મજાક, મશ્કરી, ટોળ. *vt.* મજાક-મશ્કરી કરવી.

Hobble, *v. i.* લંગડાવવું, ખોડાવું. *n.* લંગડાતી ચાલ.

Hobby, Hobby-horse, } *n.* લાકડીનો ઘોડો, વહાલી વાત.

Hobgoblin, *n.* ભુત, પિશાચ.

Hobnot, *ad.* હયો છો કે નહીં.

Hocus-pocus, *n.* બાજીગર, નજરબંધી. *vt.* નજરબંધી કરવી.

Hod, *n.* તગારૂં.

Hoe, *n.* પાવડો. *v. t.* કોદાળીથી ખોદવું.

Hog, *n.* ડુક્કર, ભુંડ.

Hogshead, *n.* ૬૩ ગ્યાલન દારૂ માય એવું માપ.

Hoist, *v. i.* ઉંચું ચઢાવવું, ખેંચવું.

Hold, *n.* ટેકો, અખત્યાર, કબજો, વહાણનો ભંડાર. *v. t.* પકડવું, માવું. *v. i.* ચોટી રહેવું.—er, *n.* પકડી રાખનાર.—forth, બતાવવું, કહાડવું.—in, દાબવું.—off, આઘું રાખવું.—out, આપવું. *v. i.* થોભવું, ટકી રેહેવું, સાચવટથી રેહેવું, ચાલવું, કાયમ રહેવું.—on, વળગી રહેવું.—up, હીંમત રાખવી.

Hole, *n.* બાકું, ખાડો, રાફડો.

Holiday, *n.* ઓચ્છવ, તહેવાર, પૈરવ.

Holiness, *n.* પવિત્રતા.

Holla, } *interj.* { અહો ! અલ્યા ! જુઓ ! પોકાર.
Hollo, } { *v. i.* બુમ પાડવી. [ખોખરૂં.
Hollow, *n.* પોલાણ, ખાડો. *v.t.* પોલું કરવું. *a.* પોલું,
Holly, *n.* એક વિલાયતી ઝાડ જે હમેશાં લીલું રહે છે.
Holy, *a.* પવિત્ર.
Homage, *n.* માન, નમન, ભક્તિ, ભજન.
Home, *n.* પોતાનું રહેવાનું ઘર, સ્વદેશ. *a.* ઘરનું, સખત. *ad.* ઘર તરફ, ઘેર, પોતાને દેશ, સજ્જડ, સચોટ.—less, *a.* ઘરબાર વિનાનું,—ly, *a.* સાધારણ, સાદું.—opathy, *n.* જે પ્રકારનો રોગ તેજ પ્રમાણે ઘણું થોડું ઔષધ આપી રોગ કાઢવાનું વૈદું. —stead, *n.* ઘરની જગા, વાડી, મુળસ્થાનક. —ward, *ad.* ઘર તરફ.
Homicide, *n.* મનુષ્યહિંસા—વધ, મનુષ્યહિંસક.
Homily, *n.* ધર્મબોધક ભાષણ.
Homogeneous, *a.* એક જાતીનું.
Homologate, *v. t.* મંજુર કરવું, કબુલ રાખવું.
Hone, *n.* હજામની પથરી. [પ્રમાણીકપણે.
Honest, *a.* પ્રમાણિક, ભલું, ઈમાનદાર.—ly, *ad.*
Honesty, *n.* પ્રમાણિકપણું, ઈમાનદારી.
Honey, *n.* મધ. *v. t.* ચીઠું કરવું.—comb, *n.* મધપુડો.—moon, *n.* પરણ્યા પછીનો પેહેલો મહિનો.

—harvest, *n.* એકઠું કરેલું મધ.
Honour, *n.* આબરૂ. *v.t.* માન આપવું, હુંડી સ્વીકારવી.
—able, *a.* નેક નામદાર.—ably, *ad.* આબરૂથી.
Honorarium, *n.* મેહેનતાણું.
Honorary, *a.* આબરૂ આપે એવું, કેવળ માન દાખલ.
Hood, *n.* રોમનકાથોલિક સાધુનો ટોપ. [ખરી વગરનું.
Hoof, *n.* ખરી, ઢોર.—ed, *a.* ખરીવાળું.—less, *a.*
Hook, *n.* આંકડો, ફાંસો. *v. t.* આંકડામાં ભેરવવું.
—ed, *a.* વાંકુ, વાળેલું.
Hoop, *n.* પટો, પાટો, હાંગડી, કડું.
Hooping-cough, *n.* ઉટાંટિયો, એક જાતનો ઢાંસો.
Hoot, *v. i.* ધિક્કારથી હુડધૂત કરવું, ઘુવડની પેઠે બોલવું.
Hop, *n.* એક પગનો કુદકો. *v. i.* એક પગે કુદવું.
Hope, *n.* આશા. *v. i.* આશા રાખવી.—ful, *a.*
આશાવાન.—less, *a.* નિરાશ [મુદ્રની રમત.
Hopper, *n.* ખોડી ખાનાર, ઓરણી, ગરણી, સાત સ-
Horde, *n.* ભમતાં માણસોનું ટોળુ.
Horizon, *n.* દ્રષ્ટિ મર્યાદા.
Horizontal, *a.* દ્રષ્ટિ મર્યાદાનું, આડું. [ચોપડી.
Horn, *n.* શીંગડું, રણશીંગડું.—book, *n.* પેહેલી
Hornet, *n.* ભમરાની જાતની ચટકો મારની એક મોટી
માંખ, ભમરો.

Horoscope, *n.* જન્મપત્રિકા, જન્મોતરી, ટપકો.
Horrible, Horrid, Horrific, *a.* ભયંકર, વિકાળ.
Horrify, *v. t.* થથરાવી નાંખવું.
Horror, *n.* ભય, કમકમાટ.
Horse, *n.* ઘોડો ઘોડેસ્વારનું લશ્કર.--back, ઘોડાપર.
--breaker, *n.* ચાબુકસ્વાર, ઘોડા પલોટનાર.
--laugh, *n.* મોટેથી હસવું, ખડખડ હસવું --man, *n.* ઘોડેસ્વાર.--play, ધીંગામસ્તી.--race, *n.* ઘોડાની શરત, ઘોડદોડ.--shoe, *n.* નાળ.--shoer, *n.* નાળબંધ.--whip, *n.* ચાબુક.
Hortative, *a.* શિખામણનું.
Horticulture, *n.* બાગકામ.
Hosana, *n.* ઇશ્વર કૃપા માગવાનો શબ્દ.
Hose, *n.* પગના મોજાં, સુંઢ. [વાળાનો ધંધો.
Hosier, *n.* મોજાં બનાવના-વેચનાર.—y, *n.* મોજાં-
Hospitable, *a.* પરોણા ચાકરીવાળું, પરોણાની બરદાશ કરનારું. [જગા.—ity, *n.* પરોણાગત.
Hospital, *n.* ઇસ્પિતાલ, રોગીઓને વાસ્તે બાંધેલી
Host, *n.* યજમાન, સૈન્ય, ટોળું,
Hostage, *n.* ખાતરી સારૂ શત્રુને સ્વાધિન કરેલો માણસ.
Hostile, *a.* શત્રુવટ રાખનાર, પ્રતિકુળ.
Hostility, *n.* શત્રૂભાવ, દુશ્મની.

Hot, *a.* ગરમ.--brained, *a.* ગરમ મીજાજનું.
Hotchpotch, *n.* ખીચડો, ગડબડગોટા, ભેળસેળ.
Hotel, *n.* મુસાફરને રહેવાનો બંગલો, વીસી.
Hough, Hock, *n.* પશુના પછલા પગના ઘુંટણનો પાછલો ભાગ.
Hound, *n.* શિકારી કુત્રો.
Hour, *n.* કલાક.--hand, *n.* કલાકનો કાંટો.--glass, *a.* રેતીનું ઘડિયાળ.--ly, *a.* કલાકે કલાકે થનારૂં.
House, *n.* ઘર, વંશ. *v. t.* આશરો આપવો. *v. i.* રહેવું.--breaker, *n.* દિવસે ખાતર પાડનાર.—hold, *n.* ઘર, ઘરકુટુંબ, *a.* ઘરનું.--keeping, *n.* ઘર ખટલો ઘરબાર ચલાવવું તે.--warming, *n.* નવા ઘરમાં જતી વખતે આપેલું જમણ, વાસ્તુ.
Housewife, *n.* ઘરધણીઆણી.
Housing, *n.* ઘાસીયો.
Hovel, *n.* ભીતડાં વગરનું છાપરૂં.
Hover, *v.i.* પાંખ ફફડાવવી, ટગાફ રહેવું.
How, *ad.* કેમ, કેવું.—but, ગમે તેમ હોય પણ, તોપણ.—ever, *ad.* ગમે તેવું. *conj.* તોપણ, એમ છતાં.
Howl, *v. t.* કુતરાની માફક બૂમ પાડવી.--ing, વાઘ વરૂના શબ્દોથી ગાજી રહેલું ઘોર.
Hubble-bubble, *n.* હુક્કો.

Hubbub, *n.* ઘોંઘાટ, ગડબડ, બળવો.
Huddle, *v. i.* ગરદી-ભીડ કરવી. *n.* ભીડ.
Hue, *n.* રંગ, વરણ, બુમ, પોકાર.
Huff, *n.* ગુસ્સો. *v. t.* ધમકાવવું.
Hug, *n.* ભેટવું તે. *v. t.* મજબુત પકડવું.
Huge, *a.* ઘણુંજ મોટું, વિસ્તીર્ણ.
Hulk, *n.* વહાણનું ખોખું, ઝાંપડો, ખગ.
Hull, *n.* વાહાણનું ખોખું, છોતરાં.
Hum, *v. i.* મધમાખીની પેઠે ઘુંઘું કરવું,મનમાં ગાવું.
Human, *a.* મનુષ્ય જાતીનું.
Humane, *a.* દયાળુ, કરૂણાવાન.
Humanity, *n.* દયા, કરૂણા, માણસાઈ.
Humble, *a.* ગરીબ, હલકી. *v. t.* નમ્ર કરવું. [ઠગવું.
Humbug,*n.* અષ્ટંગષ્ટ, ભૂલથાપ, ભૂલથાપ દેનાર.*v.t.*
Humid, *a.* શરદ, ભીનું.--ity, *n.* ભીનાશ, શરદી.
Humiliate, *v. t.* નમ્ર કરવું.
Humility, *n.*.નમ્રતા, દીનતા.
Humour, } *n.* સ્વભાવ, મિજાજ. *v. t.* લાડ કરવાં.
Humor, } —ous, *a.* હસમુખું.
Humorsome, *a.* મનમોજી.
Hump, *n.* ખુંધ, ઢેકો.—backed, *a.* ખુંધો.
Hundred, *a.* સો.—th, *a.* સોમું.

Hunger, *n.* ભૂખ. *v. i.* ભૂખ લાગવી.
Hungry, *a.* ભૂખ્યો. [or sman, *n.* શિકારી.
Hunt, *n.* શિકાર. *v.t.* શિકાર કરવો, શોધ કરવી.—er
Hurdle, *n.* ટાટું, ત્રાપો.
Hurl, *v. t.* જોરથી ફેંકવું.
Hurly-Burly, *n.* ગડબડાટ, ધમચકડ.
Hurra, Hurrah, } *int.* ખુશાલીનો પોકાર. *interj.* જયજય.
Hurricane, *n.* તોફાન.
Hurry, *n.* ઉતાવળ, ગડબડ. *v. t.* ઉતાવળ કરવી.
Hurt, *n.* નુકશાન. *v. t.* નુકશાન કરવું.—ful, *a.* નુકશાનકારક.
Husband, *n.* ધણી, વર, સ્વામી, પતી.
Husbandman, *n.* ખેડુત.
Husbandry, *n.* ખેતીકામ.
Hush, *v.t.* ચુપ રાખવું. *a.* ચુપાચુપ. *int.* ચુપ! છાનોરહે!
Husk, *n.* છોતરાં, છાલા, ભુસું.—y, છાલાવાળું, ખોખરું.
Hustle, *v. t.* ધક્કાધક્કી કરવી.
Hut, *n.* ઝુંપડું.
Huzza, *interj.* જયજય. *v. t.* જયજયકાર કરવો.
Hybrid, *a.* મિશ્રજાતિનું. *n.* સંકરજાતિનું પ્રાણુ-છોડ.
Hydraulics, *n.* ઉદકગતિ શાસ્ત્ર.

Hydrogen, *n.* ઉદક જનક વાયુ.
Hydromel, *n.* મધપાણી.
Hydropathy, *n.* પાણીથી સારાં કરવાનું વૈદું.
Hydrophobia, *n.* હડકાએલા કુતરાનું વિખ, પાણી-ની ધાસ્તી.
Hydrostatics, *n.* ઉદક સ્થિતિ શાસ્ત્ર.
Hyena, *n.* તરસ, દીપડો.
Hygiene, *n.*આરોગ્યતા સંરક્ષણ શાસ્ત્ર.
Hygrometer, *n.* હવામાં રહેલી ભીનાશનું પ્રમાણ કાઢવાનું યંત્ર.
Hymeneal, Hymenean, } *n.* લગનનું ગીત, વિવાહ ગાન.
Hymn, *n.* ઈશ્વરસ્તુતિ, ભજન.
Hyperbole, *n.* અતિશયોક્તિ.
Hyphen, *n.* સંયોગ ચિન્હ, શબ્દ જોડવા સારૂં (-) આવી નિશાની મૂકવામાં આવે છે તે.
Hypocrisy, *n.* ઢોંગ, વેષધારી.
Hypocrite, *n.* ઢોંગી, બગરૂપી.
Hypogastrium, *n.* પ્હેડું. [બાજુ.
Hypotenuse, *n.* ત્રિકોણમાં કાટ ખુણાની સામેની
Hypothesis, *n.* માની લીધેલી વાત, પૂર્વ સિદ્ધાંત.
Hypothetical, *a.* માની લીધેલું, અટકળનું.

Hysop, *n.* ઝુફો.
Hysterical, *a.* ચિત્તભ્રમ થયેલું.
Hysterics, } *n.*(ઘણું કરીને બૈરાંને થતો)વાયુ ગોળો.
Hysteria, } ચિત્તભ્રમ.

# I.

I, ઇંગ્રેજી મૂળાક્ષરનો નવમો અક્ષર.
I, *pron.* હું, પોતે.
Iambic, } *n.* બે અક્ષરના જે ચરણમાં પહેલો લઘુ
Iambus, } અથવા તાળ વગર બોલેલો અને બીજો ગુરૂ અથવા તાળ સાથે બોલેલો અક્ષર હોય તે લઘુ ગુરૂ.
Ibis, *n.* રાજહંસ.
Ice, *n.* બરફ, ખાંડની ચાસણીનો ઢોળ. *v. t.* ખાંડની પોપડી બાંધવી.—berg, *n.* ઉત્તર મહાસાગરમાં તરતાં બરફનો મોટો ડુંગર.—cream, *n.* બરફવાળી દુધની મલઇ.
Ichneumon, *n.* મછરનાં ઇંડાં ભાગનારૂં જાનવર.
Ichneumon, *n.* નોળીઆની જાતનું એક જનાવર જે મગરનાં ઇંડાં ખાઈ જતું.
Ichthyology, *n.* માંછલીઓની વિદ્યા.
Icicle, *n.* (ઘરડા નેવ ઈ૦ ઉપરથી)લટકતું બરફ.
Icy, *a.* બરફવાળું, પ્રીતિહીન.

Ideal, *a.* મનનુ, માનસિક.—ism, *n.* બધી સૃષ્ટિ કેવળ મનોમય છે એવો મત.—ist, *n.* વિષયાભાવવાદી.—ity, *n.* કલ્પનાશક્તિ.
Identical, *a.* તેજ, અનન્ય.
Idea, *n.* કલ્પના, મત, વિચાર.
Identify, *v. t.* એક સરખું કરી દેખાડવું, સાબીત કરવું.
Identity, *n.* એકજપણું, એકરૂપતા.
Idiocy, *n.* જન્મથી ઘેલાપણું.
Idiom, *n.* રૂઢી, ઢબ.—atic, *a.* બોલાવાની ઢબ પ્રમાણે.
Idiot, *n.* ઘેલો, મુંઢ માણસ.
Idle, *a.* આળસુ, બિનરોજગારી, પોકળ. *v. i.* આળસુ રહેવું, નવરાશમાં વખત ખોવો.—r, *n.* આળસુ માણસ.—ness, *n.* આળસ, નિરૂદ્યોગ.
Idol, *n.* મુર્ત્તિ, પ્રતિમા.—ator, *n.* મુર્ત્તિપુજક, કલ્પિત દેવને ભજનાર.—atrous, *a.* મુર્ત્તિપુજા સંબંધી.—atry, *n.* મુર્ત્તિપુજા, અતિભક્તિ.—ize, *v. t.* ઘણી ભક્તિ કરવી, દેવ જેવું માનવું.
I, E. *i. e.* (L. *id est* that is). એટલે.
If, *conj.* જો, કદાચ, અથવા, કે.
Igneous, *a.* અગ્નિમય, અગ્નિમાંથી નીકળેલું.
Ignisfatuus, *n.* ભુત-પિશાચના ભડકા. Will-o-the wisp. લીલી ભોંયપર રાતે થતા ભડકા.

Ignite, *v. t.* સળગાવવું, *v. i.* સળગવું.
Ignition, *n.* સળગવું તે, તાપ.
Ignoble, *a* હલકા કુળનો, નીચ, કમજાત, હલકુ.
Ignominious, *a.* બદનામીવાળું, ધીક્કાર ભરેલું, હલકું.
Ignominy, *a.* બે આબરૂ, અપમાન, ફજેતી.
Ignorance, *a.* અજ્ઞાન, બેખબરી, મૂર્ખાઇ.
Ignorant, *a.* અજાણ્યો, અજ્ઞાન. [નાંખવું.
Ignore, *v. t.* ન ગણવું, ઉડાવી દેવું, ખોટું કહીને કાઢી
Ill, *a.* આજારી, ખરાબ, નઠારૂં, અસભ્ય. *ad.* માઠું.
*n.* દુષ્ટતા નાશ, આફત.—bred, *a.* અસભ્ય, જંગલી.
Illegal, *a.* કાયદા વિરૂદ્ધ, અધર્મી.
Illegible, *a* ન વંચાય એવું.
Illegibly, *ad.* વંચાય નહીં એવી રીતે. [રસપણું.
Illegitimacy, *n.* બુરી અવસ્થા, બેઉનિયાતી, અનઉ-
Illegitimate, *a.* રાંડના પેટનું, કાયદા વિરૂદ્ધ.—'y, *ad.* ગેરકાયદે.
Ill-fated, *a.* કમનસીબવાન, ભાગ્યહીન.
Ill-favoured, *a.* ખરાબ રૂપવાળો, બેડોળ, કદરૂપુ.
Illiberal, *a.* કંજુસ, નીચ મનનું, અસભ્ય.—ity, *n.* કૃપણતા, કંજુસાઈ.—ly, *ad.* કરકસરથી, કંજુસાઇથી.
Illicit, *a.* અઘટીત, ગેરઆજ્ઞણી.
Illimitable, *a.* અપાર, બેહદ.

Illiteracy, *n.* બેવકુફી, અજ્ઞાન-અભણપણું.
Illiterate, *a.* અવિદ્વાન, અભણ.
Ill-luck-fortune, *n.* અવદશા, દુરભાગ્ય.
Ill-judged, *a.* અવિચારે કરેલું, ડહાપણ વગરનું.
Ill-nature, *n.* દુષ્ટસ્વભાવ.—d, *a.* ખારીલું.
Illness, *n.* મંદવાડ, રોગ, દુઃખ.
Illogical, *a.* અન્યાયી.
Ill-omened, *a.* અમંગલીક.
Ill-starred, *a.* કમનસીબવાન, ભાગ્યહીન.
Ill-temper, *n.* દુષ્ટ-ખરાબ સ્વભાવ, દુષ્ટવૃત્તિ.
Ill-timed, *a.* અકાલિક, કવેળાનું.
Ill-turn, *n.* અકલ્યાણ, નુકશાન, અપકાર.
Illude, *v. t.* ઠગવું. ભુલાવવું.
Illuminate, *v. t.* રોશની કરવી, અજવાળું પાડવું, પ્રકાશિત કરવું, પુસ્તકને સોનેરી અક્ષરથી શણગારવું. *v. i.* ઝગમગવું.
Illumination, *n.* રોશની, પ્રકાશ-જ્ઞાન આપવું.
Illusion, *n.* ભૂલ, પ્રપંચ, માયા.
Illusionist, *n.* મોહમાયાને માનનારા.
Illusive, Illusory, *a.* માયારૂપ, કપટી, .
Illustrate, *v. t.* પ્રકાશિત કરવું, દાખલો આપી સમજાવવું, ઉઘાડું કરવું, શણગારવું.

Illustration, *n.* પ્રકાશવું તે, દ્રષ્ટાંત, દાખલો.
Illustrious, *a.* નામીચું, પ્રસિદ્ધ, કીર્ત્તિવાન.
Image, *v. t.* કલ્પના કરવી, પ્રતિમા, મુર્તિ, તસવીર, તેવુંજ તે,—ry, *n.* મુર્તીઓ, પુતળાં, આભાસ.
Imaginable, *a* કલ્પના કરવા જોગ.
Imaginary, *a.* કલ્પિત, અંધારતાીક.
Imagination, *n.* કલ્પના શક્તિ, કલ્પના, જુક્તિ.
Imagine, *v. t.* ધારવું, વિચારવું, જુક્તિ કરવી.
Imbecile, *a.* નબળા મનનું, મંદ બુદ્ધીનું.
Imbecility, *n.* નબળાઇ, અશક્તપણું.
Imbed, *v. t.* દાટવું.
Imbibe, *v. t.* પીવું, મનમાં લેવું.
Imbitter, *v. t.* કડવું કરવું, વધારે તિવ્ર કરવું.
Imbosom, (See Embosom).
Imbrue, *v. t.* ભીંજવવું, પલાળવું.
Imbue, *v. t.* ભારપુર કરવું, કેળવવું.
Imitable, *a.* નક્કલ કરવા જોગ.
Imitate, *v. t.* ઉતારો કરવો, દેખાદેખી કરવી.
Imitation, *n.* લઢણ પકડવી તે, નકલ.
Imitative, *a.* નક્કલ કરવાનું, નકશીનું.
Imitator, *n.* નકલ કરનાર, વેષ ભાજવનાર.
Immaculate, *a.* નિર્મળ, નિષ્કલંક.

Immanent, *a.* સ્વાભાવિક, મુળનું.
Immaterial, *a.* હલકું. નજીવું, નિરૂપયોગી.
Immature *a* પુખ્ત નહી એવું,અધુરૂ,ઉતાવળું, નાહાનું.
Immaturity, *a.* કાચાપણું, નાહાનપણ,અપુર્ણતા.
Immeasurable, *a.* મપાય નહી તેવું, અથાગ.
Immediate, *a.* પાસેનું, તરતનું.—ly, *ad.* તેજ વખતે, તાબડતોબ.
Immedicable, *a.* આરામ નહીં થઈ શકે એવું.
Immemorial, *a.* ઘણું જુનું.
Immense, *a.* અપાર, ઘણું,અત્યંત.
Immensly, *ad.* બેહદપણે.
Immensity, *n.* ઘણો વિસ્તાર.
Immerge, Immerse, *v.t.* પાણીમાં બોળવું,ડુબાવવું, ગરક કરવું.
Immersion, *n.* ડબોવવું તે, લીનતા,નિમગ્નતા, બોળવું તે, સુર્યના પ્રકાશથી કે છાયામાં પેસીને અસ્ત થવું તે.
Immethodical, *a.* બંદોબસ્ત વિનાનું.
Immigrant, *n.* જથુ રહેવા સારૂ પરદેશમાં આવી રહેલું માણસ.
Immigrate, *v.i.* જથુ રહેવા સારૂ પરદેશમાં આવી રહેવું.
Imminence, *n.* છેક નજીક આવેલું જોખમ.
Imminent, થોડી વારમાં થાય તેવું.
Immiscible, *a.* એકઠું કરાય-ભેળાય નહીં એવું.
Immission, *n.* અંદર દાખલ-પેસારો કરવો તે.

Immix, *v. t.* એકઠું કરવું, વેહેવાર રાખવો.
Immobility, *n.* સ્થિરપણું, અચળપણું.
Immoderate, *a.* અપાર, અતિશય.
Immodest, *a.* અમર્યાદ, લાજ વગરનું, વ્યભિચાર વિષેનું.—ly, *a.* બેઅદબી રીતે.—y, *n.* બેઅદબી.
Immoral, *a.* અનીતિવાન, અન્યાયવાળું, પાપી.—ly, *ad.* દુષ્કરમથી.
Immorality, *n.* અધર્મ, દુષ્ટતા, દુરાચારીપણું.
Immortal, *a.* અક્ષય, અમર.—ity, *n.* કાયમપણું.
Immortalize, *v. t.* નામ અચળ કરવું. [હૈયાનો.
Immoveable, *a.* જડ, સ્થાવર, અચળ, નિર્દય, કઠણ
Immunity, *n.* માફી, હક.
Immure, *v. t.* કેદ કરવું, પુરી મુકવું.
Immutable, *a.* અવિકારી, નિર્વિકાર,
Imp, *n.* ચેલકુ, ભૂત, નાનો શેતાન, લુચ્ચું છોકરૂં.
Impacable, *a.* ત્રસ-શાંત ન થાય તેવું.
Impact, *v. t.* અફળાવવું. *n.* ધક્કો, છાપ, મુદ્રા.
Impair, *v. t.* ખરાબી કરવી.
Impale, *v. t.* સુળીએ ચઢાવવું, પુરવું, ગોંધી લેવું.
Impalpable, *a.* અડકવાથી માલમ ન પડે એવું.
Impannel, *v. t.* પંચના માણુસોના નામ યાદીમાં લખવાની ટીપ તઈયાર કરવી.

Imparity, *n.* તફાવત, વિષમતા.

Impart, *v. t.* આપવું, બતલાવવું, બક્ષિશ કરવી.

Impartial, *a.* નિષ્પક્ષપાતી.—ity, *n.* નિષ્પક્ષપાત, સમાનદ્રષ્ટિ, અદલપણું.

Impartible, *a.* ભેટ આપવા જોગ.

Impartment, *n.* કહેવું તે, જણાવવું તે.

Impassable, *a.* ન જવાય એવું, ગહન.

Impassibility, *n.* જડપણું, સુખ દુઃખ લાગે નહીં એવું હોય તે.

Impassible, Impassive, *a.* જડ.

Impassion, *v.t*, જુસ્સામાં આવવું, જોસ ભરાવો—ચડવો.—ed, *a.* જુસ્સામાં આવેલું, આવેશી.

Impassionate, *v. t.* જુસ્સો આવવો. *a.* આવેશ—જોશ ભરેલું.

Impassively, *ad.* અચેતપણે.

Impatience, *n.* અધીરતા, ઉતાવળ.

Impatient, *a.* અધીરૂં, ઉતાવળું.

Impeach, *v. t.* સરકારી કામદારપર તોહોમત મુકવું—તકરાર લેવી, અટકાવવું.—ment, *n.* આરોપ, દોષ.

Impeccable, *a.* જેનાથી પાપ થાય નહીં એવું.

Impede, *v. t.* હરકત કરવી, અટકાવવું, આડે આવવું.

Impediment, *n.* વિઘ્ન, અટકાવ, અટચણ.

Impel, *v. t.* આગળ ચલાવવું, ઉશ્કેરવું.

Impend, *v. i.* આવી પડવું, માથાપર આવી પડવું, પાસે આવી પોહોંચવું.—ing, *a.* આવી પડતું.
Impenetrable, *a.* ભેદાય નહી એવું, અસર નહીં થાય એવું, સમજી શકાય નહી એવું.
Impenitence, *n.* અપશ્ચાતાપ.
Impenitent, *a.* પસ્તાવો ન કરે તેવું.
Imperative, *a.* હુકમ કરતું, આજ્ઞાવાચક.
Imperceptible, *a.* અદ્રશ્ય, ઘણુંજ બારીક.
Imperfect, *a.* ઓછું, ખામીવાળું.—tense, વર્તમાન ભુતકાળ.
Imperial, *a.* શેહેનશાહી, બાદશાહી, રાજ્યકીય.
Imperil, *v. t.* જોખમમાં નાખવું.
Imperishable, *a.* નાશ પામે નહીં એવું, અચળ.
Imperious, *a.* સત્તા ચલાવનારૂં, જુલમી.
Impersonal, *a.* અકર્તૃક, કર્તા વિનાનું.
Impersonation, *n.* જડ પદાર્થને ચેતન્ય આપવું તે.
Impertinence, *n.* નફટાઈ, ટાંડપણું, અસભ્યતા.
Imperturable, *a.* અટકાય નહી એવું.
Impervious, *a.* ઘટ્ટ, જેમાં પ્રવેશ નહી થાય એવું; નિર્ભેદ્ય.
Impetuosity, *n.* જોરસો, મિજાજ.
Impetuous, *a.* જોરથી જતું આવતું, ઉતાવળું.
Impetus, *a.* ગતી આપનારૂં જોર, વેગ.
Impiety, *n.* અધર્મ, અધર્મ કૃત્ય, દુષ્ટ કર્મ.

Impious, *a.* ઈશ્વરપર ભાવ વગરનું, દેવભક્તિહીન, ગ-
Implacable, *a.* શાંત ન થનારૂં, દીર્ઘદ્વેષી. [ધર્મિ.
Implant, *v. t.* રોપવું, મનમાં ઉતારવું, સ્થાપવું.
Implead, *v. t.* ફરીયાદ કરવી, કામ ચલાવવું.
Implement, *n.* ખેતી કરવાનાં હથીઆર, સાગગ્રી.
Implicate, *v.t.* ગુંચવવું, સામેલ છે એવું. સિદ્ધ કરવું.
Implication, *n.* ગુંચવણ, અનુમાન, અટકળ.
Implicit, *a.* પુરૂં, અર્થસિદ્ધ.
Implore, *v. t.* અરજ કરવી, કાલાવાલા કરવા.
Imply, *v. t.* ચેતવવું, સમજ પડવી, સિદ્ધ થવું.
Impolitic, *a.* અવિવેકી, અવિચારી.
Imponderable, } *a.* વજન વગરનું, હલકું.
Imponderous, }
Import, *n.* અર્થ, બાહાર દેશાવરથી આણેલો માલ, યો-
ગ્યતા, મતલબ. *v. t.* બાહાર દેશથી આણવું, અર્થ દે-
ખાડવો.—ance, *n.* જરૂરીઆત, યોગ્યતા, અગત્ય,
મહત્વ.—ant, *a.* જરૂરનું, ભારબોજવાળું. [પડવું.
Importune, *v. t.* વારે ઘડીએ કાલાવાલા કરવા, ગલે
Impose, *v. t.* (હાથ)લેવું—નાંખવું, છેતરવું. [ઠવું તે.
Imposition, *n.* નાંખવું તે, કર, ઠગાઈ, જુલમ, બેસા-
Impossibility, *n.* અશક્યતા, અસંભવ.
Impossible, *a.* ન બને એવું.

Impost, *n.* જકાત, મેહેસુલ.—or, *n.* ધુતારો.
Impotence-cy, *n.* નબળાઇ, કમજોરી.
Impotent, *a.* નપુંસક, નિર્બળ.
Impound, *v. t.* વાડામાં રાખવું.
Impoverish, *v. t.* નિર્બળ કરવું, દરીદ્રી-ભીખારી કરવું, કસ કાઢી લેવો.
Impracticability, *n.* અસાધ્ય. અશક્યતા.
Impracticable, *a.* ન બને તેવું, અસાધ્ય.
Imprecate, *v. t.* શ્રાપ દેવો.
Impregnable, *a.* અજીત,-ની સામે ચાલે નહી એવું.
Impregnate, *a.* ગર્ભ રાખવો. *v. t.* ગર્ભવંતી કરવી, ફળવંત કરવી, એક વસ્તુનો ગુણ બીજી વસ્તુમાં જાય તેમ કરવું. [અક્ષર, છાપ.
Impress, *v. t.* છાપવું, અસર કરવી, વેઠે પકડવું. *n.*
Impression, *n.* છાપ, મુદ્રા,ભાસ, છાપવાની આવૃતી.
Imprint, *v. t.* છાપવું, મનમાં ઠસાવવું, ઉતરી જવું.
Imprison, *v. t.* કેદ કરવું, અટકાવવું.
Improbable, *a.* સંભવે નહી એવો, અસંભવિત.
Impromptu, *ad.* અગાઉથી વિચાર કરયા વગરનું.
Improper, *a.* નાલાયક, નિરૂપયોગી, અપશબ્દ.
Improve, *v. t.* સુધારવું, સાર્થક કરવું, શિખામણ કાઢવી, સારો ઉપયોગ કરવો. *v. i.* સુધરવું, ચઢવું.

—ment, *n.* સુધારો.
Improvident, *a.* ટુંકી નજરનું, ગાફેલ, અવિચારી.
Imprudence, *n.* અવિવેક, અવિચાર,ડહાપણહીનતા.
Imprudent, *a.* અવિવેકી, વિચારહીન, ઉધ્ધતાઇ.
Impudence, *n.* બેશરમ.
Impudent, *a.* બેશરમો, નિર્લજ.
Impugn, *v. t.* વીરૂધ-સામું બોલવું. [ત્તેજનઃ
Impulse, *n.* ધક્કો, મનપર અસર, મતલબ,બળાપો,ઉ-
Impunity, *n.* દંડ કે શિક્ષાથી છુટવું તે, નુકશાનથી છુટાપણું, માફી.
Impure, *a.* મેલું, અપવિત્ર, છિનાળવું.
Impurity, *n.* મલીનતા, અપવિત્રાઈ.
Impute, *v. t.* તોહોમત મુકવું, ઠપકો દેવો.
In, *prep.* અંદર, માં, ને નામે, કેમકે.
Inability, *n.* અશક્તિ.
Inaccessible, *a.* જવાય નહી એવું, અગમ્ય.
Inaccuracy, *n.* ભૂલ, ચુક, અશુધ્ધતા.
Inaccurate, *a.* ભુલચુકવાળું, અસુધ્ધ.
Inactive, *a.* જડ, નિરૂદ્યોગી
Inadequate, *a.* અપુર્ણ, નાં લાયક.
Inadmissible, *a.* માનવા-કબુલ કરવાજોગ નહીએવું.
Inadvertence, *n.* ગફલત, ચુક.

Inadvertent, *a.* બેભાન, ગાફેલ, અસાવધ.
Inalienable, *a.* બીજાને અપાય નહીં એવું.
Inamorata, *n.* પ્રીયા, પ્યારી, બઈરી.
Inane. *a.* ઠાલું, ખાલી,
Inanition, } *n.* ખાલીપણું, સુન્યતા, લાંઘણ.
Inanity, }
Inanimate. *a.* નિર્જીવ, અચેતન.
Inapplicable, *a.* ન લાગુ પડે એવું, અયોગ્ય.
Inappropriate, *a.* લાગુ પડે નહી એવું, અઘટિત.
Inarticulate, *ad.* સમજાય નહિ એવું.
Inattention, *n.* અસાવધપણું, અલક્ષ, અનાદાર.
Inaudible, *a.* ન સંભળાય એવું.
Inaugurate, *v. i.* સંસ્કાર કરી અધિકાર ઉપર સ્થાપવું, અભિષેક કરવો, આરંભવું.
Inauspicious, *a.* અશુભ, અપશુકનીઉં.
Inborn, } *a.* સ્વાભાવિક, કુદરતી.
Inbred, }
Incalculable, *a.* અગણિત, બેસુમાર.
Incantation, *n.* છુમંતર.
Incapable, *a.* અશક્ત. નાલાયક.
Incapacitate, *v. t.* અશક્ત—ના લાયક કરવું.
Incapacity, *n.* અશક્તી, નાલાયકી.

Incarcerate, *v. t.* કેદ કરવું.
Incarnate, *a.* દેહધારી, મુર્તીમાન.
Incarnation, *n.* દેહધારણ.
Incase, *v. t.* ઢાંકવું, ડબામાં ઘાલવું.
Incautious, *a.* અસાવધ, બેફીકર.
Incendiary, *n.* આગ લગાડનાર, કજીઆદલાલ.
Incense, *n.* ધુપ. *v. t.* ધુપ દેવો, ખીજવું.
Incentive, *n.* ઉત્તેજન. *a.* ઉત્તેજક.
Inception, *n.* આરંભ. શરૂઆત.
Inceptive, *a.* આરંભનું, શરૂઆતનું.
Incertitude, *n.* અનિશ્ચય, શંકાપણું.
Incessant, *a.* નિરંતર.—ly, *ad.*સદા, ઉપરાછાપરી.
Incest, *n.* નિકટ સગાં જોડે સ્ત્રી પુરૂષનો પરસ્પર અયોગ્ય સંભોગ.—uous, *a.* નીકટ સગા જોડે સંભોગ કરનાર.
Inch, *n.* એક ફુટનો બારમો ભાગ, આંગળ, તસું.
Inchoate, *a.* શરૂ થએલું, અધુરૂં.
Incidence, *n.* અકસ્માત બનાવ, કિરણના પડવાની રીત.
Incident, *a.* આવી પડેલું, થતું. *n.* બનાવ, બીના.
—al, *a.* કોઈ વેળા બનતું, અનિયમિત.
Incipient, *a.* આરંભનું, શરૂ થતું.
Incision, *n.* કાપ, ચીરો.

Incite, *v. t.* ઉત્તેજન આપવું.--ment, *n.* ઉત્તેજન.
Incivility, *n.* અસભ્યતા.
Inclement, *a.* નિર્દય, કડકડતી.
Inclination, *n.* મનનું વલણ.
Incline, *v. i.* વળવું, મરડાવું. *v. t.* મન કરવું,મરડવું.
Inclose, *v. t.* આસપાસ ઘેરી લેવું, બીડવું.
Include, *v. t.* અંદર લેવું.
Inclusion, *n.* અંદર લેવું તે.
Inclusive, *a.* માં ગણીને સાથે-સહિત.
Incog, Incognito, *a. ad.* ઓળખાય નહીં એવી રીતે વેશ ધારણ કરીને.
Incoherence, Incoherency, *n.* અસંબંધ, વિરોધ.
Incoherent, *a.* અળગું, અસંગિત, સંબંધ વિનાનું.
Incombustible, *a.* સળગે નહી એવો.
Income, *n.* આવદાની, આવક.
Incommensurable, *a.* સામાન્ય સંખ્યાથી શેષ રહ્યા વગર મંગાય નહી એવું.
Incommensurate, *a.* ઓછા પરિણામનું, અધુરૂં.
Incommode, *v.t.* અડચણ પાડવી, અગવડમાંનાંખવું.
Incommodious, *a.* અડચણવાળું, સોઈ વગરનું.
Incommunicable, *a.* બીજાને કહેવાયેનહી એવું.

Incomparable, *a.* અતુલ્ય, સર્વોત્તમ.
Incompatibility, *n.* વિરૂદ્ધતા, અયુક્તતા.
Incompatible, *a.* કજોડ, વિરૂદ્ધ.
Incompetent, *a.* નાલાયક, અધુરૂં, ગેરવ્યાજબી.
Incomplete, *a.* અપૂર્ણ, અપુરતું, ખામીવાળું.
Incomprehensible, *a.* સમજાય નહી એવું.
Incompressible, *a.* દબાય નહીં એવું.
Inconceivable, *a.* કલ્પાય નહીં એવું, ગુઢ. [એવું.
Inconclusive, *a.* અનિશ્ચયકારક, –થી છેડો ન આવે
Incongruous, *a.* અયોગ્ય, કજોડ.
Inconsistent, *a.* વિરૂદ્ધ, ચંચળ મનનું.
Inconstancy, *n.* અસ્થિરતા; ચપળતા.
Inconstant, *a.* ચંચળ, ક્ષણિક મનનું.
Incontestable, *a.* નિર્વિવાદ.
Incontinence–cy, *n.* છીનાળું.
Incontinent, *a.* વ્યભિચારી, જારકર્મી.
Incontrovertible, *a.* વાંધા વગરનું.
Inconvenience, *n.* અડચણ, અવઘડમાં નાંખવું તે.
Inconvenient, *a.* અડચણવાળું, દુઃખકારક.
Inconvertible, *ad.* ફેરવાય નહીં એવું. [*v. i.* જોડાવું.
Incorporate, *v. t.* સનંદી મંડળી કરવી, જોડાઈ જવું.
Incorrect, *a.* અશુદ્ધ, જુઠું, ગેરવ્યાજબી.—ly, *ad.*

ભુલ-ચુક કરીને.—ness, *n.* ચુક, ખાંગી. [ગયેલું.
Incorrigible, *a.* સુધરે નહીં એવું, વંઠેલ, માણસમાંથી
Incorrupt, *a.* અદોષિત, સ્વચ્છ.—ion, ness, *n.* અવિકાર.
Incrassate, *v. t.* જાડું-ઘટ્ટ કરવું.
Incrassative, *a* ઘટ્ટ કરવાનો ગુણ ધરાવતું.
Incorruptible, *a.* બગડે નહીં એવું, અવિનાશી, અક્ષય.
Increase, *n.* વધવું તે, વધારો, સંતતી. *v. i.* વધવું, મોટા થવું.
Incredible, *a.* માનવા જોગ નહીં એવું, અવિશ્વાસ્ય.
Incredibly, *ad.* વગર ધારણાથી, પતીજ વીના.
Incredulity, *n.* અણભરોસો, અશ્રધા.
Incredulous, *a.* તરત ન માને એવું.
Increment, *n.* વધારો, પેદાશ.
Incriminate, *v. t.* તોહોમત મુકવું, ગુન્હેગાર કહેવું.
Incrustation, *n.* થર ચઢાવવો તે, થર, પોપડો.
Incubate, *v. i.* ઇંડા ઉપર બેસવું, સેવવું.
Incubus, *n.* નઠારૂં સ્વપ્નું, ઓથાર.
Inculcate, *v. t.* વારે ઘડીએ કહીને મનમાં ઠસાવવું.
Inculpable, *a.* દોષ મુકવા જોગ.
Inculpatory, *a.* દોષ મુકનારૂં.
Incumbency, *n.* ફરજ, બોજો, આવશ્યકતા.

**Incumbent**, *n.* ધર્મની વૃત્તિ ભોગવનાર, કોઇ જગા ઉપર હોનાર. *a.* ફરજ દાખલ રહેલું, જરૂરનું.

**Incumber**, *v.t.* ભારથી અડચણ કરવી, ગીરો લખી આપવું.

**Incur**, *v.t.* પોતાપર ખેંચી લેવું, કરી લેવું, વહોરી લેવું.—able, *a.* અસાધ્ય, બેઇલાજ.—ious, *a.* વગરનું.

**Incursion**, *n.* પરમુલકપર હુમલો.

**Incurvate**, *a.* બહારની કે અંદરની બાજુએ વળેલું.

**Incurvation**, *n.* વક્રતા, વાંકાપણું.

**Incurve**, *v. t.* મરડવું, વાંકુ કરવું.

**Incurvity**, *n.* વાંક, વક્રતા.

**Indebted**, *a.* કરજદાર, ઉપકારી, ઓશીઆળું.—ness, *n.* કરજદારી, આભારીપણું.

**Indecent**, *a.* નાગું, ઉઘાડું.

**Indecipherable**, *a.* વંચાય—ઉકલે—સમજાય નહીં એવું.

**Indecision**, *n.* સંદેહ, શક.

**Indecisive**, *a.* નિર્ણય નહીં થાય એવું, પળ પળમાં વિચાર બદલે એવું.

**Indeclinable**, *n.* જેને જાતિ વચન, વિભક્તિ ન લાગે એવું, અવિકારી.

**Indecorous**, *a.* અઘટિત, અનુચિત.

**Indecorum**, *n.* અસભ્યતા, અવિનય.

**Indeed**, *ad.* ખરેખાત, ખચીત.

**Indefatigable**, *a.* થાકી ન જાય એવું, મેહેનતુ.

Indefeasible, *a.* રદ કરી ન શકાય તેવું.
Indefinable, *a.* જેની વ્યાખ્યા થઈ ન શકે તેવું.
Indefinite, *a.* અનિશ્ચીત, બેહદ, અનિયમિત.—ly, *ad.* બેહદ.
Indeliberate, *a.* પાકો વિચાર કર્યા વિના કરેલું.
Indelible, *a.* ઘસાઈ ન જાય એવું.
Indelicacy, *n.* નઠોરતા, નિર્લજ્જતા.
Indelicate, *n.* નફટ, અસભ્ય.
Indemnify, *v. t.* નુકશાન ભરી આપવું.
Indemnity, *n.* તોટો ન આવવા દેવાની જામીનગીરી.
Indent, *n.* જણસ મંગાવવાની ટીપ. *v. t.* ખાંડણ પાડવી.*v. i.* કરાર કરવો, જણસની માગણી કરવી.—ure,*n.*કરારનામું.*v.t.* લખત કરારથી બાંધી લેવું.
Independence-cy, *n.* સ્વતંત્રતા, અપક્ષપાતપણું.
Independent, *a.* સ્વતંત્ર, ઘરનાં સુખી, સંબંધ રહીત, છુટું.—ly, *a.* સ્વતંત્રપણે.
Indescribable, *a.* વર્ણન ન થાય એવું, અવર્ણનિય.
Indestructible, *a.* અવિનાશી, અક્ષય.
Indeterminable, *a.* ઠરાવ ન થઈ શકે તેવું.
Indeterminate, *a.* મોઘમ, ચોકસ ન થયેલું.—ly, *ad.* નક્કી કર્યા વગર.
Indevotion, *n.* દુરાચાર, અભક્તિ.

Indevout, *a.* દુરાચારી, અધર્મી.

Index, *n.* સૂચક, અનુક્રમણિકા, ઘાતપ્રકાશક, કોટો.
—terity, *n.* ચાલાકી નહીં તે.

Indian, *n.* અમેરિકાખંડનો અસલનો રહેવાશી. *ad.* હીંદુસ્તાનનું.—corn, *n.* મકાઈ દોડો.

Indicant, *a.* સુચક, દેખાડનારૂં.

Indicate, *v. t.* દેખાડવું.

Indicative, *a.* દર્શક, નિશ્ચાર્થ, વ્યાકરણમાં.

Indict, *v. t.* વડી જુરીના ઠરાવ ઉપરથી દોષારોપ મુકવો.—ment, *n.* વડી જુરીએ લખેલો દોષારોપ પત્ર.—ive, *a.* જણાવેલું.

Indifference, *n.* બેપરવાઇ,સરખી નજર,સરખાપણું.

Indifferent, *a,* કાળજી વગરનું, સમતોલ, મધ્યમ,
—ly, *ad.* બેતમાથી.

Indigenous, *a.* ગામઠી.

Indigent, *a.* ગરીબ, કંગાળ, દરિદ્ર.

Indigestion, *n.* અપચો, અજીર્ણ.

Indigitate, *v. t* આંગળીથી દેખાડવું, આંગળી કરવી.

Indignant, *a.* ક્રોધાયમાન, ગુસ્સે થએલું.

Indignation, *n.* ગુસ્સો, ક્રોધ.

Indignity, *n.* અપમાન, તિરસ્કાર.

Indigo, *n.* ગળી.

Indirect, *a.* સીધું નહી, ખુલ્લી રીતે નહી, અપ્રમાણીક, ખોટું.—ly, *ad.* ગેર રસ્તે.

Indiscreet, *a.* અવિચારી, કમ અક્કલ.

Indiscriminate, *a.* અવિચારી, ભેદ સમજ્યા વગર કરેલું, વગર વિચારનું.

Indispensable, *a.* અવશ્યક, ઘણું જરૂરનું.

Indispose, *v. t* ઉપરથી મન ઉઠી જવું, મન ફેરવવું.—d, આાન્તરી, માંદુ, નારાજી, ના કબુલ,

Indisposition, *n.* અપ્રિતી, વિકાર, કંટાળો.

Indisputable, *a.* બે તકરાર, નિરવિવાદ.

Indissoluble, *a.* પીગળે નહીં તેવું. [ઝાંખાસ

Indistinct, *a.* અસ્પષ્ટ. અભિન્ન, ઝાંખુ.—ness, *n.*

Indite, *v.t.*રચવું,કરવું,બાંધવું,મોહોઢે કહેવું.—ment, *n.* રચવું તે, બનાવવું તે.

Individual, *n.* આદમી, શખ્સ, આસામી. *a.* એક એકને લગતું, એક, અમુક.—ly, *ad.* આસામીવાર.

Indivisible, *a.* જેના ભાગ ન થાય એવું.

Indocile, *a.* શિખે નહીં તેવું.

Indoctrinate, *v. t.* ઉપદેશ કરવો.

Indolence, *n.* આળસ.

Indolent, *a.* સુસ્ત, આળસુ.—ly, *ad.* સુસ્તીથી.

Indomitable, *a.* વશ ન થાય તેવું, અજીત.

Indorse, *v. t.* સહી કરી સ્વિકારવું, સ્વિકારીને આપવું, કબૂલ કરવું.—e, *n.* જેના પર હુંડી લખી હોય તે આણસ.—ment, *n.* શેરો.

Indraught, *n.* ખાડી, નાનો અખાત.

Indubitable, *ad.* ખચિત, નક્કી.

Indubitably, *a.* ખરેખર, બેશક.

Induce, *v. t.* લલચાવવું, સમજાવવું, ઉત્પન્ન કરવું.—ment, *n.* લાલચ, કારણ.

Induct, *v. t.* વિધી સહિત સ્થાપવું.—ility, *n.* અચળકણાપણું, તાર ન ખેંચાય એવો ગુણ.—ive, *a.* ફેલાવનાર

Induction, *n.* સંસ્કારપુર્વક સ્થાપના, અનુમાન.

Indue, *v. t.* આપવું, સંપન્ન કરવું.

Indulge, *v. t.* લાડ કરવાં, મેહેરબાની કરવી, તૃપ્ત કરવું, યથેચ્છ ભોગ કરવો, મેહેરબાની દાખલ આપવું.

Indulgent, *a.* ક્ષમાશીલ, માયાળુ, લાડમાં ઉછરેલું.—ly, *ad.* લાડથી.

Indurate, *v.t.*, *v.i.* કઠણ કરવું-થવું, મન દયારહિત કરવું.

Industrious, *a.* ઉદ્યોગી.—ly, *ad.* ઉદ્યોગથી.

Industry, *n.* ઉદ્યોગ, મેહેનત.

Indwelling, *n.* અંદરનું રેહેઠાણ.

Inebriate, *v. t.* છાકટું કરવું. *v. i.* છાકટા થવું. *n.* મદ્યપી માણસ.

Inebriation, Inebriety, *n.* કેફ, ઉન્માદ, અમલ, છાકટાપણું.
Inedited, *a.* પ્રસિદ્ધ નહીં કરેલું, વગર છાપેલું.
Ineffable, *a.* બયાન નહીં થાય તેવું, અવાચ્ય.—ness, *n.* બોલાય કે બયાન થઈ શકે તે.
Ineffaceable, *a.* ભુસાય નહીં તેવું.
Ineffective, *a.* નિષ્ફળ, અસર વગરનું.
Ineffectual, Ineffacious, *a.* નિરૂપયોગી.
Inefficacy, Inefficiency, *n.* નિરૂપયોગ.
Inefficient, *a.* વ્યર્થ, નિરૂપયોગી.
Inelegance, *n.* અસુંદરતા, બેડોળપણું.
Inelegant, *a.* શોભિત, બેડોળ.—ly, *ad.* બેડોળપણાથી.
Ineligible, *a.* અયોગ, પસંદ નહીં પડે તેવું.
Inept, *a.* બેવકુફ, ના લાયક.
Inequality, *n.* અસમતા, ઉંચાનીચાપણું, તફાવત.
Inert, *n.* જડ, નિરૂદ્યોગી —ly, *ad.* સુસ્તીથી, આળસથી.—ness, *n.* સુસ્તી, આળસ.
Inertia, *n.* જે સ્થિતિમાં હોય તેજ સ્થિતિમાં રહેવું એવો ગુણ, જડત્વ, અચેતનતાપણું.
Inertion, *n.* ઉદ્યોગનો અભાવ.
Inestimable, *a.* અસંખ્ય, અમુલ્ય, બેકિમતી.
Inevitable, *ad.* દુર ન કરાય તેવું, અટલ, લાઈલાજ.

Inexact, *a.* ગલત, ભુલ ભરેલું.—ness, *n.* નાદુરસ્તી.
Inexcusable, *a.* ન માફ થઈ શકે તેવું.
Inexertion, *n.* મેહેનત ન કરવી તે, અપરિશ્રમ.
Inexecution, *n.* ન કરવું તે, અમલમાં ન લાવવું તે.
Inexhalable, *a.* વરાળરૂપે ખેંચી શકાય નહીં તેવું.
Inexhausted, *a.* ખાલી ન થએલું, નહીં થાકેલું.
Inexhaustible, *a.* અખુટ, ખુટે નહી તેવું.
Inexistent, *a.* અપ્રસિદ્ધ.
Inexorable, *a.* કઠોર, નિર્દય.
Inexpedient, *a.* અયોગ્ય,
Inexperience, *n.* બિનમાહિતગારી.
Inexpert, *a.* અનાડી.
Inexplicable, *a.* ગુહ્ય, ગહન.
Inexpressible, *a.* પુરતા શબ્દમાં ન જણાવાય એવું.
Inextricable, *a.* જેની ગુંચવણ નિકળે નહી એવું.
Infallible, *a.* ચૂક ન કરે એવું, નિશ્ચિત.
Infamous, *a.* અપમાન ભરેલું. [ણપત. અપજશ.
Infamy, *n.* સરકારમાં ગુનેહગાર થયાથી ફજેતી, હી-
Infancy, *n.* બાળપણ, આરંભ.
Infant, *n.* બાળક.—icide, બાળહત્યા, બાળહત્યા ક-
રનાર.—ry, *n.* પાયદળ.
Infatuate, *v. t.* ઘેલું કરવું, ભોળવવું.

Infeasible, *a.* અશક્ય. [મતથી બગડી જવું.
Infect, *v. t.* ચેપ લગાડવો. *v. i.* અસર લાગવી, કુ-
Infection, *n.* ચેપ, ઉડતો રોગ, સંસર્ગ દોષ.
Infectious, *a.* સેહેલાઇથી બીજાને લાગે તેવું, ચેપી.
—ness, *n.* ચેપ. [ચાપણું.
Infecund, *a.* વાંઝીયું, અફળવાન.—ity, *n.* વાંઝી-
Infelicitous, *a.* દુઃખી, કમનસીબ, અસુભ. [વા જોગ.
Infer, *v. t.* અટકળ બાંધવી.—able, *a.* અટકળ કર-
Inference, *n.* અટકળ-અનુમાન, છેવટનો ક્યાસ.
Inferential, *a.* અટકળે નક્કી કરેલું.
Inferior, *n.* ઉતરતી પદ્વીનો માણસ. *a.* ઉતરતી પદ્વી-
નું, અમુખ્ય.—ity, *n.* ઉતરતો દરજ્જો, નીચપણું.
Infernal, *a.* પાતાળવાસી, નરક સંબંધી.
Infertile, *a.* અફળદ્રુપ, અફળવંત. [નાખુશી.
Infest, *v. t.* ઉપદ્રવ કરવો.—ivity, *n.* અમગીની,
Infidel, *n.* ક્રીસ્તી ધર્મ ઉપર જેનું આકીન ન હોય તે.
*a.* શાસ્ત્રની નિંદા કરનારૂં.—ity, બેઇમાન, બરકર-
મ, છીનાળું.
Infiltrate, *v. t.* છણવું, ગાળવું, ચળવું.
Infinite, *a.* અનંત.—ly, *ad.* અપાર.
Infinitesimal, *a.* અતિ સુક્ષ્મ, ઘણુંજ નહાનું.
Infinitive, *a.* સામાન્ય રૂપ, ભાવ વચને.

Infinity, *n.* બેહદપણું.
Infirm, *a.* કમજોર, ચળીત.—ary, *n.* રોગીશાળા, ઈસ્પિતાલ.—ity, *n.* નબળાઇ, રોગ, અદ્રઢતા.—ly, *a.* નબળાઇથી.
Infix, *v. t.* ખોસવું, જડવું, રોપવું.
Inflame, *v. t.* સળગાવવું, ખીજવવું. *v. i.* ગરમ થવું, સુજવું.
Inflamability, *n.* સળગે એવો ગુણ.
Inflammable, *a.* સેહેજ સળગી ઉડે તેવું.
Inflammation, *n.* આગ લગાડવી તે, આગ, સોજો.
Inflate, *v. t.* ફૂલાવવું, પત્રાજ કરવી.
Inflation, *n.* પતરાજ, ફુલાવવું તે.
Inflect, *v. t.* નમાવવું, વિભક્તિ આપવી.—ion, *n.* વાંકું વાળવું તે, રૂપ.—ive, *a.* વળાય એવું.
Inflexible, *a.* આગ્રહી, દ્રઢ, ચીકણું.
Inflict, *v. t.* કરવું, દેવું, લાગુ પાડવું.—ion, *n.* સજા, દંડ.—ive, આપતું, દેતું, શિક્ષા કરનાર.
Influence, *n.* સત્તા, વસીલો, વજન. *v. t.* મન ફેરવવું, કાર્ય કરવું, લાગવું, વગ લગાડવો.
Influantial, *a.* વજનદાર, વગવાળું.—ly, *ad.* વગવશીલાથી.
Influenza, *n.* સળેખમ, રસપુણી, કીંચો, ઉકાળો.
Influx, *n.* ભરતી, પુષ્કળ આવવું.—ion, *n.* કવાથ,
Infold, *v. t.* લપેટવું, ભેટવું.

Inform, *v. t.* જાહેર કરવું, સજીવન કરવું, અપરાધની ખબર કરવી, નિંદા કરવી.—al, *a.* નિયમ વિરૂદ્ધ.—ality, *n.* રીત-શિરસ્તા મુજબ નહી હોવું તે.—ally, *ad.* નિયમથી વિરૂદ્ધ રીતે.—ant, *n.* ખબર આપનાર, જણાવનાર.—er, *n.* ગુન્હાની ખબર આપનાર, ચાડીઓ.—ation, *n.* ખબર, જ્ઞાન, અપરાધને લગતી ખબર.

Infraction, *n.* ભાગવું તે, ભંગ.

Infrangible, *a.* અભંગ.

Infraquency, *n.* વિરલાપણું, નવાઇ, પાતળાપણું.

Infrequent, *a.* નવાઇરૂપ.

Infringe, *v. t.* કરાર તોડવો.—ment, *n.* તોડવું તે.

Infuriate, *n.* ખીજવવું. ક્રોધાયમાન.

Infuse, *v. t.* રેડવું, ઓતવું, મનમાં ઉતારવું, પલાળવું.

Infusion, *n.* રેડવું તે, કાવો.

Infusoria, *n.* પાણીમાં રેહેનાર બહુ બારીક જીવડાં.

Ingathering, *n.* કાપણીની રૂતુ.

Ingenerate, *a.* કુદરતી, સ્વાભાવીક.

Ingenious, *a.* ચતુર, અક્કલમંદ.—ly, *ad.* યુક્તિથી.

Ingenuity, *n.* યુક્તિ, કળા, અક્કલ, નિષ્કપટ.

Ingenuous, *a.* કુલીન, નિષ્કપટી.

Inglorious, *a.* નામોશી ભરેલું, અપકીર્તિરૂપ.

Ingot, *n.* સોનું, રૂપું ઇત્યાદિ ધાતુની લગડી.
Ingraft, *v. t.* દ્રઢ કરવું.
Ingrain, *v. t.* વણ્યા વગરના માલને રંગવું.
Ingrate, *a.* લુણહરામ.
Ingratiate, *v. t.* કૃપા મેળવવી, પેટમાં પેસી જવું.
Ingratitude, *n.* નિમકહરામી.
Ingredient, *n.* ભાગ, વસ્તુ, અંશ.
Ingress, *n.* દાખલ થવું તે, પ્રવેશ.
Inguinal, *a.* જાંગના સાંધાને લગતું.
Ingulf, *v. t.* ગરક કરવું, બુરાડી દેવું.
Ingurgitate, *v. t.* એક દમ બહુજ પી જવું.
Inhabit, *v. i.* વસવું. *v. t.* વસાવવું.—able, *a.* વસવા લાયક.—ancy, *n.* કાયદેસર વાસ.
Inhabitant, *n.* રહેવાશી.
Inhale, *v. t.* દમ લેવો, ચોખી હવા ખાવી.
Inharmonious, *a.* બેતાલ, બેસુર.
Inhere, *v. t.* વળગી–ચોટી રહેવું, ચોટવું.
Inherent, *a.* માં રહેલું.
Inherit, *v.t.* વારસો લેવો. *v.i.* વારસ થવું.—ance, *n.* વારસો, વતનવાડી.
Inhibit, *v.t.* મના કરવી, અટકાવવું.—ion, *n.* મનાઈ.
Inhuman, *a.* ઘાતકી, દયાહીન.
Inhume, *v. t.* જમીનમાં પુરવું, દાટવું.

Inimical, *a.* વેર રાખે એવો, નુકશાનકારક.
Inimitable, *a.* જેની નકલ ન કરાય એવું.
Iniquitous, *a.* હુસમનું, અધર્મી, દુષ્ટ.
Iniquity, *n.* અન્યાય.
Initial, *n.* નામનો પેહેલો અક્ષર, પ્રથમ.
Initiate, *v. t.* દિક્ષા આપવી, શિખવવું, કોઈ મંડળીમાં દાખલ કરવું. *v. i.* શરૂ કરવું.
Inject, *v. t.* ફેંકવું, અંદર નાંખવું, પિચકારી મારવી.
Injudicious, *a.* ડહાપણ વગરનું, અણસમજુ, અવિચારી.
Injunction, *n.* હુકમ, આજ્ઞા, સત્તા, તાકીદ પત્ર.
Injure, *v. t.* નુકશાન કરવું, વગાડવું, ખરાબી કરવી, બટ્ટો લગાડવો.
Injurious, *a.* નુકશાનકારક, ગેરવાજબી.
Injury, *n.* નુકશાન, હાની, અપકાર.
Injustice, *n.* ગેરવાજબીપણું, દોષ મુકવો તે, અન્યાય.
Ink, *n.* શાહી. *v. t.* શાહીથી ભરવું.—stand, *n.* ખડિયો.
Inkle, *n.* પાટી, રીત.
Inland, *n.* સમુદ્રથી દુરનું, મધ્ય દેશનું, અંદરના ભાગનું.
Inlay, *v. t.* જડાવ કામ કરવું, *v. i.* નંગ જડવાં.
Inlet, *n.* માર્ગ, ખાડી.
Inmate, *n.* એક ઘરમાં રહેનાર, સબડવાશી.

Inmost, *a.* ઘણુંજ અંદર હોય એવું.
Inn, *n.* ધર્મશાળા, વીશી.—keeper, *n.* વિશીવાળો.
Innate, *a.* સ્વાભાવિક, જન્મનું.
Innavigable, *a.* વહાણથી જવાય-આવાય નહીં તેવું.
Inner, *a.* અંદરની બાજુનું.
Innocence–cy, *n.* નિરપરાધીપણું,નિષ્કપટ, ગરીબી.
Innocent, *a.* નિરપરાધી, નિષ્કપટી, નિરૂપદ્રવી.
Innocuous, *a.* વિકાર ન કરે એવું, નિર્વિકારી.
Innovation, *n.* નવી રીત.
Inobservation, *n.* ધ્યાન ન આપવું તે.
Inoculate, *v.t.* એક ઝાડની કળી બીજા ઝાડપર ઉગાવવી, બગીચા કાઢવા.
Inodorous, *a.* વાસ–ગંધ વિનાનું.
Inoffensive, *a.* રાંક, અવિકારી, ગરીબ.
Inorganic, *a.* નિર્જીવ, જડ પદાર્થનું. [ ચાત.
Inquest, *n.* સરકારના માણસથી થયેલી ચોકશી, પં-
Inquire, *v. t.* સમાચાર પૂછવા, શોધ કરવી, તજવીજ કરવી.
Inquiry, *n.* પૂછપરછ, ચોકસી.
Inquisitive, *a.* શોધક, જીજ્ઞાસુ, તપાસ કરે એવું.
Inroad, *n.* સ્વારી, હુમલો, હદ છોડીને પારકી મિલકતપર જવું.

Insalubrious, *a.* રોગકારક, આજાર કરે તેવું.
Insalutary, *a.* વ્યાધિકારક, રોગી.
Insane, *a.* ગાંડો, ઘેલો.
Insanity, *n.* ઘેલાપણું, ગાંડાઇ.
Insatiable, *a.* અસંતોષિ, અતિલોભી.
Inscribe, *v. t.* લખવું, કોરવું, અરપણ કરવું, ઠસાવવું, ભેટ-નજર કરવું.
Inscription, *n.* લેખ, પટ્ટી, ખેતાણ.
Inseam, *v. t.* સાંધ-સળ પાડવો.
Insect, *n.* જીવડું, કીડો.
Insecure, *a.* જોખમવાળું, શંશયયુક્ત, જોખમ ભરેલું.
Insensibility, *n.* અસાવધપણું, કૃપાહીનતા, જડપણું, બેવકુફાઇ.
Insensible, *a.* ઇંદ્રિયથી જણાય નહી એવું, બેભાન, દયાહીન.
Insentient, *a.* શુદ્ધિ વગરનું, બેહેરૂં.
Inseparable, *a.* જુદું પડી શકે નહી એવું.
Insert, *v. t.* દાખલ કરવું, અંદર ખોસવું.
Inside, *n.* અંદરની બાજુ, આંતરડાં. *ad.* અંદર.
Insidious, *a.* દગાખોર, કપટી.
Insight, *n.* જ્ઞાન, માહિતી, પ્રવેશ.
Insignia, *n.* ચિન્હ, લક્ષણ.
Insignificant, *a.* અર્થહિન.

Insincere, *a.* પેટમાં પાળી રાખનાર, ગોકળ.
Insinuate, *v. t.* ધીરેસારતે પેસવું, ઉશ્કેરવું, પેટમાંપેસવું, સુચવવું.
Insipid, *a.* સ્વાદરહીત, અસર કરે નહી એવું.
Insipience, *n.* મુરખાઇ, કમઅક્કલ.
Insist, *v. t.* આગ્રહ કરવો.
Insnare, *v. t.* ફસાવવું, *n.* છાકટાપણું, કેફ.
Insociable, *a.* વાતચીત ન કરે એવો, અતડું.
Insolate, *v. t.* તડકે મુકવું.
Insolent, *a.* ગર્વિષ્ટ આહંકારી, ઉદ્ધત.
Insolidity, *n.* પોલાપણું, અદ્રઢપણું, ગેરઆજબીપણું.
Insoluble, *a.* ઓગળે નહી તેવું, કઠણ.
Insolvency, *n.* નાદારી, દેવાળું.
Insolvent, *a.* દેવાળીઓ, નાદાર.
In-so-much, *ad.* અહીં લગી કે, અટલે સુધી કે.
Inspect, *v.t.* તપાસવું, પરિક્ષા કરવી.—or, *n.* તપાસનાર, પરિક્ષા લેનાર.—ion, *n.* તપાસ.
Inspersion, *n.* છંટકાવ.
Insphere, *v. t.* ગોળ કરવું, ગોળાકારમાં મુકવું.
Inspiration, *a.* ઈશ્વરી પ્રેરણા, પ્રેરણા કરવી તે, શ્વાસ લેવો તે, હિમ્મત આપવી તે. [વવું.
Inspire, *v. t.* દમ લેવો, ફુકવું, પ્રેરણા કરવી, મદદે આ-

Inspirit, *v. t.* ઉત્તેજન આપવું, ઉશ્કેરવું.
Instable, *a.* વિચાર બદલ્યા કરે તેવું.
Install, *v. t.* પટ્ટાભિષેક કરવો, પદ્વી, હોદ્દાપર સ્થાપવું.—ation, *n.* અભિષેક, પટ્ટાભિષેક.
Instalment, *a* હફતો, કાંધું.
Instance, *n.* દાખલો, કાલાવાલા, સમય, સ્થળ.*v. t.* —નું દ્રષ્ટાંત આપવું.
Instant, *n.* ક્ષણ, ચાલુ મહીનો. *a.* અગત્યનું, તાકીદનું, જોતા જોતામાં.
Instantaneous, *a.* લાગલુંજ થાય એવું, તાબડતોબ.
Instead, *ad.* વતી, બદલે, જગાએ.
Instigate, *v. t.* ચઢાવવું, ઉશ્કેરવું(ઘણું કરીને ખોટે રસ્તે.)
Instil, *v. t.* ટીપું ટીપું કરીને રેડવું–ધાલવું, થોડું થોડું કરીને મનમાં ઉતારવું.
Instinct, *n.* પ્રેરણા બુદ્ધિ.
Institution, *n.* સ્થાપના, કાયદો, ખાતું, કારખાનું, ધર્મ કરવા વિષે ઉભી થયેલી મંડળી.
Instruct, *v. t.* શિખવવું, આજ્ઞા કરવી, સત્તા ભરેલી રીતે જણાવવું, ખબર કરવી.—ion, *n.* કેળવણી, આજ્ઞા.—ive, *a.* બોધકારક.
Instrument, *n.* સાધન, હથીઆર, લેખ, યંત્ર.—ality, *n.* સાધકપણું, માર્ફત, હસ્તક.
Insubjection, *n.* વશ ન રહેવું તે, શીરજોરી.

Insubordination, *n.* શીરજોરી.
Insufferable, *a.* ન ખમાય એવું.
Insufficient, *a.* જોઈએ તેટલું નહી, અયોગ્ય.
Insular, *a.* ટાપુ–નું સંબંધી, પાણીથી ઘેરાયેલું, બેટ સંબંધી.
Insulate, *v. t.* વેગળું મુકવું, દુર મુકવું.
Insult, *n.* અપમાન. *v. t.* અપમાન કરવું.
Insuperable, *a.* મુશ્કેલ, દુસ્તર.
Insupportable, *a.* ઉચકાય–સહન ન થાય તેવું.
Insuppressible, *a.* દાબી–છાનું ન રખાય તેવું.
Insurance, *n.* વીમો.
Insure, *v. t.* ખચીત કરવું, વીમો ઉતારવો.
Insurgent, *n.* બળવાખોર, રીતુરી માણસ.
Insurmountable, *a.* ઓળંગાય નહી એવું, દૂર કરાય નહીં એવું.
Insurrection, *n.* બંડ, બળવો.
Insusceptible, *a.* અસર ન થાય તેવું. [શાહુકાર.
Intangible, *n.* જેનો સ્પર્શ ન થાય તેવું.
Integer, *n.* પુર્ણાંક, પુર્ણસંખ્યા.
Integrity, *n.* સંપુર્ણતા, પ્રમાણિકપણું, શાહુકાર.
Intellect, *n.* વિચારશક્તિ, જ્ઞાન, બુદ્ધિ.—ual, *a.* બુદ્ધિનું, બુદ્ધિગમ્ય, જ્ઞાનપાત્ર, મનમાં આવેલું.

Intelligence, *n.* ચતુરાઈ, સમાચાર, હોંશીઆરી.
Intelligible, *a.* સમજાય એવું, બુદ્ધિગમ્ય.
Intemperance, *n.* અતિશયપણું, અતિશય ભોગ.
Intemperate, *a.* અતિભોગી, બેસુમાર, અમિતાહારી.
Intend, *v. t.* ધારવું, ઇરાદો રાખવો.—ant, *a.* ચોકસી રાખનાર.
Intense, *a.* ઘણું, અતિશય, ભારે.
Intenseness, Intensity, *n.* અતિશયપણું.
Intent, *n.* એકાગ્ર ચિત્ત, અભિપ્રાય, મતલબ.
Intention, *n.* મનસુબો, વિચાર, હેતુ, અર્થ.—al, *a.* જાણી જોઈને કરેલું.—ally, *ad.* જાણી જોઇને, સમજીને.
Inter, *v. t.* દાટવું, ભુમિસંસ્કાર કરવો.
Intercede, *v. i.* વચ્ચે પડવું, બીજાને સારૂ માફ માગવી.
Intercept, *v. t.* અટકાવવું, રોકવું.
Intercession, *n.* મધ્યસ્થપણું.
Intercessor, *n.* વચ્ચે પડનાર, મધ્યસ્થ.
Interchange, *v. t.* અદલબદલ કરવું, એક પછી એક આવવું. *n.* અદલાબદલી.
Inter-communication, *n.* અરસપરસનો વેહેવાર.
Intercourse, *n.* વહેવાર, આવવું જવું તે.
Interdict, *v. t.* મના કરવી, ખ્રીસ્તી મંડળીના સંસર્ગની મના કરવી. *n.* મના.

Interdiction, *n.* મનાઇ કરવી તે, શ્રાપ.
Interest, *n.* નફો, કલ્યાણ, સ્વાર્થ, દરકાર, ભાવ, વસીલો, મઝા. *v. t.* કાળજી ઉત્પન્ન કરવી, મઝા લાગવી.—ed, *n.* લાભ—નુકશાનમાં ભાગીદાર.—ing, *a.* મનોરંજક.
Interfere, *v. i.* વચ્ચે પડવું, આડે આવવું.
Interjection, *n.* કેવળપ્રયોગી અવ્યય.
Interior, *n.* અંદરની બાજુ, મધ્ય દેશ. *a.* અંદરનું.
Interlace, *v. t.* ભેળશેળ કરવું, ભેળવું.
Interlapse, *n.* બે બનાવની વચમાંનો વખત.
Interleave, *v. t.* વચમાં કોરૂં પાનું ઘાલી બાંધવું.
Interlink, *v. t.* કડીએ કડી મેળવવી.
Intermarriage, *a.* માંહોમાંહેના લગ્ન, લગ્નનું સાટું.
Intermediate, *a.* મધ્યનું, વચ્ચેનું, વચ્ચે પડેલું.
Interment, *n.* ભુમિદાહ—સંસ્કાર, દાટવું તે.
Intermingle, *v. t.* ભેળી નાંખવું. *v. i.* મળી જવું.
Intermit, *v. t.* બંધ પાડવું. *v.i.* અટકવું, વચમાં રહી રહીને આવવું.—tent, *a.* કેટલો વખત સુધી ચાલનાર, આંતરે આવતું જતું.
Intermix, *v. t.* મેળવવું. —ture, *n.* મેળવણી.
Internal, *a.* માંહેલું, વાસ્તવિક, દેશમાંનું, મનનું.
Interpose, *v. t.* વચ્ચે મુકવું, માથું મારવું, ઘુસવું,

આવી વચ્ચે પડવું. *v. i.* મધ્યે પડવું.
Interpret, *v. t.* જે સમજાતું નથી તેનો અર્થ કરવો. ભાષાંતર કરવું, વ્યાખ્યા આપવી.
Interrogate, *v. t.* પ્રશ્ન કરવો, પુછવું.
Interrogation, *n.* પ્રશ્ન, સવાલ.
Interrogatory, *n.* સવાલ. *a.* પ્રશ્નનું.
Interrupt, *v. t.* હરકત કરવી, અટકાવવું, રોકવું.
Interruption, *n.* હરકત, અટકાવ, ભંગ, નડતર.
Intersect, *v. t.* વચમાં છેદવું, દુભાગવું.—ion, *n.* દુભાગવું તે, છેદવું તે.
Interstice, *n.* ફાટ, સાંધ, ચીરો, તડ.
Intertexture, *n.* ફુમાસ, પોત.
Interval, *n.* વચમાંનો વખત, અંતર.
Intervene, *v. i.* વચમાં આવવું.
Interview, *n.* ભેટ, મુલાકાત, વાતચીત, મેલાપ.
Intestate, *a.* વસીઅતનામું કીધા વિના મરી ગએલો.
Intestine, *n.* આંતરડાં. *a.* પોતપોતીકા માંહેનું.
Inthral, (See Enthral).
Intimacy, *n.* ઘણી મિત્રાચારી, ઘરવટ.
Intimate, *a.* છેક પાસેનો, જીવજાન.—ly, *ad.* ઘરવટ રીતે.
Intimation, *n.* સુચના, ઈશારો, બાતમી.
Intimidate, *n.* દેહેશત આપવી, ધમકીથી બીવરાવવું.

Into, *prep.* અંદર, મધ્યે.
Intolerable, *a.* સહન થાય નહીં તેવું, અસહ્ય.
Intonation, *n.* સ્વર-સુરભેદ, ઘાંટો.
Intoxicate, *v. t.* નિશો ચઢાવવો, ઉન્મત્ત કરવું.
Intoxication, *n.* કેફ, નિશો.
Intractable, *a.* હઠીલું, અડિએલ.
Intransitive, *a.* અકર્મક (વ્યાકરણમાં).
Intrenchment, *n.* ખાઈ અને મોરચો. [છાતી, હીમ્મત.
Intrepid, *a.* છાતીવાળું, બહાદુર, નિર્ભય.—ity, *n.*
Intricate, *a.* ગુંચવણવાળું, અસરળ.
Intrigue, *n.* કારસ્તાન, અંદરની ખટપટ.
Intrinsic,-cal, *a.* ખરૂં, મૂળનું.[ખાણ કરી આપવી.
Introduce, *v. t.* રૂઢીમાં આણવું, ચાલુ કરવું, ઓળ-
Introduction, *n.* વેહેવારમાં ચાલુ કરવું તે, ઓળ-
ખાણ કરાવી આપવી તે, ઉપોદ્ઘાત. [ગ્યાએ જવું.
Intrude, *v. i.* વગર બોલાવે જવું, રજાવગર કોઇ જ-
Intrust, *v. t.* સ્વાધિન કરવું, સોંપવું,હવાલે આપવું.
Intuition, *n.* અંતરજ્ઞાન, તરતનું તરત થયેલું જ્ઞાન.
Intuitive, *a.* જોતાંજ જ્ઞાન થાય એવું, અંતરજ્ઞાની.
Intwist, વળ દેવો, ગુંથવું, વણવું.
Inundate, *v. t.* જળમય કરવું, રેલ આવવી.
Inure, *v. t.* મહાવરો પાડવો.

Inurn, *v. t.* શિરોઇ-ચંબુમાં ભરવું.
Invade, *v. t.* હુમલો કરવો.—r, *n.* હુમલો કરનાર.
Invalid, *a.* રોગી, નિર્બળ, નકામું.
Invaluable, *a.* અમુલ્ય, બહુ કીમત.
Invariable, *a.* નિર્વિકારી.
Invariably, *ad.* એક સરખી રીતે.
Invasion, *n.* ચઢાઈ, સ્વારી, હુમલો.
Invective, *n.* નિંદા *a.* નિંદા ભરેલું.
Inveigh, *n.* નિંદા કરવી, ભુંડુ બોલવું.
Invent, *v. t.* નવું શોધવું, યુક્તિ કાઢવી, બનાવટ કરવું, કલ્પના શક્તિથી રચવું.—or, *n.* નવું બનાવનાર, શોધ કરનાર.
Invention, *n.* શોધી કાઢવું તે, નવી શોધ, બનાવટ, [કલ્પના શક્તિ.
Inverse, *a.* ઉલટું, ઉંધું.—ly, *ad.* ઉલટાવીને.
Inversion, *n.* અવળોક્રમ, વ્યતિક્રમ, પરસ્પરઅદલાબદલી.
Invert, *v. t.* ઉલટપાલટ કરી નાંખવું, ઉંધું વાળવું.
Invest, *v. t.* પેહેરાવવું, પોશાક આપવો, ઘેરવું, નાણાં રોકવાં, સુશોભિત કરવું—ment, *n.* પેહેરાવવું તે, અધિકાર સોંપવો તે.
Investigate, *v. t.* શોધવું, ચોકસી કરવી.
Investiture, *n.* અધિકાર આપવો તે, અભિષેક.
Inveterate, *a.* ઘણા દહાડાનો, જુનો.

Invidious, *a.* અદેખાઇ ઉપજાવે એવું. અદેખું.
Invincible, *a.* અજીત, જીતાય નહીં તેવું.
Inviolate, *a.* જે ન તોડાય એવું, અભંગ.
Invisible, *a.* અદ્રશ્ય, દેખાય નહીં તેવું.
Invitation, *n.* બોલાવવું તે, નોતરૂં, આમંત્રણ.
Invite, *v. t.* નોતરૂં કરવું, મોહ પમાડવો.
Invocate, *v. t.* નામનું સ્મરણ કરવું.
Invoice, *n.* માલની યાદી, ભરતિયું. *v.t.* ભરતિયું કરવું.
Invoke, *v. t.* નામ લેવું, દુઆ માગવી.
Involuntary, *a.* નાખુશીનું, ઇચ્છા વીનાનું.
Involution, *n.* લપેટવું તે, ગુંચવણ.
Involve, *v. t.*-માં હોવું, ગુંચવણમાં લેવું, લપેટવું, ડુબાવવું.
Inward, *a.* અંદરનો, પેટમાંનું.—ly, *ad.* અંદરની બાજુએ.
Inwrap, *v. t.* લપેટવું
Inwrought, *a.* જડિત, જડેલું, ભરેલું, વારતવાળું.
Ire, *n.* ગુસ્સો, સંતાપ, ક્રોધ, તામસ.
Iris, *n.* મેઘધનુષ્ય, આંખની કીકીની આસપાસનું કુંડાળું.
Irksome, *a.* કંટાળા ભરેલું, ત્રાસદાયક.
Iron, *n.* લોઢું. *a.* લોઢાનું. *v.t.* બેડી ઘાલવી, લુગડાં ઉપર અસ્રી કરવી.—hearted, *a.* કઠણ દિલનું, નિર્દય.
Ironical, *a.* મેણામાં બોલેલું.

Irony, *n.* ઉલટી મતલબ સમજાય એવી બોલી, અન્યોક્તિ.
Irradiance, *n.* રોશનીનાં કીરણ, ભભકો, શોભા.
Irradiate, *v. t.* or *i.* રોશની આપવું, પ્રકાશવું.
Irrational, *a.* પશુ સરખો, બુદ્ધિ વિનાનું, અજ્ઞાન.
Irreconcilable, *a.* પરસ્પર વિરૂદ્ધ, મળી જાય નહી એવું.
Irrefragable, *a.* ખંડન ન થઈ શકે એવું.
Irregular, *a.* બેકાયદાસર, આડે માર્ગે ચાલનાર, ઉં-ચુનીચું, કુચાલનું, નિયમ વિરૂદ્ધ.
Irrelative, *a.* પારકું, સગાઈ વિનાનું.
Irrelevant, *a.* લાગુ ન પડે એવું પ્રસંગ–સંબંધ વગરનું.
Irreligious, *a.* દુરાચારી, અધર્મી.
Irremediable, *a.* બે ઇલાજ, અસાધ્ય.
Irremovable, *a.* ખસેડાય નહી એવું.
Irreparable, *a.* સુધારવાને અશક્ય, પાછું ન મળે તેવું.
Irrepressible, *a.* દબાય નહી એવું.
Irresistible, *a.* અનિવાર્ય.
Irresolute, *a.* અદ્રઢ, ઢચુપચુ.
Irreproachably, *ad.* નિષ્કલંકપણે.
Irresponsible, *a.* જોખમ–જવાબદાર ન હોય તેવું.
Irretrievable, *a.* પાછું મેળવવાને અશક્ય.
Irreverence, *n.* અનાદર, અપમાન.
Irrevocable, *a.* ન ફેરવાય એવું.

Irrigate, *v. t.* પાણી પાવું, પલાળવું.
Irrigation, *n.* ખેતી કરવા સારૂ પાણી પુરૂ પાડવું તે.
Irriguous, *n.* પલળેલું, ભીનું.
Irritable, *a.* તામસી, ખીજવાય એવું.
Irritate, *v. t.* ગુસ્સે કરવું, ખીજવવું.
Irritation, *n.* ખીજ, ગુસ્સો, ઝાળ, લાય.
Irruption, *n.* એકાએક ફાટીને આવવું તે, હુલ્લો.
Is, *v. i.* છે.
Island, *n.* ટાપુ, બેટ.
Isle, Islet, *n.* ઉપદ્વીપ, નહાનો બેટ-ટાપુ.
Isolated, *a.* એકાંત, અલગ.
Isosceles, *a.* સમદ્વી બાજુ.
Issue, *n.* સંતાન, નિકાલ. *v. i.* બાહાર આવવું, પરિણામ આવવું. *v. t.* ચાલુ કરવું, પ્રસિદ્ધ કરવું.
Isthmus, *n.* સંયોગી ભૂમિ.
It, *pron.* તે, એ.
Itch, *n.* ખસ, ફોલ્લો, ખુજલી, ખજવાળ, વખવખ, ચેળ આવવી તે.—y, *a.* ખુજલી-ખસવાળું.
Item, *n.* રકમ, દાગીનો, *ad.* બીજું, વળી.
Itinerate, *v. i.* ગામેગામ ફરવું.
Itinerary, *a.* દેશાટણનું વૃત્તાંત-પુસ્તક, ફરતું, ભટકતું.
Itself, *pron.* ખુદ, જાતે, પોતાની મેળે.

Ivory, *n.* હાથીદાંત, *a.* હાથી દાંતનું.
Ivy, *a.* ઘર ઉપર ચઢતો વેલો, તરૂરોહીણી.

---

# J.

J, ઇંગ્રેજી મુળાક્ષરનો દશમો અક્ષર.
Jabber, *n.* બકબક. *v.i.* બકવું.—er, *n.* લવારો કરનાર.
Jack, *n.* ખલાસી, હલ્ક્યો સખસ, વાવટો.—ass, *n.* ગધેડો, જડ માણસ.—daw, *n.* જંગલી કાગડો.
Jackal, *n.* શીયાળ.
Jaket, *n.* બંડી, કબજો, કુડતું.
Jack-fruit, *n.* ફણસ.
Jack-pudding, *n.* વિદુષક, રંગલો.
Jacobin, *n.* બંડખોરનો આગેવાન.
Jade, *n.* ભાડુતી ઘોડો, સ્ત્રીને બદનામ આપનારી ગાળ, એક ઉપધાતુનું નામ છે. *v.t.* થકાવવું. *v. i* થાકીજવું.
Jag, *n.* ખાંડ, કાંગરો. *v.t.* ખાંડ પાડવી.—gery, *n.* ગોળ.
Jail, *n.* તુરંગ, બંધીખાનું.—bird, *n.* બંધીખાનામાં જઇ આવેલું માણસ.—er, *n.* બંધીખાનાનો રખવાળ.
Jalap, *a.* એક જાતનું રેચક મુળીઉં.
Jam, *n.* મુરબ્બો, *v. t.* ચાંપવું, ભચડવું, ચીરવું.

Jangle, *v. t.* ખટપટ કરવી. *n.* કચકચ, તકરાર, કઠોર અવાજ.

Janitor, *n.* ચોપદાર, દરવાન.

January, *n.* ઇંગ્રેજી વર્ષનો પહેલો મહિનો,પોષ-મહા.

Jar, *n.* બરણી, ઘડો, કજીઓ. *v. i.* કડકડ થવું, કજીઓ થવો.

Jargon, *n.* ન સમજાય એવી બોલી, ખીચડું.

Jasmine, *n.* જાઇનું ફુલ, જુઈ.

Jaundice, *n.* કમળો.—d, *a* કમળાવાળું.

Jaunt, *n.* સફર. *v. i.* સહેલ કરવી.—y, *a.* રંગેલું, ભભકાદાર.

Javelin, *n.* બરછી.

Jaw, *n.* જડબું, ડાચું.

Jay, *n.* ચાસ,(પક્ષી)નીલકંઠ. [ફાઈ.

Jealous, *a.* અદેખું, વેહેમી.—y, *n.* અદેખાઈ,હરી-

Jeer, *v. t.* મજાક કરવી, *n.* મજાક, ઠઠ્ઠો. [હોવા.

Jehovah, *n.* હિબ્રૂભાષામાં ઇશ્વરનું નામ, સ્વયંભૂ,ય-

Jejune, *a.* ભુખ્યું, સુકું, ખાલી, અરસિક.—ness,*n.* ગરીબાઇ.

Jelly, *n.* મુરબ્બો.

Jenny, *n.* રેંટિઓ, સુતર કાંતવાનો સંચો.

Jeopard, *v. t.* જોખમ-ભયમાં નાંખવું.—y, *n.* જો-

બમ, ધોકો.
Jerk, *n.* આંચકો. *v. t.* આંચકો મારવો.
Jerkin, *n.* ઝભલું, કેડીયું, બંડી.
Jest, *n.* મશ્કરી, જેની મશ્કરી કરવી હોય તે. *v. t.* મજાક-મશ્કરી કરવી.—er, *n.* મશ્કરો, રંગલો.—ing, *n.* ટોળ, મશ્કરી.
Jesuit, *n.* પાદરીના ટોળાંનું નામ છે તેમાંનો માણસ, કાવત્રાંખોર માણસ.—ical, *a.* દગાખોર.
Jet, *n.* ફુવારો, કરંજો.
Jew, *n.* યાહુદી.
Jewel, *n.* રત્ન. *v.t.* જડાવ ઘરેણાથી સણગારવું.—ler, *n.* ઝવેરી. —lery, *n.* ઝવેરાત.
Jewish, *a.* યાહુદીને લગતું.
Jib, *n.* વહાણના નાળ આગળનો નાનો સઢ.
Jig, *n.* એક જાતનો નાચ.
Jilt, *n.* આશકની સાથે પ્યાર બાંધીને છોડે એવી સ્ત્રી.
Jingle, *n.* ઝણકારો. *v. t.* ખણખણ થવું.
Job, *n.* પરચુરણ કામ, પોતાના સ્વાર્થનું કામ. *v. i.* દલાલી કરવી.—ber, *n*, દલાલ.
Jockey, *n.* ચાબુકસ્વાર, લુચ્ચો. *v. t.* ફસાવવું.
Jocose, Joculor, *a.* મશ્કરું.
Jocund, *a.* ખુશ મિજાજી, આનંદી.

Jog, *v. t.* કુણીવતી જરા આંચકો મારવો. *v. i.* રખડતાં રખડતાં જવું. *n.* આંચકો. —trot, *n.* ધીમી એક સરખી ચાલ.

Join, *v. t.* જોડવું. *v, i* એક થવું, ગાંઠ પડવી.

Joint, *n.* હાડકાનો સાંધો. *a.* એકત્ર, સામેલ. *v. t.* સાંધવું.—er, *n.* મોટો રંધો.—ly, *ad.* એકઠા મળીને.—ure, *n.* સ્રીધન

Joist, *n.* મોભ.

Joke, *n.* મશ્કરી. *v. t.* મજાક કરવી.

Jollity, *n.* આનંદીપણું.

Jolly, *a.* આનંદી.—boat, *n.* વહાણની હોડી.

Jolt, *v. t.* & *v. i.* આંચકો–હિલ્લો ખાવો.

Jot, *n.* લેશમાત્ર. *v. t.* લખી લેવું.—ing, *n.* નોંધ.

Journal, *n.* રોજનામું–મેળ, વર્તમાનપત્ર. —ist, *n.* વર્તમાનપત્રનો લખનાર–ચલાવનાર.—ize, *v. t.* રોજમેળ ખતવવો.

Journey, *n.* મજલ, મુસાફરી. *v. i.* મુસાફરી–દેશાટણ કરવું.

Jovial, *a.* (સદા) આનંદી.

Joy, *n.* આનંદ. *v. i.* ખુશ કરવું.—ful, *a.* આનંદી, આનંદમય.—ous, *a.* હરખાએલું, ખુશી.

Jubilee, *n.* મોટો ઓચ્છવ, સપરમો દિવસ.

Judge, *n.* ન્યાયાધિશ, પરિક્ષક. *v.t.* ઇનસાફ વિચાર

કરવો, ગણવું. *v. i.* કિંમત થવી, તર્ક બાંધવો.
Judgment, *n.* વિવેક, તર્ક, બુદ્ધિ, ઇનસાફ. —day, *n.* જગતના ન્યાયનો દિવસ.—seat, *n.* ન્યાયાસન.
Judicatory, *n.* ન્યાય સભા, અદાલત.
Judicature, *n.* ન્યાય કરવાનો અધિકાર.
Judicial, *a.* કોરટનું, ન્યાય પ્રકરણનું.
Judicious, *a.* ડહાપણથી કરેલું, ડાહ્યું.
Jug, કુન્જો. ભોટવો, લોટો.
Juggler, *n.* મદારી, જાદુગર, દગાખોર માણસ.—y, *n.* નજરબંધી, છુમંતર.
Juice, *n.* રસ.
Juicy, *a.* રસવાળું.
July, *n.* ઇંગ્રેજી સાલનો સાતમો મહિનો, અષાડ-શ્રાવણ.
Jumble, *n.* ગડબડ ગોટો.*v. t.* ધાલમેલ કરી મુકવી.
Jump, *n.* કુદકો. *v. i.* કુદકા મારવા.
Junction, *n.* મેળાપ, સાંધો, સંધિસ્થાન.
Juncture, *n.* તક, સંધિ, પ્રસંગ.
June, *n.* ઇંગ્રેજી વર્ષનો છઠ્ઠો મહિનો, જેઠ, અષાડ.
Junior, *n.* ઉમ્મરે નાનું. *a.* નાનું.
Junk, *n.* ચીનાઈ ત્રણ ડોલવાળું વહાણ.—et, *n.* મિઠાઈ.
Jupiter, *n.* બૃહસ્પતિ, ગુરૂ.
Juridical, *a.* અદાલતનું.

Jurisconsult, *n.* કાજી, ધરમશાસ્ત્રી.

Jurisdiction, *n.* અધિકાર, હુકમ.

Jurisprudence, *n.* ધર્મશાસ્ત્ર, કાયદાનો ઈલમ.

Jurist, *n.* કાયદા જાણનારો.

Juror, *n.* જુરીનો સભાસદ.

Jury, *n.* પંચ, જુરી.—man, *n.* પંચમાંનો એક, પંચ.

Just, *a.* આજબી. *ad.* હમણાં, બરાબર, માત્ર.—ice, *n* ન્યાયાધિશ, ન્યાય, પ્રમાણિકપણું.—ifiable, *a.* વ્યાજબી.—ification, *n.* ખરૂં—આજબી કરી આપવું તે.—ify, *v. t.* આજબી છે એમ બતાવી આપવું.—ness, *n.* ખરાપણું.

Jut, *v. i.* બહાર પડવું, આવવું.

Juvenile, *a.* જુવાન, તરૂણ.

Juxtaposition, *n.* પાસે પાસે આવવું તે, સમિપતા.

---

# K.

K, ઇંગ્રેજી મૂળાક્ષરનો અગિયારમો અક્ષર.

Kalender, *n.* ટીપણું, પંચાંગ.

Kaw, *n.* કાગડાનું બોલવું.

Kangaroo, *n.* ચોપગું જનાવર હોય છે, કંગારૂ.

Kedge, *n.* વહાણનું લંગર-બિલાડી.

Keel, *n.* વહાણનો પઠાણ, નાવ. *v. t.* ચલાવવું.

Keen, *a.* પાણીદાર, તિક્ષણ, આતુર, કડકડતું.—ly, *ad.* કકડીને.

Keep, *v. t.* રાખવું, જતન કરવું, પાળવું. *v. i.* ખોટી રહેવું. *n.* કિલ્લો.—er, *n.* રખેવાળ, રાખનાર, પાળક.—ing, *n.* કબજે, ખાનપાન, મેળ.—sake, *n.* યાદગીરી, યાદદારત સારૂં જે રાખેલું તે.

Keg, *n.* નાનું પીપ.

Ken, *v. t.* ઓળખવું, જાણવું.

Kennel, *n.* કુતરાનું ઘર અથવા રહેઠાણ.

Kernel, *n.* કણીઓ, મગજ, ટોપરૂં, દાણો, સાર, મોત્રો.

Ketch, *n.* બેડોળી વહાણ.

Kettle, *n.* નાળચાવાળી હેગડી, ચાદાની.—drum, *n.* નગારૂં, ડંકો.

Key, કુંચી, ખુલાસો, કળ.—hole, *n.* કુંચી ઘાલવાનું બાકું.—stone, *n.* કમાનમાં વચમાંનો પથ્થર.

Kick, *v. t.* લાત મારવી, પગ ઉછાળવા. *n.* લાત, પાટું,—shaw, *n.* વિચિત્ર ભોજન.

Kid, *n.* બકરીનું બચ્ચું. *v. i.* બચ્ચાં જણવાં.

Kidnap, *v. t.* છોકરાં ચોરી લઈ જવાં.—er, *n.* મનુષ્ય હરણ કરનાર.—ing, *n.* મનુષ્ય હરણ.

Kidney, *n.* મુત્રાશય, પ્રકૃતિ, પ્રકાર.—bean, *n.* અડદ.

Kill, *v. t.* જીવથી મારી નાંખવું, શાંત પાડવું, મારવું.

Kiln, *n.* ભઠ્ઠી, નિભાહ.

Kilt, *n.* પેટથી ઢીંચણ સુધી પહોંચે એવો ઘાઘરો,

Kimbo, *a.* વળેલું, વાંકું.

Kin, *n.* સગું, ગોત્ર, કુળ.

Kind, *n.* જાત.*a.* માયાળુ, ઉપકારી, દયાળું.—ly, *a.* દયાળું, પરોપકારી, લાભકારક. *ad.* મેહેરબાની કરીને, પ્રીતથી.—ness. *n.* માયા, ઉપકાર, મેહેરબાની.

Kindle, *v. t.* સળગાવવું, તપાવવું. *v. i.* સળગવું.

Kindred, *n.* સગું, ગોત્ર, ભાઈબંધ, સજાત્ય.

Kine, *n.* ગાયો. *pl.* of cow.

King, *n.* રાજા, બાદશાહ.—craft, *n.* રાજ્યનીતિ, રાજ્ય ચાતુર્ય.—dom, *n.* રાજ્ય, અધીપતિપણું, રાજ્યસત્તા.—ly,*a.*રાજાનું, રાજ્યસત્તાક.—'s-evil, *n.* કંઠમાળા.

Kinsman, *n.* એક કુટુંબનું સગું, ગોત્રજ.

Kirk, *n.* દેવળ. મંદીર.

Kiss, *n.* બચ્ચી, ચુંબન. *v. t.* ચુંબન કરવું, હેત દેખાડવું, વહાલથી અડકવું.

Kit, *n.* સરસામાન, બધો ખટલો.

Kitchen, *n.* રસોડું, રાંધણીઉં.

Kite, *n.* સમડી, પંતગ, કનકવો.

Kitten, n. બિલાડીનું બચ્ચું.
Klick, ટીક ટીક અવાજ થવો.
Knack, હથોટી, હિકમત.
Knag, n. ખીટી, ખીલો.—y, a. ગાંઠા, ગાઠાવાળું.
Knapsack, n. ખોરાકની કોથળી, ઝોળો.
Knave, n. ધુતારો, —ry, n. લુચ્ચાઇ, ઠગાઈ.
Knavish, a. દગલબાજ, નુકશાનકારક.
Knead, v. t. ટુંપવું, મસળવું.
Knee, n. ઢીંચણ, ઝાનું. [કાચલી, ઘુંટણનું હાડકું.
Kneel, v. i. ઘુંટણોએ પડવું. —pan, n. ઢીંચણની
Knell, n. મરણ અથવા શબ લઈ જતી વખતે વગાડેલો ઘંટો.
Knife, n. છરી, ચપ્પુ.
Knight, n. માન ભરેલો ખિતાબ છે. v.t. સરનો ખિતાબ આપવો.—hood, n. નાઈટના ખિતાબની પદ્વી.—ly, a. નાઇટને યોગ્ય હોય એવું.
Knit, v.t. બાંધવું, સાંધવુ,ગુંથવું. n. ગુંથણ.—ting-needle, n. ગુંથવાની સોય.
Knob, n. બહાર પડતી ગાંઠ.—by, a. ગાંઠાવાળું.
Knock, n. આંચકો. v. t. ઠોકવું, જમીનદોસ્ત કરવું, વ્યર્થ કરવું. v. i. ઠોકાવવું, અઠડાવવું.—er, n. બારણું ઠોકવાનું કડું.

Knoll, *n.* ટેકરી.

Knot, *n.* ગાંઠ, ઉંડો અર્થ, વેર. *v. t.* ગાંઠ વાળવી. *v. i.* ગુંચાવવું, અંટસ પડવો.—ty, *a.* ગાંઠાવાળું, કઠણ, ગુચવણ ભરેલું.

Know, *v. t.* જાણવું, ઓળખવું. —able, *a.* જાણવા જોગ, જ્ઞેય.—ing, *a.* હોંશિઆર, જ્ઞાનવાન, સમજુ. —ingly, *ad.* જાણી જોઇને. —ledge, *n.* જ્ઞાન, માહિતી, વિદ્વતા.

Knuckle, *n.* આંગળીના સાંધા. *v. i.* તાબે થવું.

---

# L.

L, ઇંગ્રેજી મુળાક્ષરનો બારમો અક્ષર.

La, *n.* ગાયનનો સુર. *interj.* જુઓ ! જોજો !

Label, *n.* નિશાની સારૂં જે ચીઠી મારે છે તે, ચીઠી. *v. t.* ચીઠી ચોડવી.

Labial, *a.* ઓષ્ઠસ્થાની.

Labour, *n.* મેહેનત, પ્રસવ વેદના. *v. t.* મેહેનત કરવી. *v. i.* કણાવું.—ed, *a.* મેહેનતથી કરેલું. —er, *n.* મજુર, વૈતરો.

Laboratory, *n.* કારખાનું. રસાયણ પ્રયોગશાળા.

Laborious, *a.* મેહેનતુ, મુશ્કેલ. [ચરૂં.

Labyrinth, *n.* ભુલભુલામણું.—ian, *a.* મુશ્કેલ, ગં-

Lac, *n.* લાખ. [કોર લગાડેલું.
Lace, *n.* કિનારી. *v. t.* રીત ચોઢવી.—d, *a.* કસબી
Lacerate, *v. t.* ફાડી નાંખવું.
Laceration, *n.* વિદારણ, ગાભચુ.
Lack, *n.* ઓછાપણું, ઘટ. *v. t.* અછાચણમાં હોવું.
 —brain, *n.* મૂર્ખ.—ey, *v. t.* ચાકરી કરવી.
Lacker, *n.* એક જાતનો રોગાન. *v. t.* રોગાન દેવું.
Laconic,-cal, *a.* ટુંકાણમાં કહી નાંખનાર.
Lachrymal, *a.* જે ઠેકાણે આંસુ ઉત્પન્ન થાય છે તેવું.
Lacteal, *n.* અન્નરસ લઈ જનારી નળી.
Lad, *n.* છોકરો.
Ladder, *n.* નીસરણી. સીઢી.
Lade, *v. t.* લાદવું, બોજે ભરવો.
Lading, *n.* ભરેલો માલ. [છીમાં માય તેટલું.
Ladle, *n.* કડછી. *v. t.* પળીથી કાઢવું.—ful, *n.* કડ-
Lady, *n.* કુળવાન સ્ત્રી.—brid, or—bug, *n.* સુંદ-
 ર એક જાતનો કીડો. ઇંદ્રગોપ.
Lady-ship, *n.* કુલિન સ્ત્રીનો મરતબો—ખેતાબ. [નારૂં.
Lag, *v. i.* પાછળ રહીજવું. —gard, *a.* પછવાડે રહી જ-
Lagoon, *n.* છાછરૂ-છીછરૂ તળાવ.
Laic, *a.* સંસારી,

Laid, *pret.* and *pp.* of *lay.* રાખેલું, મુકેલું.
Lair, *n.* વાઘવરૂને સંતાઇ રહેવાની જગ્યા.
Laity, *n.* ગૃહસ્થ લોક, પાદરી નહીં તે.
Lake, *n.* સરોવર, તળાવ.
Lamb, *n.* ઘેટાંનું બચ્ચું, રાંકડું, અસીલ માણસ.
Lame, *a.* લુલું, લંગડું. *v. t.* લંગડા કરવું. —ness, *n.* લંગડાપણું.
Lament, *v.t.* વિલાપ કરવો. *v.i.* દિલગીર થવું.—able, *a.* દિલગીર થવા જેવું.—ation, *n.* શોક, વિલાપ.
Lamina, *n.* પડ. [*n.* દીવાની રોસની.
Lamp, *n.* દીવો.—black, *n.* કાજળ, મેસ.—light,
Lampoon, *n.* કોઇના વિશે નિંદા ભરેલું લખાણ. *v. t.* —ની નિંદા લખવી.
Lance, *n.* ભાલો. *v. t.* નસ્તર મુકવું.
Lancet, *n.* નસ્તર.
Land, *n.* જમીન, દેશ. *v. i.* ઉતરવું *v. t.* ઉતારવું. —ed, *a.* ભોંયભાગવાળું, જમીનદાર, ભોંયનું.—lord, *n.* જમીનદાર.—mark, *n.* ઉંચો પદાર્થ, વહાણના ખલાસીઓને માટે નિશાની દાખલ જમીન ઉપર કોઈ હદની નિશાની.
Landscape, *n.* દેશનો દેખાવ.
Lane, *n.* ગલી, મોહોલ્લો.

Language, *n.* ભાષા, બોલવું તે. [મંદ

Languid, *a.* લબડી ગયેલું, ઢીલું, ટાઢું પડી ગયેલું,

Languish, *v. i.* નબળા થવું.

Langour, *n.* બેભાનપણું, નબળાઈ.

Lank, *a.* લબડી ગયેલું, પાતળી, દુબળું.

Lantern, *n.* ફાનસ.

Lap, *n.* ખોળો. *v. t.* લપેટવું. —dog, ખોળામાં રમાડવાનો નાનો કુતરો.—ful, *n.* ખોળાપુર.

Lapidary, *n.* રત્નપરિક્ષક, ઝવેરી.

Lapse, *n.* નાની ચુક—ભુલ. પ્રવાહ. *v. i.* નીસરવું, દોષમાં પડવું, ડુબી જવું.

Lapwing, *n.* ટીટોડું.

Larboard, *n.* વહાણની ડાબી બાજુ.

Larceny, *n.* ચોરી.

Lard, *n.* ડુક્કરની ચરબી. *v. t.* ડુક્કરની ચરબી લગાડવી.—er, *n.* માંસ રાખવાની જગ્યા. [હાથે.

Large, *a.* મોટું, બેહદ —ly, *ad.* ઉદારપણે, મોકળે

Largess, *n.* ઇનામ, બક્ષીસ.

Lark, *n.* એક નાનું સુકંઠ પક્ષિ.

Larynx, *n.* નરડી, કંઠેદ્રિય

Lascivious, *a.* સ્ત્રીવ્યસની, કામદ્રષ્ટિનું.

Lash, *n.* ચાબુકનો ફટકો. *v. t.* ફટકો મારવો.

Lass, *n.* છોકરી.

Lassitude, *n.* શરીર સુસ્ત થઈ જવું તે.

Lasso, *n.* ફાંદાનું દોરડું.

Last, *n.* કાલબૂત. *ad.* છેલ્લાં, છેવટ. *a.* પાછલું, છેલ્લું. *v. i.* ચાલવું, ટકવું.—ing, *a.* સ્થીર, નભનું.—ly, *ad.* છેવટે, આખરે. [ડાની દોરી.

Latch, *n.* આંગળી. *v. t.* આંગળી દેવી.—et, *n.* જોડાની દોરી.

Late, *a.* મોડું, મરનાર, થોડા કાળ ઉપર બનેલું. *ad.* મોડાં, વાર લગાડીને.—ly, *ad.* થોડાજ દીવશ ઉપર -હરતનું બનેલું.

Latent, *a.* ગુપ્ત, છાનું, મનમાંનું, અદૃશ્ય.

Later, *a.* પાછળનું, પછીનું.

Lateral, *a.* બાજુનું, બાજુ ઉપરનું.

Lath, *n.* લાકડાનું પાટીયું, પડદારો.

Lathe, *n.* સંઘાડો ચરખ, સરાણ.

Lather, *n.* સાબુને પાણી સાથે ઘસવાથી જે ફીણ થાય છે તે. *v. i.* ફીણ લગાડવું.

Lathy, *a.* ચીપ જેવું પાતળું.

Latin, *n.* લાટિન ભાષા.

Latitude, *n.* ચોટાઈ, છૂટ, અક્ષાંશ, મોકળાશ.

Latitudinal, *a.* અક્ષાંસ—અક્ષ તરફ.

Latrine, *n.* મોરી, ગટર.

Latter, *a.* પાછળ ગયેલું, અર્વાચીન.

Lattice, *n.* જાળીદાર કામ.

Laud, *n.* ઈશ્વરસ્તુતિ. *v. t.* વખાણવું.—able, *a.* વખાણ કરવા જોગ.—ation, *n.* વખાણ.—atory, *n.* સ્તોત્ર, પ્રસંશા.

Laudanum, *n.* અફીણનો અર્ક.

Laugh, *n.* હસવું.—at, *v. t.* મશ્કરી કરવી.—able, *a.* હસવા જોગ.—ing stock, *n.* મશ્કરી કરવા જેવું કાંઇ.—ter, *n.* હાસ્ય, હસવું તે. [*n.* ધક્કેલણી.

Launch, *v. t.* પાણીમાં નાંખવું, હડસેલી મુકવું, ફેંકવું.

Laundress, *n.* ધોબણ, ધોબણ.

Laundary, *n.* લુગડાં ધોવાની ઓરડી અથવા જગા.

Laurel, *n.* તજ, કપુર વીગેરેના ઝાડની જાતનું એક ઝાડ.

Lava, *n.* જ્વાળામુખીમાંથી નીકળેલો ઉનો ઓગળેલો રસ.

Lave, *v. t.* નવરાવવું, ધોવું.

Lavender, *n.* એક જાતનો ખુશબોદાર છોડ.

Lavish, *a.* ઉડાઉ, હાથનો છૂટો. *v. t.* ઉડાવવું.

Law, *n.* કાયદો, વેહેવાર, ધર્મશાસ્ત્ર, ન્યાય.—ful, *a.* કાયદાસર, વાજબી.—giver, *n.* કાયદા બનાવનાર, સ્મૃતિકાર.—less, *a.* બે કાયદાસર, આચારભ્રષ્ટ.—suit, *n.* દાવો, મુકદમો.—yer, *n.* ધર્મશાસ્ત્રી, વકીલ.

Lawn, *n.* રાન મધ્યેનું મેદાન.

Lax, *a.* ઢીલું.—ative, *n.* રેચક ઓસડ. *a.* રેચક. —ity, *n.* ઝુલ, ઢીલ, ઝોળો.

Lay, *n.* ગીત, કવિતા. *v. t.* મુકવું. *a.* સંસારી.—er, *n.* પડ.—man, *n.* સંસારીઉં.—stall, *n.* ઉકરડો.

Lazar, *n.* પીતીઉ.—house, or—etto, *n.* પીતીઆં વિગેરે આંચળીઆ રોગવાળાઓની હસ્પીતાલ.

Lazy, *a.* હાડભંગો, સુસ્ત, આળસુ.

Lea, *n.* ઘાસની જડી જે ઠેકાણે ઉગતી હોય એવી જગો.

Lead, *n.* સીસું. *v.t.* દોરવું. *v.i.* આગળ જવું.—en, *a.* સીસાનું.—er, *n.* અગ્રેસર, આગળ ચાલનાર. —ing, *a.* મુખ્ય.

Leaf, *n.* પાંદડું, પાન.—less, *a.* બાંડું, પાંદડાં વિનાનું.—let, *n.* પાંદડી, નાનું ચોપાનીઉં.—y, *a.* પાંદડાંવાળું, પાંદડાંથી ભરપુર.

League, *n.* એક્કો, ત્રણ માઈલ. *v. i.* એક્કો કરવો.

Leak, *n.* ગાબડું. *v. i.* ગળવું.

Lean, *n.* ચરબી વગરનું માંસ. *v. i.* ટેકો દેવો. *a.* પાતળું.

Leap, *n.* કુદકો, છલંગ. *v. i.* કુદકો મારવો. *v. t.* કુદવું.—year, *n.* દર ચોથું વર્ષ.

Learn, *v. t.* શીખવું. *v. i.* અભ્યાસ કરવો.—ed, *a.*

વિદ્વાન, નિપુણ.—ing, *n.* વિદ્યા, વિદ્વતા. [આપવું.
Lease, *n.* પટો, ભાડાચિઠ્ઠી, ભાડાની મુદત. *v.t.* ભાડે
Least, *a.* સૌથી નાનું, સૌથી થોડું. [ડા કરેલું.
Leather, *n.* ચામડું.—n, *a.* ચામડાનું.—y, *a.* ચામ-
Leave, *n.* પરવાનગી, રજા. *v. t.* મુકવું, છોડવું.
Leaven, *n.* આથણ, ખીરૂં. *v. t.* ખમીર ઘાલી ચઢા-
વવું, આથવું.
Leavings, *n. pl.* શેષ, છાંડામણ.
Lecher, *n.* રંડીબાજ. *v.t.* ઈશકબાજી કરવી.—ous,
*a.* રંડીબાજ, કામી—y. *n.* ઇશકબાજી, રંડીબાજી.
Lecture, *n.* ભાષણ. *v. t.* ભાષણ કરવું, ઠપકો દેવો.
Ledge, *n.* પટ, કોર, કડાણ.
Ladger, *n.* ખાતાવહી.
Lee, *n.* જેમણીગમ નો પવન વાતો હોય તેની સામેની દિશા
Leech, *n.* જળો.
Leer, *n.* નેત્રકટાક્ષ. *v. i.* વાંકી નજરથી જોવું.
Left, *a.* ડાબું.—handed, *a.* ડાબોડી.
Leg, *n.* પગ.
Legacy, *n.* મૃત્યુલેખદાન, વારસો.
Legal, *a.* કાયદેસર, કાયદાનું.—ity, *n.* હકદારપણું,
ખરાપણું.—ly, *ad.* કાયદેસર.
Legate, *n.* વકીલ, રાજદૂત.—e, *n.* વારસ.

Legation, *n.* વકીલાત.

Legator, *n.* વારસનામું કરી આપનાર.

Legend, *n.* કહાણી, કિસ્સો, દંતકથા.—ary, *a.* દં-તકથા સંબંધી.

Legible, *a.* વંચાય એવું. [ગાડેગાડાં.

Legion, *n.* ૩૦૦૦થી ૬૦૦૦ માણસનું સૈન્ય, સૈન્યદળ,

Legislate, *v. t.* કાયદા કરવા.

Legislation, *n.* કાયદા કરવા તે.

Lagislator, *n.* કાયદા કરનાર.

Lagislature, *n.* ધારા બાંધનારી સભા.

Legitimacy, *n.* વાસ્તવિકપણું, ખરાપણું.

Legitimate, *a.* અસલ, ખરૂં.

Legume, *n.* સિંગ.

Leisure, *n.* ફુરસત, નવરાશ, અવકાશ.

Lemma, *n.* પુર્વ સિદ્ધાંત.

Lemon, *n.* લીંબુ.—ade, *n.* લીંબુનું સરબત.

Lend *v.t.* વાપરવા આપવું, ઉછીતું આપવું.—er, *n.* નાણાં ધીરનાર, શાહુકાર.

Length, *n.* લંબાઇ.—en, *v. i.* વધવું. *v. t.* લાંબું કરવું.—wise, *ad.* લંબાઈ પ્રમાણે—y, *a.* બહુ લાંબુ.

Leniency, *n.* નરમાશ.

Lenient, *a.* નરમ. *n.* નરમ પાડનારૂં ઔષધ.

Lenity, *n.* દયાભાવ, નરમાશ.
Lens, *n.* દુરબીનનો કાચ.
Lentigo, *n.* ચામડીપર થતો રોગ.
Lentil, *n.* એ નામનો ખેતરમાં થતો વિલાયતી છોડ.
Leo, *n.* સિંહરાશી.
Leonine, *a.* સિંહનું-ના સરખું.
Leopard, *n.* ચિત્તો, ખડિઓ વાઘ.
Leper, *n.* કોઢિઓ, કોઢવાળો.
Leprosy, *n.* કોઢ.
Less, *a.* ઓછું, કમી. *ad.* નાનું.—ee, *n.* વખત-મુદતની સરતે ભાડે રાખનાર.—en, *v. t.* ઓછું કરવું. *v. i.* ઓછું થવું. [ ભભેરવું.
Lesson, *n.* પાઠ, શિખામણ, ઠપકો. *v. t.* શીખવવું,
Lest, *con.* રખેને.
Let, *v. t.* દેવું, આપવું, પરવાનગી આપવી, ભાડે આપવું, દાખલ કરવું, આ પ્રત્યય કેટલાક નામની આગળ આવવાથી તેનો અર્થ નાનું થાય છે. *v. i.* ગણોતે આપવું, રાંધવું.
Lethal, *a.* જીવની હાની કરે એવું.
Lethargy, *n.* અઘોરીપણું, બેભાનપણું.
Lethe, *n.* વિસ્મૃતિ, ભુલાવ.
Letter, *n.* અક્ષર, કાગળ. *v. t.* અક્ષર પાડવા.—ed,

a. વિદ્વાન.—s, n. વિદ્યા, વિદ્વતા.
Levee, n. દરબાર. [સપાટ કરનાર.
Level, n.સપાટી. a. સરખું. v. i. સાધવું.—ler, n.
Lever,a.ઉચ્ચાલન.--age,n.ઉચ્ચાલનથીથએલાનફો.
Leviable, a. વસુલ કરાય તેવું.
Levity, n. હલકાપણું. [કઠું કરવું.
Levy, v. t. જમાબંધી, વસુલાત. v. t. જમાવવું, એ-
Lewd,n.છીનાળવો, કાછડીછૂટો.--ness, n.વ્યભિચાર.
Lexicographer, n. કોષ બનાવનાર.
Lexicon, n. કોષ, શબ્દાર્થ કોષ.
Liability, a.યોગ્યપણું.
Liable, a. લાયક, જોખમદાર.
Liar, n. જુઠું બોલનાર.
Libel, n. આબરૂ લેવાનું લખાણ. v. t. -ની કંઈ લ-
ખી આબરૂ લેવી.--lous, a. નિંદા ભરેલું.
Liberal, a. ઉદાર, ખુલ્લા દિલનું, કુલીન, ઉમદું.--ly,
ad.ઉદારતાથી.—ity,n. સખાવત-અપક્ષપાતપણું.
Liberate, v. t. સ્વતંત્ર કરવું. [ગયેલું.
Libertine, n. નિરંકુશ માણસ, છિનાળવો. a. વહી
Liberty, n. છુટાપણું, સ્વતંત્રતા.
Libra, n. તોળારાશી.
Librarian, n. પુસ્તકશાળાનો સંભાળનાર.

Library, *n.* પુસ્તકશાળા. [નગી આપવી.
License, *n.* પરવાનગી, રજાચિઠ્ઠી, સનંદ. *v. t.* પરવા-
Licentiate, *n.* સનંદવાળો. *v. t.* સનંદ આપવી.
Licentious, *a.* છિનાળવો, લુચ્ચો, શોદો.
Lick, *v. t.* ચાટવું.—erish, *a.* સ્વાદિષ્ટ.
Lid, *n.* ઢાંકણું, આંખનું પોપચું.
Lie, *n.* જુઠ્ઠ. *v. i.* સુવું, પડેલા હોવું, જુઠ્ઠું કહેવું.
Lief, *ad.* ખુશીથી.
Liege, *n.* રાજા. *a.* સત્તાધીશ, તાબેદાર.
Lien, *a.* વારસો, હક.—tery, *n.* અતિસાર, આમ.
Lieutenant, *n.* નાયબ, હાથ નીચેનો અમલદાર.
Life, *n.* જીંદગી, ચરિત્ર, જીવ, ચૈતન્ય, જન્મ.—less, *a.* જીવ વિનાનું.—time, *n.* આયુષ્ય, જીવીત્તકાળ.
Lift, *v. t.* ઉંચકવું, ઉંચું કરવું.
Ligament, *n.* એક જાતનો ચીગ્નડ પદાર્થ જે એક હાડકાને બીજાં હાડકા જોડે બંધાએલું રાખે છે તે.
Ligature, *n.* બંધ, પાટો.
Light, *n.* અજવાળું, દીવો. *a.* હલકું. *v. t.* સળગાવું.—en, *v. t.* -નો ભાર ઓછો કરવો, ખુશ કરવું.—er, *n.* કોટીઉં. *a.* વધારે હલકું.—fingered, *a.* હાથનું ચોર.—footed, *a.* પગનો ચપળ. —headed, *a.* ચળેલું, બેભાન. —hearted, *a.* આણંદી,

—house, *n.* દીવાદાંડી.—minded, *a.* સ્થિર મનનું.
—ness, *n.* હુલકાપણું, ચળકાટ.—s, *n. pl.* ફેફસાં.
Lightning, *n.* વિજળી. ચપળા.
Ligniform, *a.* લાકડા જેવું બનાવેલું.
Like, *a.* જેવું, સરખું. *v. t.* ચહાવું. *v. i.* ગમવું.—
lihood, *n.* સંભવ.—ly, *a.* બને એવું. *ad.* સોવસા.
—ness, *n.* સરખાપણું.—wise, *ad.* એજરીતે, પણ.
Liken, *v. t.* મુકાબલો કરવો.
Liking, *n.* પસંદ પડવું તે, રૂચિ, શોક.
Lily, *n.* દેખાવડુ ખુશબોદાર ફૂલ.
Limb, *n.* અવયવ. *v. t.* અવયવ જુદા પાડવા.
Lime, *n.* ચુનો, નાનું લીંબુ. *v. t.* ચીકણો પદાર્થ ચો-
પડવો.—kiln, *n.* ચૂનાની ભઠ્ઠી. —stone, *n.* ચુ-
નાનો પથ્થર.—quarry, *n.* ચુનાની ખાંણ.
Limit, *n.* સીમા. *v. t.* સીમા બાંધવી. —able, *a.*
જેની હુદ થઈ શકે તેવું.—ed, *a.* નિયમિત.
Limitation, *n.* મર્યાદા, મુદત. [રો:
Limn, *v. i.* ચીતરવું. *n.* ચિત્ર પાડવું.—er, *n.* ચિતા-
Limp, *v. t.* લંગડાતા ચાલવું.—ingly, *ad.* ખોડંગ-
તા ખોડંગતા.
Limpid, *n.* નીતર્યું. સ્વચ્છ.—ness, *n.* સ્વચ્છતા.
Limy, *a.* ચુનાળું, ચીકણું.

Linchpin, *n.* પૈડાની ખીલી.

Line, *n.* દોરી, લીટી, ઓળ, વંશ, રોજગાર. *v. t.* અસ્તર કરવું, લીટી દોરવી.—al, *a.* પરમપરાગત, લીટીનું.=ક, *n.* છાવણી.

Lineage, *n.* ઓલાદ, સંતાન, પ્રજા.

Lineament, *n.* મોંનો સીક્કો, લક્ષણ.

Lineation, *n.* ચિત્ર.

Linen, *n.* શણ. શણનું લુગડું. *a.* શણનું.

Linger, *v. i.* ઉભા થઈ રહેવું, ધોવાયા કરવું.—ing, *a.* પહોંચાઉ, લાંબી પથારીનું.

Lingo, *n.* બોલી, ભાષા.

Lingual, *a.* જીભનું.

Linguist, *n.* અનેક ભાષા જાણનાર. —ic, *a.* ભાષા શાસ્ત્ર સંબંધી. *n. pl.* ભાશાશાસ્ત્ર.

Lining, *n.* અસ્તર, ઢાંકણ.

Link, *n.* સાંકળનો આંકડો, કડી. *v. t.* કડી મેળવવી. —boy. *n.* મશાલચી.

Linseed, *n.* અળસી. [રૂ.

Lintel, *n.* બારણાના મથાળા ઉપરનો કટકો, ઓતરં-

Lion, *n.* સિંહ.—ess, *n.* સિંહણ. —like, *a.* હીંમતવાળું. [ભક્તિ.

Lip, *n.* હોઠ, કોર. —devotion. *n.* માત્ર મોહોડાની

Liquefaction, *n.* ગાળવું તે, ગળવું તે.
Liquefy, *v. t.* ગાળવું. *v. i.* પીગળવું.
Liquid, *n.* પ્રવાહી પદાર્થ. *a.* પ્રવાહી.
Liquidate, *v. t.* (કરજ)ફીટાડવું, પતાવવું.
Liquidation, *n.* નિકાલ, ફડચો.
Liquor, *n.* પ્રવાહી પદાર્થ,મદીરા, શરાબ.—ice, *n.* જેઠીમધનું ઝાડ-મુળીયું.
Lisp, *v. t., v. i.* & *n.* બોબડું-તોતડું બોલવું તે.
List, *v. i.* સાંભળવું, ધ્યાન આપવું, ઇછા હોવી. *n.* યાદી. *pl.* રંગભૂમી.—en, *v. t.* સાંભળવું.
Literal, *a.* બોલેબોલ, મુળ અર્થનું.—ly, *ad.* શબ્દેશબ્દ, મુળ અર્થને અનુસરતું.
Literary, *a.* વિદ્યા પ્રકરણ સંબંધી,વિદ્વાન.
Literate, *n.* પંડીત. *a.* ભણેલું.
Literature, *n.* વિદ્યા.
Lithograph, *v.t.* શિળા છાપે છાપવું.*n.* શિળાછાપ.
Lithology, *n.* પથ્થર નિરૂપણ શાસ્ત્ર.
Litigant, *n.* ટંટાખોર.
Litigation, *n.* લઢાઈ, કજીઓ.
Litigate, *v. t.* મુકદ્દમો લડવો, લડવું. કજીઓ ચલાવવો.
Litigious, *a.* કજીઆ ચલાવવાને તૈયાર.
Litter, *n.* ચેતર, પથારી. *v. t.* પાથરવું, જણવું.

Little, *ad.* થોડું એક. *a.* નાનું, થોડું એક, સગારેક. *n.* થોડી જગ્યા, જરા કાંઈ.

Liturgy, *n.* સઘળા મળીને પ્રાર્થના કરવાની પદ્ધતિ.

Live, *v. i.* જીવવું, રહેવું, રહેવાશી હોવું. *v. t.* કાઢવું, ગુજરવું. *a.* જીવતું; સળગતું.—coal, *n.* અંગારા.—lihood, *n.* ગુજરાન, ઉપજીવિકા.—long, *a.* પુરાં થતાં વાર લાગે એવું.—ly, *a.* તેજ, જાગૃત, આનંદી, આળેહુણ.—ness, *n.* હોશિયારી, ચપળતા.—s, *n.* જન્મચરિત્ર-વૃતાંત.

Liver, *n.* જીવનાર, કાળજું.

Livery, *n.* અમુક તરેહનો ચાકરોનો પોષાક.

Livid, *a.* સીસાના રંગનું.

Living, *n.* ગુજરાન, વર્તણુક. *a.* જીવતું.

Lixivium, *n.* ખાળવાળું પાણી.

Lizard, *n.* સરટ, ગરોળી.

Lo, *int.* જુઓ.

Load, *n.* ભાર. *v. t.* ભાર ભરવો.—ing, *n.* વહાણમાં ચઢાવવાનો ભાર.—stone, *n.* લોહચુંબક.—star, *n.* ધ્રુવનો તારો.

Loaf, *n.* પાઉં, રોટલો.—er, *n.* રખડેલ માણસ.

Loam, *n.* ચીકણી માટી. [આપવું.

Loan, *n.* ઉછીનો લીધેલો પદાર્થ. *v. t.* ધીરવું, ઉછીનું

Loath, *a.* નાખુશ, નારાજ.—ing, *n.* કંટાળો, તિરસ્કાર.
Loathe, *v.t.* -ઉપર અભાવ થવો, ધિક્કારવું.—some, *a.* અભાવ થાય એવું.
Lob, *v. t.* જોરથી ગડવા દેવું.
Lobby, *n.* ચાલ, ચાલી.
Local, *a.* અમુક જગ્યા સંબંધી.--ity, *n.* ઠેકાણું.
Locate, *v. t.* બેસાડવું.
Location, *n.* સ્થાન.
Locative, *a.* સ્થળ દર્શક, સપ્તમી વિભક્તિ(વ્યાકરણમાં.)
Loch, *n.* ખાડી, સરોવર.
Lock, *n.* તાળું. *v.t.* તાળું દેવું, જડી દેવું.—er, *n.* ભંડાર.—et, *n.* કડી, આંકડો.—jaw, *n.* દાંત બંધ થઈ જાય છે તે રોગ.--smith, *n.* લુહાર.
Locomotive, *n.* આગ ગાડી ચલાવનારૂં યંત્ર. *a.* એક જગ્યાએથી બીજી જગ્યાએ જવાની શક્તિ ધરાવતું.
Locust, *n.* તીડ.
Lodge, *n.* છાપરી, નાનું ઘર. *v. t.* રાખી મુકવું. *v. i.* રહેવું, હોવું.—r, *n.* વીશીમાં રહેનાર, ઉતારૂં.
Lodging, *n.* ઉતારો, મુકામ કરવાની જગા.
Loft, *n.* માળીઓ, મેડી.—iness, *n.* ઉચાઈ, પ્રૌઢપણું, મગરૂરી.
Lofty, *a.* ઉંચું, મગરૂર, પ્રૌઢ.

Log, *n.* લાકડાનો કડકો, નૌકાગતી માપક યંત્ર,
Logarithm. *n.* લાગર્તમ.
Loggerhead, *n.* જડબુદ્ધિનો માણસ.
Logic, *n.* તર્કશાસ્ત્ર. —al, *a.* તાર્કિક, ન્યાયશાસ્ત્રનું. —ian, *n.* તર્કશાસ્ત્રી. —line, *n.* વહાણની ગતી માપવાની દોરી.—wood, *n.* પતંગનું લાકડું—ઝાડ.
Loin, Loins, *n.* કમ્મર, મધ્યાંગ. | કાઢવો.
Loiter, *v. t.* રખડવું, રઝળવું. *v. i.* ભટકવામાં વખત
Loll, *v. t.* જીભ બહાર કાઢવી, *v. i.* આળોટવું.
Lone, *a.* એકલું, એકાંત, ઉદાસ —liness, *n.* એકાંત વાસ.—ly, *a.* ખુણામાં આવેલું, એકાંત.
Long, *a.* લાંબુ. *v. i.* ઈચ્છવું. *ad.* ઘણીવાર સુધી. —eared, *a.* લંબ કર્ણ. —headed, *a.* તીવ્રબુદ્ધિનું.—winded, *a.* લંબાવ્યા કરનાર.
Longing, *n.* આતુર, ઇચ્છા.
Longitude, *n.* લંબાઈ, રેખાંશ.
Loo, *n.* પાનાની એક જાતની રમત.
Loof, *n.* વહાણના પડાણનો પાછલો ભાગ.
Look, *n.* ચહેરો, આકૃતી. *v. i.* જોવું. *inter.* જો ! —for, *v. t.* શોધી કાઢવું.—ing-glass, *n.* આરસી, દર્પણ.—out, *n.* શોધ, ઇશારો, જગ્યા.
Loom, *n.* સાળ. *v. t.* દુરથી સાફ ન દેખાવું.

Loop, *n.* ફાંસો.—hole, *n.* બારી, છીંડું.

Loose, *a.* છુટો, લુચ્ચું. *v. t.* મોકળું કરવું, છોડવું.
—ness, *n.* પોચાપણું. [વું, છુટું થવું.

Loosen, *v. t.* પોચું કરવું, છુટું કરવું. *v. i.* પોચું થ-

Lop, *v. t.* કાપવું, ઝાડની કલમ કરવી. —ping, *n.* કાપવું તે, ભુકો.

Loquacious, *a.* બોલકણો, વાચાળ, લવરી કરનાર.

Lord, *n.* ધણી, ઉમરાવ, પરમેશ્વર. *v. t.* ધણીપણું ચલાવવું.—liness, *n.* અભિમાન. મગરૂબી.—ing, *n.* નહાનો અમીર.—ly, *a.* અમીરનું.—like, *a.* અમીરી, મગરૂર. —ship, *n.* અમીરપણું, સાહેબી.

Lore, *n.* વિદ્યા, હુન્નર, શિખામણ, બોધ.

Loricate, *v. t.* ઉપર ઢોળ ચઢાવવો. પતરે મઢવું.

Lorn, *a.* નિરાધાર, એકલવાયું. [ખોનાર, હારનાર.

Lose, *v. t.* ખોવું, હારવું. *v. i.* ખોટ આપવી. —r, *n.*

Loss, *n.* ખોટ, નાશ, નુકશાન.

Lot, *n.* નશીબ, જથ્થો, ચીઠી. *v. t.* આપવું.

Lotion, *n.* ધોતાં મુકવાં તે.

Lotus, *n.* કમળનો રોપો, કમળનું ફુલ.

Lottery, *n.* સોરઠી,

Loud, *a.* મોટું, ભારે. *ad.* મોટેથી—ly, *ad.* મોટે શબ્દે બુમ પાડીને.—ness, *n.* બુમ, શોર.

Lounge, *v. i.* કામ વગર ફરવું.—r, *n.* નકામો બેસનાર.
Louse, *n.* જુ, ચાગતુ.
Lousy, *a.* જુવાળુ, જુઆળ, અધમ.
Love, *n.* હેત, પ્રેમ, ચાહના. *v. t.* વહાલ રાખવો, ગમે લાગવી.—able. *a.* પ્રીતિપાત્ર.—knot, *n.* છુટવી અઘરી પડે એવી પ્રીતિ.—ly, અતી સુંદર, મનોહર. —r, *n.* પ્રાણપ્રીય, આશક્ત.—sick, *a.* કામરોગી. —trick, *n.* હાવભાવ, પ્રેમક્રીડા.
Low, *a.* નીચું, હલકું *v. t.* બળદની માફક આરડવું. —bred, *a.* અધમ.—born, *a.* કમજાત.—land, *n.* નીચાણ જમીન.—ly, *a.* ગરીબ, હલકો. *ad.* નમ્રતાથી.—er, *a.* વધારે નીચું. *v. t.* ઉતારવું, ઓછું કરવું. *v. i.* ઓછું થવું.
Loyal, *a.* વફાદાર, નીમકહલાલ.—ly, *ad.* વફાદારીથી.—ty, *n.* વફાદારી, રાજ્યભક્તિ. [ની ચકતી.
Lozenge, *n.* વક્રચતુષ્કોણ, ઓસડ ધાટી કરેલી ખાંડ-.
Lubber, *n.* રહોંચો, અરબંગ.—ly, *a.* જંગલી, અનાડી.
Lubricate, *v. t.* સુંવાળું કરવું. *v. i.* લીસું થવું.
Lucent, *a.* ચળકતું. [—ness, *n.* સ્વચ્છતા.
Lucid, *a.* ચળકતું, નિર્મળ, સહેલથી સમજાય એવું.
Lucifer, *n.* શુક્રનો તારો.
Luck, *n.* નશીબ, ભાગ્ય.—ly, *a.* નશીબદાર.

Lucrative, *a.* પૈસો મળે એવું, લાભકારક.
Lucre, *n.* નફો, ફાયદો, લાભ.
Ludicrous, *a.* હસવા જેવું. [સામાન, સરંજામ.
Lug, *n.* મોટો ભાર. *v.t.* જોરથી ખેંચવું.—gage, *n.*
Luke-warm, *a.* હુંફાયેલું, નરમ, ઢીલું. [શાંત થવું.
Lull, *n.* પવનનું બંધ રહેવું. *v.t.* સુવાડવું. *v.i.* સુવું;
Lullaby, *n.* હાલરડું.
Lumbago, *n.* કમ્મરનું દરદ.
Luminary, *n.* આકાશમાંનો તેજસ્વી પદાર્થ.
Luminous, *a.* ચળકતું, તેજસ્વી.
Lump, *n.* ગોળો, લોચો, એકદમ.—ish, *a.* મંદ બુદ્ધિનું.
Lunacy, *n.* ગાંડપણ.
Lunar, *a.* ચંદ્રનું, ચાંદ.—day, *n.* તિથિ.—dynasty, *n.* સોમ-ચંદ્રવંશ. —eclipse, *n.* ચંદ્રગ્રહણ. —mension, *n.* તારામંડળ.
Lunatic, *a.* ગાંડું. *n.* ઘેલું માણસ.
Lunation, *n.* ચંદ્રનું ફરવું તે.
Lunch, Luncheon, *n.* નાસતા તથા બપોરના ખાણાની વચ્ચે લીધેલો ખોરાક, ફળાહાર, ચવેણું.
Lungs, *n.* ફેફસાં. [એક બાજુએ ગગડવું.
Lurch, *n.* વહાણની ઝોક, વહાણનું ડોલવું તે. *v. t.*
Lure, *n.* લાલચ. *v. t.* લલચાવવું.

Lurk, *v. i.* છુપાઈ રહેવું, નાહાસતા ફરવું.—ing-place, *n.* સંતાવવાની જગ્યા.
Luscious, *a.* વધારે ગળ્યું, અતિમિષ્ટ.
Lusory, *a.* આનંદી, ગમતી.
Lust, *n.* મૈથુનની ઇચ્છા; વિષય વાસના. *v. i.* કામી થવું.—ful, *a.* કામી, લંપટ.
Lustre, *n.* પ્રકાશ, શોભા.
Lustrous, *a.* તેજસ્વી, કાન્તીમાન.
Lusty, *a.* મજબુત બાંધાનું, બળવાન.
Lute, *n.* સારંગી, ગોચી માટી.
Luxuriance, *n.* બગીછ, વૃદ્ધિ.
Luxuriate, *v. i.* ખીલી રહેવું, ઘણા શોખથી ખાવું.
Luxurious, *a.* શોખી, મોજી, એશઆરામમાં ગરક.
Luxury, *n.* મોજશોખ, ગિજ્ઞાન.
Lyceum, *n.* પંડિત લોકને બેસવાની જગ્યા, પંડિત લોકનું મંડળ.
Lydiar, *a.* નામરદ, હિજડો, બાયલો.
Lye, *n.* ખારવાળું પાણી.
Lying, *n.* જુઠું બોલવાની ટેવ. *a.* જુઠું.
Lymph, *n.* પ્રાણીઓના શરીરમાંનું પાણી.
Lynx, *n.* વનમંઝાર, રાનમાંની બિલાડી.
Lyre, *n.* તંબુરો, સારંગી, વીણો.
Lyric, *a.* વિણા સંબંધી. *n.* કવિના મનોવિકારદર્શક કાવ્ય.

Lyrist, *n.* વીણા વગાડનાર,

# M.

M. ઇંગ્રેજી મૂળાક્ષરનો તેરમો અક્ષર.
Mab, *n.* અપ્સરા, પરીજાદી.
Macadamise, *v. t.* રસ્તાપર પથરાના નહાના કડકા પાથરીને તેને પાકો કરવો. [દાર, છડીદાર.
Mace, *n.* છડી, સોટો, જાવંત્રી.—bearer, *n.* ચોપ-
Macerate, *v. t.* પાતળું કરવું-નબળું કરવું, પલાળવું.
Machination, *n.* દુર્યોજના, યુક્તિ, રાજદ્રોહ.
Machine, *n.* સંચો, યંત્ર.—ry, *n.* સાંચાકામ.
Macula, *n.* ડાઘ, કલંક.
Mad, *a.* ઘેલો, ગાંડો.—cap, *a.* ગાંડું, ઉદ્ધત માણસ.—house, *n.* ગાંડા લોકને રાખવાનું ઘર.
Madam, *n.* બાઇ સાહેબ, શેઠાણી.
Madden, *v. t.* ઘેલા કરવું. *v. i.* ગાંડું અથવા ઘેલું થવું.
Madder, *n.* મજીઠ.
Magazine, *n.* ભંડાર, વખાર, કોઠાર, ચોપાનીયું.
Maggot, *n.* કીડો, યેળ, ફૂંટો, તુરંગ.
Magic, *n.* જાદુ, ધંતુરમંતર.
Magician, *n.* જાદુગર-ખોર. [નથી.
Magisterial, *a.* ધણીનું, શેઠનું.—ly, *ad.* અભિમા-

Magistrate, *n.* ફોજદારી અમલદાર.

Magnanimous, *a.* મોટા મનનો, ઉદાર. [-ગુણ.

Magnet, *n.* લોહચુંબક.—ism, *n.* લોહચુંબકનો ધર્મ

Magnificence, *n.* શોભા, ભપકો.

Magnificient, *a.* શોભિતું, ભપકાદાર.

Magnifier, *n.* દુર્બીન.

Magnify, *v. t.* મોહોટું કરવું-મોહોટું કરી દેખાડવું.

Magnitude, *n.* પરિમાણ, લંબાઈ, મોહોળાઈ, અને જાડાઈ, ગાઢત્વ.

Maid, Maiden, *n.* કન્યા, કુમારીકા, દાસી.

Mail, *n.* ટપાલ, બખતર.

Maim, *n.* ખોડ, ખાંપણ. *v. t.* ખોડું-લુલું લંગડું કરવું.—ed, *a.* લુલું લંગડું, ખોડું.

Main, *n.* દરિયો, વિશાળ,મહાસાગર.—land,*n.* ભુ-ખંડ ભુખંડ.—ly, *ad.* મુખ્યત્વે કરીને, ઘણું કરીને.

Maintain, *v. t.* રાખવું, બચાવવું, ગુજરાન ચલાવવું.

Maintenance, *n.* ગુજરાન, ઉપજીવિકા.

Maize, *n.* મક્કાઈ.

Majestic, *n.* પ્રતાપી, રાજયોગ્ય.

Majesty, *n.* રાજશ્રી,હજરતે

Major, *a.* મોટું, કેપટનની ઉપરનો અમલદાર. (લશ્કરી ખાતામાં).—ity, *n.* ઘણો-મોટો ભાગ.

Make, *n* ઘાટ. *v. t.* બનાવવું.—of, સમજવું, ગણવું.—over, સોંપવું.—out, અરથ કરવો, ઉકેલવું, સાબિત કરવું.—up, એકઠું કરવું, પતવવું, સુધારવું, પુરૂ કરવું, બનવું, તઈયાર કરવું, નિશ્ચય કરવું. *v.i.* તરફ જવું, ઉપયોગમાં આવવું.—bate, *n.* કજીઓ કરાવનાર.—believe, *n.* માત્ર બહાનું. *a.* કૃત્રિમ, ઢોંગ ભરેલું.—peace, *n.* સલાહ કરાવનાર.—r, *n.* બનાવનાર.—weight, *n* કાંટો-ત્રાજવાનો ધડો.
Maladministration, *n.* અંધેર, ગેરબંદોબસ્ત.
Malady, *n.* રોગ, વિકાર.
Malaria, *n.* રોગ ઉત્પન્ન કરે એવી વરાળ.
Malcontent, *a.* રાજ્ય-અમલથી નાખુશ-નારાજી થયેલો.
Male, *n.* પુરૂષ. *a.* પુરૂષ જાતિનું.
Malediction, *n.* શાપ, બદદુઆ.
Malefactor, *n.* ગુન્હેગાર, અપરાધી.
Malevolence, *n.* દ્વેષભાવ, દુષ્ટબુદ્ધિ, ખરાબ નજર.
Malformation, *n.* શરીરનો નકામો ભાગ-બગડેલું અંગ.
Malice, *n.* દ્વેષબુદ્ધિ, અદાવત.
Malicious, *a.* દ્વેષી, કીનાખોર.
Malign, *v. t.* નિંદા કરવી. *a.* ખારીલું, દ્વેષી.
Malignant, *a.* ખારીલું, અદેખું.
Malignity, *n.* દ્વેષભાવ, કપટ, ખાર, વેર.

Malleable, *a.* ઘડાય-ટીપાય એવું.
Mallet, *n.* લાકડાનો હથોડો, મોગરી.
Malpractice, *n.* ખરાબ ચાલ, નઠારી રીત.
Malt, *n.* પલાળેલા જવ. [*n.* પીડા, દુ:ખ.
Maltreat, *v. t.* દુ:ખ દેવું, અપમાન કરવું.—ment,
Malversation, *n.* ખરાબ ચાલ, દુષ્ટ વર્તણુક.
Mamma, *n.* મા, માતા.
Mammalia, *n.* સ્તનવાળાં પ્રાણી.
Mammon, *n.* ધન, દોલત. કુબેર, લક્ષ્મી, દ્રવ્ય.
Man, *n.* માણસ, મનુષ્યજાતિ.—ful, *a.* હિંમ્મતવાન, બાહાદુર.—hood, *n.* માણસાઈ, શૌર્ય.—kind, *n.* મનુષ્ય જાત.—ly, *ad.* બહાદુરીથી.
Manacle, *n.* હાથની બેડી. *v. t.* હાથે બેડી ઘાલવી.
Manage, વહીવટ-કારભાર કરવો. *v. i.* ઉપરીપણું ચલાવવું. —ment, *n.* વહીવટ, ઉપરીપણું, બંદોબસ્ત.—r, *n.* કારભારી. વહીવટદાર, સુત્રધાર, મુનીમ.
Mandamus, *n.* હુકમનામું.
Mandate, *n.* ફરમાન, આજ્ઞા, હુકમ.
Mandible, *n.* જડબું.
Mandarin, *n.* ચીનનો કામદાર.
Mandate, *n.* આજ્ઞા, હુકમ, ફરમાન.
Mane, *n.* ઘોડાની અથવા સિંહની યાળ.

Mange, n. ઘોડા કુતરા અને બીજા પ્રાણીઓને ખુજલી ફોલ્લા વગેરે થાય છે તે.

Manger, n. ઘોડા-ઢોરને ચારો ચરવાની જગ્યા, ગભાણ.

Mangle, n. વાંકુચુંકું કાપવું તે. v.t. કાપવું. [ઝાડ.

Mango, n. કેરી, આમ્રફળ.—tree n. આંબો, કેરીનું

Mangrum, n. ઘેલાઇ, ઘેલછા.

Maniac, n. ગાંડું-દીવાનું માણસ.

Manifest, n. માલની નોંધ, ભરતીઉં. v. t. ઉઘાડું કરવું. દેખાડવું. a. ઉઘાડું, દેખીતું.—ation, n. સ્પષ્ટ-ઉઘાડું-ખુલ્લું કરવું તે.—ly, ad. ખુલ્લી રીતે.

Manifesto, n. જાહેરનામું, ઢંઢેરો.

Manifold, a. પુશ્કળ, અનેક પ્રકારનું.

Manikin, n. વામનજી, ઠીંગણું માણસ.

Mankind, n. મનુષ્ય જાત.

Manner, n. પ્રકાર, રીત, ઢબ, ચાલ.—ly, a. આદરશીલ, સલુકવાળું.—ly, a. સારી ચાલનું, ભલું.—s, n. pl. માણસાઇ, આચિરણ.

Manœuvre, n. યુક્તિ, હિમ્મત, દાવ, પેચ. [વતન.

Manor, n. અમીર-સરદાર દેશાઇની જમીન, જાગીર,

Mansion, n. હવેલી, મેહેલ, મંદીર.

Manslaughter, n. મનુષ્ય વધ, માણસની કતલ.

Manslayer, n. માણસનું ખુન કરનાર.

Mantle, *n.* જબ્ભો *v. t.* સંતાડવું. *v. i.* ફેલાવવું.
Mantua, *n.* ઘાઘરો ચણીઓ.
Mantua-maker, *n.* સ્ત્રીઓનાં લુગડાં શીવનાર.
Manual, *a.* હાથનું, હસ્તકાર્ય. *n.* નાનું પુસ્તક.
Manufactory, *n.* કારખાનું, શિલ્પશાળા.
Manufacture, *n.* કસબથી-હુનરથી બનાવેલી વસ્તુ. *v. t.* હુનરથી બનાવવું-તૈયાર કરવું.—r, *n.* કારખાનાનો ધણી, કારીગર.
Manumission, *n.* છુટકારો, ગુલામગીરીમાંથી છોડવું તે.
Manure, *n.* ખાતર. *v. i.* ખાતર નાંખવું.
Manuscript, *n.* હાથનું લખેલું પુસ્તક, લેખ.
Many, *a.* ઘણા, બહુ, પુરકળ.
Map, *n.* નકશો. *v. t.* નકશો કાઢવો-ચિતારવો.—pery, *n.* નકશો ચીતરવાની કળા.
Mar, *v. t.* નુકશાન કરવું, બગાડવું.
Marasmus, *n.* ખઈ-ક્ષય રોગ.
Maraud, *v. i.* લુટને સારૂ ફરવું, લુટવું, લુટફાટ કરવી. [—er, *n.* લુટારો.
Marble, *n.* આરસપહાણનો પથ્થર, લખોટી, લખોટો. *a.* આરસપહાણનું. —hearted, *a.* ઘાતકી, કઠણ છાતીનું.
March, *n.* ઇંગ્રેજી વર્ષનો ત્રીજો મહિનો, કવાયતિ ચાલ. *v. t.* કુચ કરાવવી. *v. i.* કાયદા પ્રમાણે ચાલવું, કુચ ક-

સ્થી.—es, *n.* સીમાડો, સીમ, હદ.

Mare, *n.* ઘોડી. [ચો.

Margin, *n.* કોર, ચોપડીના પાનાનો કોરો ભાગ,હાંસી-

Marigold, *n.* ગલગોટો.

Marine, *n.* વહાણ ઉપરનો સીપાઇ. *a.* દરિયાઇ.

Mariner, *n.* ખલાશી, ખારવો.

Maritime, *a.* સમુદ્ર સંબંધી, વહાણ ખાતાનું.

Mark, *n.* નિશાની, લક્ષણ. *v. t.* નિશાની કરવી.*v. i.* ધ્યાનમાં રાખવું.—ed, *a.* નિશાની કરેલું, પ્રખ્યાત.

Market, *n.* બજાર, વેચાણ. —place, *n.* બજાર. —price, *n.* બજારભાવ.

Marksman, *n.* નિશાન મારનાર.

Marmalade, *n.* મુરબ્બો.

Marquis, *n.* ઇગ્લાંડ, ફ્રાન્સ, અને જર્મનીમાંના બીજી પંક્તિના અમીરનો ખિતાબ.

Marriage, *n.* વીવાહ, લગ્ન.

Marrow, *n.* હાડકાંનો તેલવાળો નરમ માવો—ગર, મજ્જા, સાર.—fat, *n.* એક જાતનો સ્વાદવાળો મોટો વટાણો.—y, ગર—માવા ભરેલું. [વું, લગ્ન કરવું

Marry, *v. t.* પરણાવવું, વિવાહ કરાવવો. *v. i.* પરણ-

Mars, *n.* રણદેવતા, મંગળ(જ્યોતિષમાં).

Marsh, *n.* નીચી ભીની જમીન, કાદવકીચડની જગા.

—y, *a.* ભીનાશવાળું, ભીનું. [ગોઠવવું.

Marshal, *n.* સેનાપતિ, લશ્કરનો વડો અધિપતી. *v. t.*

Mart, *n.* જ્યાં બજાર-હાટ ભરાય છે તે જગા, બજાર.

—en, *n.* એક જાતનો નોળીઓ.

Martial, *a.* લડાઈ સંબંધી.

Martin, *n.* એક જાતની ચકલી.

Martinet, *n.* સખ્ત બંદોબસ્ત રાખનાર.

Martingal, *n.* ફોરડો, જેરબંદ.

Martyr, *n.* સત્યને સારૂ પ્રાણ દેનાર, ખ્રિસ્તી ધર્મના ખરાપણાની સાક્ષીને સારૂ પ્રાણ આપનાર. —dom, *n.* પોતાના મતને સારૂ પ્રાણ આપવો તે.

Marvel, *n.* કૌતક ચમત્કાર. *v. i.* અચરત પામવું.

—lous, *a.* નવાઇ જેવું. [જાતિ.

Masculine, *a.* પુરૂષના જેવું.—gender, પુલ્લિંગ, નર

Mask, *n.* બનાવેલું મહોડું. *v. t.* વેશ ધારણ કરવો.

Mason, *n.* કડીઓ, સલાટ.—ry, *n.* સલાટનો ધંધો -કામ, ચણતર. [રાતે કરેલો ખેલ.

Masquerade, *n.* બનાવેલું મહોડું-મુખવટો પહેરીને

Mass, *n.* લોંદો. ઢગલો, સમૂહ,એક જાતની ધર્મ ક્રીયા.

Massacre, *n.* કતલ, કાપાકાપી.

Massive, *a.* ભારે, જડ, જબ્બર.

Mast, *n.* વહાણનો ડોલ.

**Master**, *n.* ધણી, શેઠ, માલિક, મહેતાજી, કારભારી.
—piece, *n.* કારીગરીનું કામ, અતી ઉત્તમ કર્મ.—y, *n.* માલિકપણું, ધણીપણું. ઉપરીપણું, ફતેહ, નિપુણતા.
**Masticate**, *v. t.* ચાવવું, વાગોળવું.
**Mastiff**, *n.* એક મોટી જાતનો જબરો અને બહાદુર [કુતરો.
**Mat**, *n.* સાદડી, ચટાઈ.
**Match**, *n.* બરોબરીઓ, લગ્ન દીવાસળી. *v. t.* બરોબરી કરવી, સામે થવું. *v. i.* લાયક થવું, પરણવું.
**Mate**, *n.* સાથી, વર અથવા વહુ.
**Material**, *n.* જણસ, ચીજ, સાહિત્ય.
**Maternal**, *a.* માનું, માતૃતુલ્ય.
**Mathematician**, *n.* ગણિતશાસ્ત્રમાં કુશળ.
**Mathematics**, *n.* ગણિત.
**Matin**, *a.* સવારનું.—s, *n.* પ્રભાતિયું.
**Matricide**, *n.* માની હત્યા કરનાર.
**Matriculate**, *v. t.* પાઠશાળાની મંડળીમાં લેવું.
**Matrimony**, *n*, વીવાહ, લગ્ન, સાદી.
**Matrix**, *n.* ગરભાશય, કમળ.
**Matron**, *n.* ઉતરતી વયની સ્ત્રી.
**Matross**, *n.* ગોલંદાજ.
**Matter**, *n.* ચીજ, વિષય, પરૂ, લોહી. *v. i.* થવું.
**Mattress**, *n.* ગાદી, રજાઈ, ગોદડી.

Mature, *a.* પાકું. *v.i.* પાકુ થવું.—ly, *ad.* પુખ્તપણાથી.
Maturity, *n.* પુખ્તપણું, પરિપકવપણું.
Maul, *n.* મોગરી. *v. t.* ડાંગ મારવી.
Maund, *n.* મણ.
Mausoleum, *n.* મોટી શોભીતી કબર. [વે એવું.
Maw, *n.* પશુનો કોઠો.—kish, *a.* ચીડ-કંટાળો આ-
Maxim, *n.* નીતિવચન, કહેવત, ધારો, કાયદો.
Maximum, *n.* સૌથી મોટી સંખ્યા.
May, *n.* મે, અંગ્રેજી વરસનો પાંચમો મહીનો.
Mayor, *n.* કોટવાળ. —ship, *n.* કોટવાળનો હોદ્દો.
—ess, *n.* કોટવાળની ઓરત.
Maze, *n.* ગલીકુંચીવાળી જગો, ઘુંચવણ.
Me, *pron.* મને.
Mead, *n.* મધ અને પાણીવાળો દારૂ, બીડ, મેદાન.
Meadow, *n.* બીડ, ઘાસવાળી જમીન.
Meagre, *a.* પાતળું, રસ રહિત, થોડું, જુજ.
Meal, *n.* ભોજન, લોટ, આટો. —y, *a* લોટના જેવું.
—y-mouthed, *a.* શરમાળ, ગઉમુખું.
Mean, *a.* નીચું, હલકી કીમતનું, તુચ્છ, મધ્યમ પદનું.
—ness, *n.* હલકાપણું, મધ્યમ પદ. [ચાલવું.
Meander, *n.* વાંકીચુંકી ગતી, ગલી કુંચી. *v.i.* વાંકુંચુંકું
Meaning, *n.* અર્થ, ઈરાદો, મતલબ.

Means, *n.* સાધન, ઈલાજ, માયા, પુંજી.
Meantime, Meanwhile, *ad.* એટલામાં.
Measles, *n.* ગોવરું, ઓરી, અછબડા.
Measure, *n.* પરિમાણ, હદ. *v. t.* માપવું. *v. i.* -નું માપ હોવું. —d, *a.* એકસરખું, સરખું, માપેલું. —less, *a.* બેસુમાર. —ment, *n.* માપણી. —r, *n.* માપણી કરનાર.
Meat, *n.* ખોરાક, મૈંસ, માંસ.
Mechanic, *n.* કારીગર, શિલ્પકાર.
Mechanics, *n.* યંત્રવિદ્યા.
Mechanism, *n*, યંત્રની રચના.
Medal, *n.* ચાંદ, કીર્ત્તિમુદ્રા.—list, *n.* જેને ચાંદ મળ્યો છે તે.
Meddle, *v. i.* કામ વગર વચ્ચે પડવું, માથું મારવું, અડકવું.—r, *n.* કામ વગર વચ્ચે માથું ઘાલનાર.—some, *a.* વગર કામે વચ્ચે પડનારું.
Medial, *a.* વચમાંનું.
Mediate, *a.* મધ્યમ, સાધારણ.—ly, *ad.* સાધને કરીને, મારફતે. *v. i.* મધ્યસ્થ હોવું.
Mediation, *n.* મધ્યસ્થી.
Mediator, *n.* વચ્ચે પડનાર, મધ્યસ્થ.
Medical, *n.* વૈદકનું, વૈદકસંબંધી.
Medicinal, *a.* ઓસડના ગુણવાળું, રોગહારી.

Medicine, *n.* ઔષધ, દવા.
Mediocrity, *n.* મધ્યમદશા, સાધારણ સ્થિતિ.
Meditate, *v. t.* કલ્પના કરવી. *v. i.* ધ્યાન ધરવું.
Meditation, *n.* ધ્યાન, વિચાર, મનન.
Mediterranean, *a.* ભુમધ્ય.—sea, *n.* ભુમધ્યસમુદ્ર.
Medium, *n.* મધ્યમ પરિમાણ, સાધન, મારફત.
Medley, *n.* પંચકુટીયું, શેળભેળ.
Meed, *n.* ઈનામ, બદલો.
Meek, *a.* ગરીબ, સાલસ.—ness, *n.* ભલમનસાઈ.
Meet, *a.* લાયક, ઉચિત. *v. i.* એકઠું થવું. *v. t.* મળવું.—ing, *n.* મંડળી, મુલાકાત, સભા.—ly, *ad.* ઘટીત રીતે.—ness, *n.* લાયકી, યોગ્યતા.
Megrim, *n.* આધાશીશી, આધોશી.
Melancholy, *n.* ખિન્નતા, દિલગીરી. *a.* ઉદાસ.
Meliorate, *v. t.* સુધારવું. *v. i.* સુધરવું.
Mellifluous, *n.* મિઠું, મધુર.
Mellow, *a.* બરોબર પાકેલું, ગળ્યું, આંખને ગમે એવું. *v. t.* પાકું કરવું. *v. i.* પાકવું.
Melodious, *a.* મધુર, સુસ્વર.
Melody, *n.* સ્વરની મીઠાશ, મધુર.
Melon, *n.* ખડબુચું, તડબુચ.

Melt, *v. t.* ગાળવું. *v. i.* દયા આવવી.
Member, *n.* શરીરનો ભાગ, મંડળીનું એક માણસ, [સભાસદ.
Membrane, *n.* શરીરના કેટલાક ભાગની અંદરની પાતળી ચામડી.
Memento, *n.* યાદગીરી. સંભારણું.
Memoir, *n.* જન્મચરિત્ર, વૃત્તાંત.
Memorable, *a.* સ્મરણ રાખવા જોગ.
Memorandum, *n.* સ્મરણ પુસ્તક.
Memorial, *n.* સ્મરણ, અરજી. *a.* યાદગીરીને માટે કીધેલું.—ist, *n.* અરજદાર.—ize, *v. t.* અરજી કરવી–આપવી.
Memory, *n.* સ્મરણ શક્તિ.
Men, *n. pl.* of man. (See man).
Menace, *n.* દહેશત, ધમકી. *v. t.* ધમકી આપવી.
Menacing, *a.* ભય ભરેલું.
Menagerie, *n.* પશુ સંગ્રહ, શિકારખાનું.
Mend, *v. t.* સમારવું, સુધારવું. *v. i.* સુધરવું.
Mendacity, *n.* જુઠાઈ, લબાડીપણું.
Mandicant, *n.* ભિખારી, ફકીર, જોગી.
Mendicity, *n.* } ભિક્ષાવૃત્તિ.
Mendicancy, *n.* }
Menial, *n.* ચાકર.

Menses, *n.* સ્ત્રીને મહિને મહિને અળગું બેસવું પડેછે તે, [ઋતુપ્રાપ્તિ.
Menstrual, *a.* પ્રતિમાસનું, માસિક.
Menstruate, *v. i.* અળગું બેસવું, ઓપઠી આવવી.
Menstrum, *n.* પાણી કરી નાંખે એવો રસ, અડકાવ.
Menstruous, *a.* રજસ્વાળા, અડકાવવાળી.
Mensurable, *n.* મપાય એવું.
Mensuration, *n.* માપણી. માપકરણ.
Mental, *a.* મનનુ, માનસિક.—ly, *ad.* મનમાંથી.
Mention, *v.t.* કહેવું. *n.* ટુકામાં બોલવું તે.—able, *a.* કહેવાય એવું.
Mephitic-al, *a.* રોગ કરતા, ઝેરી.
Mercantile, *a.* વેપારસંબંધી, વેપારનું.
Mercenary, *a.* પૈસા લઈ કામ કરનાર, લોભી. *n.* પગાર લેઇ પરરાજ્યની નોકરી કરનાર સિપાઈ.
Mercer, *n.* રેશમી અને ઉનના કાપડનો વેપારી.
Merchandise, *n.* વેપાર ધંધાની ચીજ, વેપાર.
Merchant, *n.* વેપારી, શાહુકાર. —able, *a.* વેચવા લાયક.—man, *n.* વેપારનું વહાણ.
Merciful, *a.* દયાળું, કૃપાળુ.
Merciless, *a.* ઘાતકી, દયારહિત.
Mercury, *n.* પારો, બુધનો તારો.
Mercy, *n.* ક્ષમા, દયા.

Mere, *a*. છેક, કેવળ, માત્ર.—'y.*ad*. માત્ર.
Meretricious, *a*. છીનાળ-કસબણ-રાંડનું.
Merge, *v. t*. ડબોવવું. *v. i*. ગળી જવું.
Meridian, *n*. મધ્યાન્હ, બપોર, હાલત.
Merit, *n*. યોગ્યતા, પુણ્ય.—ed, *a*. યોગ્ય.—orious, *a*. ગુણી, ગુણવાન, લાયક થયેલું.
Merlin, *n*. એક જાતનું બાજ પક્ષી.
Mermaid, *n*. મચ્છકન્યા, જલસ્ત્રી.
Merrily, *ad*. આનંદથી, રમુજી.
Merriment, *n*. ખુશાલી, હરખ, આણંદ.
Merry, *a*. આનંદી, રમુજી.
Merry-andrew, *n*. વિદુષક, મશ્કરો, રંગલો.
Meseems, *v. impers*. મને લાગે છે.
Mesh, *n*. જાળનું કાણું.
Mess, *n*. એક જણને માટે પીરસેલું અન્ન, ભેળસેળ કીધેલું તે.
Message, *n*. સંદેશો, સમાચાર.
Messenger, *n*. સંદેશો લઈ જનાર, જાસુસ.
Messiah, *n* અભિષિક્ત, ખ્રિસ્ત. —ship, *n*. અભિષ્ય વેત્તાની પદ્વી.
Met, *v. t. p.p*. of Meet (See Meet).
Metal, *n*. ધાતુ, રસ્તા ઉપર પુરવાના પથરના ઝીણા કકડા.—lic, *a*. ધાતુ સંબંધી. —liferous, *a*. ધાતુ

ઉત્પન્ન કરનારૂં. —line, *a.* ધાતુવાળું.—list, *n.* ધાતુપરિક્ષક.

Metamorphose, *v. t.*–નું રૂપાંતર કરવું.

Metamorphosis, *n.* રૂપાંતર, રૂપભેદ.

Metaphor, *n.* એક વસ્તુનું બીજી વસ્તુને નામે વર્ણન કરવું તે.—ical, *a.* રૂપક, લાક્ષણિક.

Metaphrase, *n.* યથા શબ્દ ભાષાંતર.

Metaphysics, *n.* માનસશાસ્ત્ર, આત્મતત્વ વિચાર.

Mete, *v. t.* માપવું.

Meteor, *n.* ખરતો તારો. —ic, *a.* ખરતા તારા સંબંધી. —olite, *a.* ખરતા તારામાંથી પડતો પથ્થર. —ological, *a.* વાયુ ચક્ર સંબંધી. —ology, *n.* આકાશમાં પેદા થતી વસ્તુઓની વિદ્યા.

Meter, *n.* પાણી માપવાનું યંત્ર.

Methinks, *v. impers.* મને લાગે છે કે.

Method, *n.* રીત, નિયમ, બંદોબસ્ત, વર્ગીકરણ.—ise, *v. t.* નિયમસર ગોઠવવું. —ist. *n.* નિયમ પ્રમાણે ચાલનાર, જૉનવેસ્લીએ શીખવેલું મત માનનાર.

Metonymy, *n.* એક શબ્દને બદલે બીજો શબ્દ મુકવાથી થએલો અલંકાર.

Metre, *n.* છંદ, છંદરચના.

Metrical, *a.* છંદને લગતું.

Metropolis, *n.* રાજધાની, મુખ્ય શેહેર. [જલદ.
Mettle, *n.* ધમક, પાણી, હિમ્મત.--d. *a.* પાણીદાર.
Mew, *n.* જળકુકડી, પાંજરૂં, *v. i.* મ્યાઉં મ્યાઉં કરવું.
Mewl, *v.t.* દુઃખથી નાના છોકરાની માફક ઉઆં ઉઆં કરવું.
Miasma, *n.* ઝેરી હવા.
Mice, *n. pl.* of Mouse. (See Mouse).
Microscope, *n.* સુક્ષ્મદર્શક યંત્ર.
Mid, *a.* વચલું.--day, *n.* બપોર, મધ્યાન.—land, *n.* સમુદ્ર કિનારાથી દૂરનું. --night, *n.* મધ્યરાત. --riff. *n.* પેટનો વચલો પડદો --shipman, *n.* વહાણપરનો એક અમલદાર.--way, *n.* અરધો રસ્તો. *a.* મધ્યનું. *ad.* અધવચ.
Middle, *n.* મધ્ય ભાગ. *a.* વચલું, મધ્યનું. --aged, *a.* મધ્ય ઉમ્મરનું.--most, *a.* વચ્ચો વચનું.
Middling, *a.* સાધારણ, વચલા વાંધાનું.
Midst, *n.* મધ્ય ભાગ. *ad.* મધ્યે.
Mid-summer, *n.* દક્ષણાયન, ભર ઉન્હાળો.
Mid-wife, *n.* સોયાણી, દાઇયાણી.
Mid-wifery, *n.* દાઈનું કામ, ગર્ભમોચન વિદ્યા.
Mid-winter, *n.* ઉત્તરાયણ, ભર શિયાળો.
Mien. *n.* ચેહેરો, શિકલ.
Might, *n.* શક્તિ, જોર.---y, *a.* પરાક્રમી.

Migrate, *v.t.* દેશાંતર જવું.
Migration, *n.* દેશાંતર,વિદેશગમન, જગા બદલવી તે.
Migratory, *a.* દેશાંતર જઈ રહેનાર.
Milch, *a.* દુઝણી, દુઝતી.
Mild, *a.* નમ્ર, દયાળુ.—ness. *n.* શાંતપણું.
Mildew, *n.* ફુગ. *v.t.* ફુગ ચઢવી.
Mile, *n.* ૫૨૮૦ ફીટનું લંબાઈનું માપ, અર્ધ કોસ.
—stone, *n.* મૈલ બતાવનાર પથ્થર.
Militant, *a.* લઢનારૂં.
Military, *a.* સિપાઈનું, લશ્કરી, *n.* લશ્કર.
Militia, *n.* કામ પડે તો લઢવું, નહીં તો પોતાનો ધંધો કરવો એવી શરતે રાખેલું લશ્કર.
Milk, *n.* દુધ. *v. t.* દોહોવું.—maid, *n.* દુધ દોહોનારી-વેચનારી.—man, *n.* દુધ વેચનારો.—pail, *n.* દુધનું વાસણ. —sop, *n.* દુધમાં પલાળી મુકેલી રોટલી, બાયલો માણસ.—tooth, *n.* દુધીઓ દાંત. —white, *a.* દુધ જેવું ધોળું. —y, દુધનું કરેલું. —y-way, *n.* આકાશ ગંગા, આકાશમાં જે રાતે લાંબો સફેદ લીટો નદી આકારે પડેલો દેખાય છે તે.
Mill, *n.*ઘંટી,સંચો.—cog, *n.*દાંતો.—er,*n.*દળનાર.
Millet, *n.* બાજરી. [*n.* સ્ત્રીઓનાં માથાનો પોષાક.
Milliner, *n.* સ્ત્રીના માથાનો પોશાક બનાવનાર.—y,

Million, *n.* દશ લાખ, ૧૦,૦૦૦,૦૦ —aire, *n.* લક્ષાધિપતિ.
Millstone, *n.* ઘંટીનું પડ.
Milter, *n.* નર માછલું.
Mimic, *v. t.* નકલ કરવી.—ry, *n.* નકલ, ચાળા.
Minaret, *n.* ઉંચો મિનારો, શિખર, મનારો.
Mince, *v. t.* ઝીણા કડકા કરવા. *v. i.* ઠમકતા ચાલવું, અડધુંપડધું બોલવું. *n.* છુંદો, ખીમો.
Mind, *n.* મન, જ્ઞાનશક્તિ. *v.t.* ધ્યાન આપવું, ધ્યાન રાખવું.—ed, *a.* ધારણા રાખતું.—ful, *a.* સાવધ.
Mine, *n.* ખાણ. *a.* મારૂં. *v.t.* ખોદવું.—r, *n.* ખાણ ખોદનાર.—ral, *n.* ધાતું, ખનીજ. —ralogy, *n.* ધાતુવિદ્યા.
Mingle, *v. t.* મેળવવું, વેહેવાર રાખવો.
Miniature, *n.* નાની તસવીર–છબી.
Minikin, *a.* નહાનું, સુક્ષ્મ. *n.* લાડકવાયું.
Minim, *n.* ટીપું, ઠીગણું માણસ.
Minimum, *n.* કનિષ્ટ સંખ્યા.
Minion, *n.* વહાલું–માનીતું, હૈયાનો હાર, મુછનો બાળ.
Minister, *n.* કામદાર, પ્રધાન, પાદરી.
Ministry, *n.* પ્રધાન મંડળ, ઉપાધ્યાપણું.
Minium, *n.* સિંદૂર.

Minor, n. કાચી ઉમ્મરનું. a. નાનું.--ity, n. બાલ્યાવ-
Minster, n. દેવળ, મંદીર. [સ્થા.
Minstrel, n. વગાડનાર અને ગાનાર, ગવૈઓ.
Mint, n. ટંકશાળ, ફુદનો. v. t. શિક્કા પાડવા.
Minus, n. બાદબાકીનું ચિન્હ,(−) a. ઓછું.
Minute, n. મિનિટ, નોંધ. v. t. મતની નોંધ કરવી.
--book, n. શેરો લખવાની ચોપડી.--hand, n. ઘડીઆળનો મિનિટ કાંટો.
Minute, a. બારીક.
Minutiæ, n. બારીક-સૂક્ષ્મ વાત.
Miracle, n. ચમત્કાર, દેવકર્મ.
Miraculous, a. દેવકર્મથી થાય એવું, અદ્ભુત.
Mirage, n. મૃગજળ, ઝાંઝવાં.
Mire, n. કાદવ, કીચડ.
Mirror, n. આરસી. v.t. દેખાડવું.
Mirth, n. હાસ્યવિનોદ.
Miry, a. કાદવવાળું.
Misanthrope, n. માણસનો ધિક્કાર કરનાર. [વું.
Misapply, v. t. જેને જે લાગતું નથી તેને તે લગાડ-
Misapprehend, v. t. બરાબર નહી-ખોટું સમજવું.
Misbehave, v. i. ખરાબ રીતે ચાલવું, ખોટું કરવું.
Miscarriage, n. નિષ્ફળતા, ગર્ભ પડવો તે, કસુવાવડ.

Miscarry, *v. i.* નિષ્ફળ થવું, ગર્ભપાત થવું.
Miscellaneous, *a.* અનેક જાતનું, પરચુરણ.
Miscellany, *n.* અનેક સંગ્રહ ગ્રંથ.
Mischief, *n.* નુકસાન, દુષ્ટપણું, આફત.
Mischievous, *a.* નુકસાનકારક, તોફાની.
Misconception, *n.* ખોટો વિચાર-તર્ક.
Misconduct, *n.* દુરાચાર, ખોટા આચરણ.
Misconstrue, *v.t.* ઉલટો અર્થ કરવો, ખોટું સમજવું.
Miscreant, *n.* નાસ્તિક, લુચ્ચો.
Misdeed, *n.* કુકર્મ, દુષ્ટ કર્મ.
Misdemeanor, *n.* કુચાલ, અનીતિ,
Miser, *n.* કંજુસ. —able, *a.* દુઃખી, પાજી.—y, *n.* દુઃખ, ભારે દુઃખ, સંકટ, કષ્ટ.
Misfortune, *v. t.* દુર્ભાગ્ય, વિપત્તિ.
Misgive, *v. t.* અંદેશો રહેવો.
Misgiving, *n.* શક, અંદેશો.
Misgovernment, *n.* અંધેર કારભાર, રાજની અંધાધુંધી.
Misguide, *v. t.* ભમાવવું.
Mishap, *n.* દુઃખ, સંકટ.
Misinform, *v. t.* ખોટી ખબર આપવી.
Misinterpretation, *n.* ઉલટો અર્થ કરવો તે.
Mislay, *v. t.* ખોટું મુકવું, ગેરવલે પાડવું.

Mislead, *v. t.* ભમાવવું. [હીવટ.
Mismanage, *v.t.* અંધેર ચલાવવું —ment, *n.* અંધેર વ-
Misplace, *v. t.* જોઇએ તે જગ્યાએ ન મુકવું.
Misprint, *v. t.* છાપવામાં ભુલ કરવી.
Mispronouce, *v. t.* અશુદ્ધ ઉચ્ચાર કરવો.
Misrepresent, *v. t.* ખોટી હકીકત કહેવી.
Misrule, *n.* અંધેર રાજ્ય.
Miss, *n.* ખોટ, છોકરી. *v.t.* ભુલવું, નિષ્ફળ થવું, ચુકવું.
Missile, *n.* છુટું મારવાનું હથીઆર. *a.* ફેંકાય એવું.
Mission, *n.* મોકલવું તે, પ્રેરિતત્વ, પ્રેરણા, હેતુ.
Mist, *n.* ધુમર, અંધારી.—y, *a.* ધુમરવાળું.
Mistake, *n.* ખોટો વિચાર, ભ્રાંતિ, ભૂલ. *v. t.* ભૂલવું.
*v. i.* ભૂલ કરવી.
Mister, *n.* શેઠ, સાહેબ.
Mistletoe, *n.* ઝાડ ઉપર ઉગતો એક જાતનો વેલો.
Mistranslate, *v.* t. અશુદ્ધ ભાષાંતર કરવું.
Mistress, *n.* શેઠાણી, ઘર ધણીઆણી.
Mistrust, *n.* અવિશ્વાસ. *v. t.* ભરોંસો ઉઠવો.
Misunderstand, *v.t.* ઉંધો અર્થ કરવો, ખોટું સમજવું.
Misuse, *v. t.* નઠારી રીતે વાપરવું.
Mitigate, *v. t.* શાંત પાડવું, ઓછું કરવું.
Mix, *v. t.* મિશ્ર કરવું, એકઠું કરવું. *v.i.* મળી જવું.

Mixture, *n.* મેળવણી, મિશ્રણ.
Mizzle, *v. i.* ઝરમર ઝરમર વરસવું.
Mnemonic, *a.* સ્મરણશક્તિને મદદ આપે એવું.
Moan, *n.* અફસોસ ભરેલો અવાજ.
Moat, *n.* કિલ્લાની આસપાસ ખોદેલી ખાઇ, ચર.
Mob, *n.* દંગાખોરોનું ટોળું. *v. i.* ભીડ થવી.
Mobility, *n.* ચાલવાની શક્તિ. [*n.* ચેષ્ટા, મશ્કરી.
Mock, *n.* ઠઠ્ઠો, ખોટું. *v.t.* or *v.i.* ચાળા પાડવા.—ery,
Mode, *n.* સંસ્કાર, રીત, રૂઢી [નાવવું.
Model, *n.* નમુનો, ઓતવાનો સંચો. *v. t.* ઘડવું, બ-
Moderate, *a.* નિયમિત, મિતાહારી. *v. t.* નરમ પાડ-
વું. *v. i.* શાંત પડવું.
Moderation, *n.* મધ્યમતા, કરકસર, વિવેક, સમાનવૃત્તિ.
Moderator, *n.* પ્રમુખ, શાંત પાડનાર.
Modern, *a.* અર્વાચીન, હાલનું.—ise, *v. t.* અર્વાચીન
રીતને અનુસરતું કરવું.
Modest, *n.* મર્યાદશીલ.—y, *n.* મર્યાદા, નમ્રતા.
Modicum, *n.* અલ્પાંશ, થોડો ભાગ.
Modify, *v. t.* રૂપાંતર કરવું, નરમ પાડવું. [કાર.
Modification, *n.* રૂપ બદલવું તે, રૂપભેદ, ફેરફાર, વિ-
Modulate, *v. t.* ઉંચો નીચો સ્વર કરવો.

Module, *n.* નમુનો, ઘાટ, આકાર.
Moiety, *n.* અડધ ભાગ. [*n.* ભીનાશ.
Moist, *a.* ભીનું, ભેજવાળું.—en, *v.t.* પલાળવું.—ness,
Molar, *a.* ચાવવાનું, દાઢનું.
Molasses, *n.* ગોળ, કાકવી.
Mole, *n.* શરીર ઉપર ચાઠું, (તલ.) છછુંદર.—hill, *n.* ઝીણાં જનાવરે કરેલો માટીનો ઢગલો.
Molecule, *n.* કણ, અણું, રજ. [રકત.
Molest, *v. t.* તસ્દી આપવી.—ation, *n.* ઉપદ્રવ, ઉ-
Mollify, *v. t.* નરમ કરવું.
Moment, *n.* પળ, અગત્ય.—ary *a.* ક્ષણભંગુર.—uous, *a.* વજનદાર, અગત્યનું.—um, *n.* ગતીવેગ.
Monarch, *n.* રાજા, મહારાજા, અધિરાજ.—y, *n.* રાજ્ય, એક રાજાની સત્તા.
Monastery, *n.* મઠ, ધુણ્યાલય.
Monastic, *a.* મઠવાસ સંબંધી.
Monday, *n.* સોમવાર, ચંદ્રવાર.
Money, *n.* પૈસા.—broker, *n.* નાણાંનો દલાલ. —changer, *n.* નાણાવટી, સરાફ.—ed, તાલેવંત, *a.* ધનવાન.—lender, *n.* નાણાં ધીરનારો.—less, *a.* ધનવિનાનો, કંગાલ, નિર્ધન.
Monger, *n.* વેપારી-રોજગારી, વસ્તુ.

Mongrel, *a.* મિશ્ર જાતનું. [ફીદનું.
Monitor, *n.* ચેતવણી આપનાર, શિક્ષક.—y, *a.* તા-
Monk, *n.* મઠવાસી.—ery, *n.* મઠવાસ, સંસાર ત્યાગ.
Monkey, *n.* વાંદરો, માંકડું.
Monody, *n.* એક જણને ગાવાનું શોકનું ગીત.
Monopolize, *v.i.* કોઈ જાતનો બધો માલ એક જણે-જ પોતાના કબજામાં લેવો,
Monotonous, *a.* કંટાળો ઉપજાવે એવું, એક સરખું.
Monsoon, *n.* ચોમાસું, ચત્રમાસ.
Monster, *n.* રાક્ષસ, અદ્ભુત.
Monstrous, *a.* વિલક્ષણ, અઘોર.
Month, *n.* મહીનો. [ણસ્થંભ.
Monument, *n.* જેથી સ્મરણ રહે એવો પદાર્થ, સ્મર-
Mood, *n.* પ્રકૃતી, મીજાજ, અર્થ(વ્યાકરણમાં)—y, *a.* ચીડિયું, મીજાજમાં રહેલું. [ચાંદરણું.
Moon, *n.* ચંદ્ર.—beam, *n.* ચંદ્રકિરણ.—light, *n.*
Moor, *v. t.* લંગર નાંખી વહાણ બાંધવું, *n.* હબસી, ભિનાસ અને ઘાસવાળું મેદાન.
Moot, *v. t.* ચરચા કરવી, વાદ કરવો, દરખાસ્ત કરવી. *a.* તકરારી.—case, *n.* તકરારી મુકદમો.
Mopish, *a.* ઉદાસ, ખિન્ન, શોકાતુર.
Mop, *n.* કુચો, કુચડો. *v.t.* કુચડાથી સાફ કરવું.

Mope-eyed, *a.* ઉંધી પુતળીનું.

Moppet, *n.* લુગડાનું પુતળું-બાવલું.

Moral, *n.* સાર. *a.* સદાચારી, સારૂં માઠું.—ist, *n.* નીતિ ઉપદેશક.—ity, *n.* નીતિ શાસ્ત્ર.—ize, *v. t.* નીતિને રસ્તે લાવવું. *v. i.* સાર કાઢવો.—s, *n. pl.* આચરણ.

Morass, *n.* પોચી અને ભીની જમીન.

Morbid, *a.* રોગી.—ness, *n.* બીકારીપણું.

Mordacious, *a.* આકરૂ, સખત. [ઉપરાંત.

More, *a.* અધિક.(સંખ્યામાં) ઘણું.—over, *ad.* વળી,

Morn, Morning, *n.* સવાર, વહાણું, પ્રાતઃકાળ.

Morning-star, *n.* સવારે દેખાતો સુક્રનો તારો.

Morrose, *a.* બળીએલ.

Morrow, *n.* આવતી કાલ.

Morsel, *n.* કોળીઓ, નવાલો, ટુકડો, કકડો.

Mortal, *a.* મર્ણાધિન, જીવ લે તેનું.—ity, *n.* મૃત્યુ, મરણ.—ly, *ad.* અતિશય, બેહદ.

Mortar, *n.* ખાંડણી, ખલ, કોલ.

Mortgage, *n.* ઘરેણે મુકવું તે. *v. t.* ગરવી-ઘરેણે મુકવું.—e. *n.* ગીરો રાખનાર.—r, *n.* ગીરો મુકનાર.

Mortify, *n.* માન ખંડન કરવું, મારવું.—ing, *a.* માન ભંગ કરતું.

Mosque, *n.* મસીદ.

Moss, *n.* લીલ.—y, *a.* લીલવાળું.

Most, *a.* સૌથી ઘણું.—ly, *ad* ઘણું કરીને.

Mote, *n.* અણું, કણ, રજ, લેશ.

Moth, *n.* ઉધઈ, કીડો.—eaten, *a* ઉધાઈ ખાયેલું.

Mother, *n.* મા, માડી.—in-law, *n.* સાસુ. —ly, *a.* મા જેવું. —of pearl, *n.* મોતીની છીપ. —tongue. *n.* સ્વભાષા.—wit, *a.* સ્વભાવિક. —y, *a.* કાંકરીવાળું

Motin, *n.* ચાલ, ચાળા.—less, અચળ, સ્થિર.

Motive, *n.* કારણ, મતલબ.

Motley, *n.* પંચરંગી, રંગબેરંગી.

Motto, *n.* વાકય, મુદ્રાલેખ, વચન.

Mould, *n.* નરમ મટોડી ઉબ,દ્રવ્ય, પ્રકૃતી.—ing, *n.* બીબાનો ઘાટ.—y, *a.* ઉબઇ ગયેલું.

Moulder, *v. t.* ધુળ થઈ ખરી પડવું, નાશ થવો.

Moult, *v. i.* પીછાં બદલવાં.

Mound, *n.* બાંધ, ટેકરી. *v.t.* બંધ-પુસ્તો બાંધવો.

Mount, *n.* ટેકરી, ઉંચી જગા. *v. t.* ચડી બેસવું, સ્વારી કરવી.—ed, *a.* શણગારેલો, ચઢેલો.—ing, *n.* શણગાર, ચઢાવ. [હેનાર.—ous, *a.* પાહાડી.

Mountain, *n.* પર્વત.—eer, *n.* પહાડ પર્વત ઉપર ર-

Mourn, *v. t.* or *i.* શોકથી કરવો.--er, *n.* રડનાર, સુતકી.--ful, *a.* ગમગીન, શોક ભરેલું.--ing, *a.* શોક કરતું. *n.* દીલગીરી, શોક.

Mouse, *n.* ઉંદર.—trap, *n.* ફાળવાઈ.

Mouth, *n.* મોઢું, મુખ.--friend, *n.* ઉપર ઉપરથી દોસ્તી દેખાડનાર મિત્ર--ful, *n.* કોળીઓ.

Move, *v. t.* હલાવવું, ખસેડવું, ચલાવવું, દરખાસ્ત કરવી.--able, *a.* એક જગોએથી બીજી જગાએ લઈ જવાય એવું.--ables, *n.* જંગમ માલ. --ment, *n.* હાલચાલ,--r, *n.* દરખાસ્ત કરનાર. [રીતે.

Moving, *a.* અસરકારક.—ly, *ad.* દયા પેદા કરે એવી

Mow, *v. t.* દાતરડાએ કાપવું.--er, *n.* કતલકરનાર.

Much, *a.* ઘણું, બહુ, પુષ્કળ.

Mucid, *n.* ચાકણું, ઉતરી ગયેલું. [ણુસ.

Muck, *n.* છાણ, ખાતર.—worm, *n.* મખીચુસ મા-

Mucus, *n.* મળ --of the throat. બળખો, બળગમ.—of the nose. લીંટ. [રવું.—dy, *a.* મેલું.

Mud, *n.* કાદવ.--dle, *v. t.* ડોહોળી નાંખવું, ફેરીક-

Muff, *n.* ચામડાના રૂવાંવાળા સ્ત્રીના હાથના મોજા.—in, *n.* નાસ્તા વખતે ખાવાની પુરી.—er, *n.* બુરખો, ઘુમટો.

Muffle, *v. t.* લુગડું વીંટવું, વીંટાળવું, છુપાવવું.

Mug, *n.* પવાલુ.
Muggy, *a.* ભીનું, શરદીવાળું.
Mulberry, *n.* શેતુરી, શેતુરનું ઝાડ.
Mulct, *n.* દંડ, ગુન્હેગારી. *v. t.* દંડ કરવો.
Mule, *n.* ખચ્ચર.—teer, *n.* ખચ્ચરવાળો.
Mulish, *a.* હઠીલું.
Multifarious, *a.* ભાત ભાતનું, અનેક પ્રકારનું.
Multinominal, *a.* અનેક નામવાળું.
Multiple, *n.* ભાજ્ય.(ગણીતમાં)સાધારણ ભાજ્ય.
Multiplicand, *n.* ગુણ્યાંક.
Multiplication, *n.* વધારવું તે, ગુણાકાર.
Multiplicity, *n.* બહુપણું, પુષ્કળપણું.
Multiplier, *n.* ગુણકાંક, ગુણક.
Multiply, *v. t.* વધાવવું, ગુણાકાર કરવો.
Multitude, *n.* મોટી સંખ્યા, જથ્થો.
Mum, *interj.* ચુપ! *a.* મુગું. *n.* જવનો દારૂ.—ble, *v. i.* બડબડવું, હોઠ બીડીને ખાવું.
Mummy, *n.* ખુશબોદાર પદાર્થ ભરીને રાખેલું મુડદું.
Mundane, *a.* આ લોકનું.
Municipal, *a.* કરણા-શેહેરનું, શેહેર સુધરાઈનું.
Municipality, *n.* જીલ્લો, શેહેર સુધરાઈ ખાતું.
Munificent, *a.* ઉદાર, સખી, ધોતાળ

Munition, *n.* યુદ્ધ સામગ્રી.

Murder, *n.* ખુન, *v. t.* ખુન કરવું.—er, *n.* ખુન કરનાર.—ous, *a.* ઘાતકી.

Murky, *a.* કાળું, અંધારૂં.

Murmur, *n.* બડબડાટ. *v. t.* બડબડવું.

Muscle, *n.* માંસના તંતુ, માંસ રજ્જુ.

Muscular, *a.* માંસના તંતુ સંબંધી, જોરાવર.

Muse, *n.* સરસ્વતી. *v. t.* ધ્યાન ધરવું. [કલાલય.

Museum, *n.* ચમત્કારીક પદાર્થોનું સંગ્રહસ્થાન, કૌ-

Music, *n.* વાદ્યવિદ્યા, ગાયન.

Musician, *n* ગવૈયો. [*n.* બડબુચું.

Musk, *n.* કસ્તુરી.—deer, *n.* કસ્તુરી મૃગ.—melon,

Musket, *n.* બંદુક.—eer, *n.* બંદુકવાળો.

Muslin, *n.* મલમલ. *a.* મલમલનું.

Must, *v. i.* જોઇએ, જરૂર પડવી, ઊણ આવવી.

Mustache, *n.* મુચ્છ.

Mustard, *n.* રાઇ.

Muster, *v. i.* એકઠું થવું. હાજરી. *v. t.* એકઠું કરવું, લશ્કરનીહાજરી લેવી.—roll, *n.* લશ્કરનું હાજરી પત્રક.

Mutable, *a.* બદલાય એવું.

Mute, *a.* મુગું, ચુપ.

Mutilate, *v. t.* શરીરનો ભાગ કાપવો.

Mutineer, *n.* બળવાખોર, દંગાખોર.

Mutiny, *n.* બળવો.

Mutter, *v. i.* કોઇ સાંભળે નહીં તેની રીતે રીસમાં બોલવું, ગડગડવું.—er, *n.* લવલવ કરનાર. —ing, *n.* બડબડાટ, લવરી.

Mutton, *n.* ખાવાનું મેંઢાનું માંસ.

Mutual, *n.* પરસ્પર.

Muzzle, *n.* બંદુક વિગેરેનું મોઢું, જનાવરને બાંધવાની મોઢી-જાળી. *v. t.* મોઢું બાંધવું.

My, *pron.* મારૂં.

Myopy, *n.* ટુંકી-પાસેની નજરવાળું.

Myriad, *n.* દસ હજાર, અયુત.

Myrrh, *n.* હીરાબોળ, બોળ.

Myself, *pron.* મારી મેળે, પોતે, જાતે.

Mysterious, *a.* ન સમજાય એવું, ગુઢ.

Mystery, *n.* છાની રાખેલી વાત.

Mystic, *a.* ગુપ્ત.

Mythic, *a.* કલ્પિત.

Mythology, *n.* પુરાણોક્ત ઇતિહાસ, આગળની કથા.

# N.

N, ઇંગ્રેજી મુળાક્ષરનો ચૌદમો અક્ષર.
Nab, *v. t.* ઝુંટવું, ખુંચાવી લેવું,છીનવી લેવું.
Nadir, *n.* અધોબિંદુ.
Nag, *n.* ટટ્ટુ, ઘોડું.
Naiad, *n.* જળ દેવી-દેવતા.
Nail, *n.* નખ, ખીલો. *v.t.* ખીલા મારવા-મારી જડવું.
Naked, *a.* ઉઘાડું, ખુલ્લું, નાગું.
Name, *n.* નામ, કીર્તિ. *v.t.* નામ રાખવું-પાડવું-આપવું, નામ દેવું-લેવું.—less, *a.* નામ વગરનું.—ly, *ad.* એટલે, ઈયાને.—sake, *n.* નામરાશી.
Nap, *n.* રૂઆંટી. *v. i.* ઝોલું આવવું.
Nape, *n.* ડોક, ગરદનનો પાછલો સાંધો, બોચી.
Naphtha, *n.* નખ તેલ.
Napkin, *n.* મોઢું-હાથ લુછવાનો રૂમાલ.
Narcotic, *a.* નીંદ્રાજનક(ઔસડ).
Nard, *n.* જટામાસી.
Narrate, *v. t.* કથા-વાત કહેવી, હકીકત કહેવી.
Narration, *n.* કથા, કથન.
Narrative, *n.* વાત,વારતા,વૃત્તાંત. *a.* કથા-વાર્તાનું.
Narrow, *a.* સાંકડું, નાનું, થોડું. *v. t.* સાંકડું-કમી કરવું.—minded, *a.* સાંકડા મનનું,ઓછી બુદ્ધિનું.

—ness, *n.* સાંકડાપણું.—s, *n. pl.* સાંકડા રસ્તા—મારગ.

Nasal, *n.* અનુનાસિકવર્ણ. *a.* નાકનું.

Nasty, *a.* મેલું, ગંદુ, નઠારૂં.

Natal, *a.* જન્મ સંબંધી.—day, જન્મનો દિવસ.

Nation, *n.* પ્રજા, લોક, કોમ. —al, *a.* લોકનું, લોક સંબંધી-ને લગતું.—ality, *n.* સ્વદેશાભિમાન,જાતિ અભિમાન.

Native, *n.* જન્મવાસી, રહેવાશી *a.* જન્મનું, સ્વભાવિક.

Nativity, *n.* જન્મ, ઉત્પત્તિ, ઉદય, જન્મપત્રિકા.

Natron, *n.* સાજીખાર.

Natural, *a.* સ્વભાવિક, કુદરતી. *n.* જન્મથી ઘેલું માણસ. —ist, *n.* કુદરતી તવારીખ જાણનાર. —ize, *v. t.* દેશનું કરવું, દેશી કરીને ગણવું.—ly, *ad.* કુદરતથીજ, સ્વભાવથીજ.—ness, *n.* કુદરતી–સ્વભાવીક ગુણ.

Nature, *n.* જગત, દુનીઆ, માયા, પ્રકૃતિ, સ્વભાવ, [ગુણ, જાત.

Naught, *n.* કંઈજ નહીં તે. *a.* નઠારૂં, ખરાબ.—iness, *n.* ઉદ્ધતાઈ, ભુંડાપણું.—y, *a.* ખરાબ, નઠારૂં, લુચ્ચું, દાંડ.

Nausea, *n.* ઓકારી, વહાણમાં આવતા ચક્કર-ફેર-તમ્મર.—te, *v. t.* ઉંટાગો આવવો, ઓકારી ખાવી.

Nautical, *a.* વહાણ ચલાવવા સબંધી.
Naval, *a.* નાવિક-વહાણનું,વહાણના કાફલા સંબંધી.
Nave, *n.* પૈડાંનો વચલો ભાગ, નાયડી.
Navel, *n.* ડુંટી, નાભિ.
Navigable, *a.* વહાણ જવા જોગ, નૌકાગમ્ય.
Navigate, *v. t.* વહાણે જવું આવવું, સફર કરવી.
Navigation, *n.* નૌકાશાસ્ત્ર, દરિયાની સફર.
Navy, *n.* વહાણનો કાફલો, અર્માર.
Nay, *ad.* ના, નહીં, એટલુંજ નહીં.
Neap, *a.* ઓછું. થોડું, કમી.
Neaptide, *n.* છઠ સાતમની ભરતી, નાનો જુઆળ.
Near, *a.* પાસે, નજદીક, નિકટ.—er-est, *a.* પાધરૂં, સીધું.—ly, *ad.* નજીક.—sighted, *a.* ટુંકી નજરવાળું.
Neat, *a.* સ્વચ્છ. [—herd, *n.* ગોવાળીઓ.
Neat, *n.* ગૌ જાતનાં જનાવર, ગાય, ગોધા વિગેરે.
Neb, *n.* નાક, આણી.
Necessary, *n.* સંડાસ. *pl.* અગત્યની વાત, ધાનલુગડાં. *a.* જરૂરનું, અગત્યનું.
Necessitate, *v. t.* જરૂર પાડવી.
Necessitous, *a.* ઘણુંજ કંગાલ, મુસીબતવાળું.
Necessity, *n.* જરૂર, જરૂરીઆત, અગત્યતા.

Neck, *n.* ગરદન, સાંકડો ભાગ.—cloth, *n.* ગળેબંધ.—lace, *n.* માળા, હાર, કંઠી, કાંઠલી.

Necromancer, *n.* ઈલમી, જાદુગર.

Necromancy, *n.* ધંતરમંતર, જાદુ.

Nectar, *n.* અમૃત, સુધા.

Need, *n.* ગરજ, જરૂર, અંગત્ય, ગરીબી, પ્રયોજન. *v.t.* ગરજ પડવી. *v.i.* જોઈએ.—ful, *a.* જોઈતું.—less, *a.* નિર્થક, નકામું.—s, *ad.* અવશ્ય કરીને.—y, *a.* કંગાળ, દરિદ્રી. [શીવવાનું કામ.

Needle, *n.* સોય, હોકાયંત્રનો કાંટો.—work, *n.*

Nefarious, *a.* અતી દુષ્ટ, અઘોર, ઘાતકી.

Negation, *n.* નકાર, (તર્કશાસ્ત્રમાં) અભાવ.

Negative, *a.* નકારનું, અસ્વિકાર સૂચક, ગેરહાજરી દેખાડનાર. *v. t.* ના કહેવી.—ly, *ad.* નિષેધ કરીને.

Neglect, *n.* ભુલી જવું તે, ગફલત, ભુલ, ત્યાગ. *v. t.* ગફલત કરવી, જતન ન કરવું.—ful, *a.* બેપરવા, ભુલકણું.

Negligent, *a.* આફેલ, વિસરી જાય એવા સ્વભાવનું.

Negotiate, *v. i.* ભાંજગડ કરવી, બોલાચાલી-બંદોબસ્ત-કોલકરાર કરવો.

Negotiation, *n.* ભાંજગડ.

Negro, *n.* હબસી, સીધી.

Neigh, *v.i.* ખોંખારવું,હણહણવું.—ing,*n.*ખોંખારો.
Neighbour, *n.* પાડોશી, ઘરની પડખે-પાસે રહેનાર.
*a.* પડોશનું.—hood,*n.* પડોસ, પાસેની-નજદીકની
જગા.—ing,*a.*પડોસનું,પાસેનું.—ly,*a.*મળતાવડું.
Neither,*a.*બેમાંનું એકે નહીં,આ પણ નહીં ને તેપણ નહીં.
Neoterick, *a.* હાલનું, ચાલતું.
Nephew, *n.* ભત્રીજો, ભાણેજ.
Nephritic-al, *a.* મુત્ર પિંડનું, મુત્રપિંડના રોગવાળું.
Nepotism, *n.* હક નાહક ભત્રીજાની અથવા સગાંની
ચઢતી કરવી. [ગૃહ.
Neptune, *n.* વરૂણ દેવ, યુરેનસ ગૃહની પછી આવતો
Nerve, *n.* જ્ઞાનતંતુ, શરીરનું જોર, હિમ્મત, ધીરજ.
—less, *a.* નબળું, અશક્ત.
Nervous, *a.* જરામાં ગભરાય એવું, જોરાવર.
Nescience, *n.* અજાણપણું, અજ્ઞાન.
Nest, *n.* માળો, આશ્રમ.
Nestle, *v. i.* સુખેકરીને રહેવું-વસવું.
Net, *n.* જાળ, ફાંસો, બંધન. [નીચેનું.
Nether,*a.*નીચેનું, હેઠેનું.—most, *a.* સરવથી હેઠળ-
Nettle, *n.* કૌવચ. *v. t.* ચીડવવું.
Neurology, *n.* જ્ઞાનતંતુ, વિદ્યા.
Neuter, *n.* અસગ, ત્રાહિત માણસ, મધ્યસ્થ. (વ્યાક-

રણમાં) નપુષક લિંગનું, હીજડો.

Neutral, *n.* લડનારાઓમાંના કોઈનો પક્ષ નહીં ધરનાર.—ize, *v. t.* અશક્ત-નિર્બળ કરવું, નિષ્ફળ કરવું.

Never, *ad.* કદી-હરગીસ નહીં.—theless, *ad.* તોપણ.

New, *a.* નવું, અજાણ્યું, કોરૂં કડકડતું.—fangled, *a.* નવી યોજનાનું, કલ્પનાનું.—ly, *ad.* હાલનું, તરતનું.

News, *n.* ખબર, સમાચાર, વર્તમાન.—monger, *n.* ગપ્પીદાસ. —paper, *n.* વર્તમાનપત્ર.

Next, *a.* ઘણુંજ પાસેનું, લગોલગનું. *ad.* પછી, બીજું.

Nib, *n.* કલમની કત, ટાંક, અણી, આંચ.

Nibble, *v. t.* ધીમે ધીમે કરડવું, કોતરી ખાવું. *v. i.* હલકી ટીકા કરવી.

Nice, *a.* સુંદર. નાજુક, લેહેજતદાર, સ્વાદિષ્ટ.—ty, *n.* બારીક નજર-દ્રષ્ટિ, સુક્ષમ ફેર.

Niche, *n.* (પુતળાં વગેરે મુકવાને સારૂં) દીવાલમાંનો [ગોખલો.

Nick, *n.* બરાબર, એનુ વખત.—nacks, *n.* આચરકુચર-હલકો સામાન.

Nickname, *n.* નિંદાસુચક નામ, મશ્કરીનું નામ.

Nictate, *v. i.* આંખની ઈસારત કરવી.

Nictation, *n.* આંખનો પલકારો મારવો તે.

Niece, *n.* ભત્રીજી, ભાણેજ.

Niggard, *n.* કંજુસ માણસ. *a.* કંજુસ, લોભી.

**Nigh**, *ad.* પાસે, નજીક, કને.

**Night**, *n.* રાત્રી, રાત.—cap, *n.* રાતે સુતી વખત પહેરવાની ટોપી.—fall, *n.* સંધ્યાકાળ, દીવાવખત.—mare, *n.* નઠારૂં સ્વપ્નું.—shade, *n.* ભોંયરીંગણી, કાંટારીંગણી.—soil, *n.* સંડાસોમાંથી કાઢેલો મળ.

**Nightingale**, *n.* બુલબુલ પક્ષી.

**Nihility**, *n.* નહીંપણું, અભાવ, ફાંફાં.

**Nimble**, *a.* ચંચળ, અંગે ચપળ.

**Nimcompoop**, *n.* બેવકુફ, અનાડી.

**Nine**, *a.* નવ (૯).—fold, નવગણું.—teen, *a.* ઓગણીશ (૧૯).

**Ninety**, *a.* નેવું. (૯૦).

**Ninth**, *a.* નવમું.

**Nip**, *n.* ચુંટી, ચીમટું. *v.t.* ચુંટી ખણવી, નાશ કરવો.

**Nippers**, *n. pl.* ચીપીઓ, સાણસી.

**Nipple**, *n.* સ્તનનું ટોચકું, અણી, ડેટડી.

**Nit**, *n.* લીખ, જુનાં ઈંડાં.

**Nitid**, *a.* ચળકતું, ઝળકતું, ખુશમીજાજી.

**Nitrate**, *n.* કોઇ મુખ્ય તત્વ સાથે નાઈટરીક આસીડ મળવાથી થતો ખાર, જવખાર.

**Nitre**, *n.* સુરોખાર, જવખાર.

**Nitric-acid**, *n.* સુરાખારનો તેજાબ.

Nitrogen, *n.* નાઇટ્રોજન વાયુ-હવા. [ઠેકાણે નહીં.
No, *ad.* નહીં. *a.* કોઈ નહીં.—where, *ad.* કોઈપણ
Nobility, *n.* અમીર ઉમરાવ, કુલીનપણું.
Noble, *n.* કુળવંત, ઉમદ્દ, સુંદર.—man, *n.* ઉમરાવ, અમીર, સરદાર.—ness, *n.* કુલીનતા.
Nobody, *n.* કોઈ નહીં.
Nocturnal, *a.* રાતસંબંધી. [લાવવું.
Nod, *n.* ડોલું, ઈસારો. *v.t.* ડોલાવવું. *v.i.* ડોકું હ-
Noddle, *n.* માથું.
Nody, *n.* મુરખ, બેવકુફ. [બિંદુ.
Node, *n.* ગાંઠ, જે બિંદુમાં કક્ષા ક્રાંતિવૃતને છેદે છે તે
Noggin, *n.* લાકડાનો પ્યાલો, વાડકો.
Noise, *n.* ઘોંઘાટ, અવાજ, શબ્દ, કકલાણ.
Noisy, *a.* ઘોંઘાટવાળું, ધામધુમવાળું.
Nomad, *n.* ચારાને માટે પશુઓ લઈને ફરનાર, રખડનાર.—ic, *a.* જનાવરો ઉછેરીને તથા ચરાવીને પોતાનું ગુજરાન કરનાર. [વિશેષ શબ્દો.
Nomenclature, *n.* કોઇ વિદ્યા હુન્નર સંબંધી વપરાતા
Nominal, *a.* નામનુંજ.
Nominate, *v. t.* ડામ દેવું, નેમણુંક કરવી.
Nomination, *n.* નેમણુંક, નીમવું તે. [વિભક્તિ, સંજ્ઞા.
Nominative, *n.* (વ્યાકરણમાં) પ્રથમા, નામની પહેલી

Nominee, *n.* નિમેલો પુરૂષ.
Nonage, *n.* બાલ્યાવસ્થા, સગીરપણું.
None, *n.* કોઈ નહીં, જરા નહીં.
Nonentity, *n.* ન હોવું તે, અભાવ, નહીંપણું. [ખવું.
Non-plus, *n.* ધાલમેલ. ગુંચવડો. *v.t.* ગુંચવણીમાં નાં-
Nonsense, *n.* અગડબગડ, નિર્થક બોલવું, કંઈનું કંઈ.
Nonsuit, *n.* દાવો નહીં ચાલે એવો ઠરાવ.
Nook, *n.* ખુણો, ખુણ. [or tide, *n.* મધ્યાન.
Noon, *n.* બપોર, મધ્યાનકાળ. *a.* બપોરનું. —day
Noose, *n.* ફાંસો, જાળ, ફાંદો. *v. t.* જાળમાં પકડવું.
Nor, *conj.* પણ નહીં, પણ નથી. [માણેવું.
Normal, *a.* મુળ વિદ્યા શિખવનાર, નિયમિત ધારાપ્ર-
North, *n.* ઉત્તરદિશા. *a.* ઉતર તરફનું. —east, *n.* ઈશાનકોણ.—erly, *a.* ઉત્તર તરફનું.—ern, *a.* ઉત્તરમાંનું-તરફનું. —star, *n.* ઉત્તર ધ્રુવનો તારો. —ward, *ad.* ઉત્તર તરફ. —west, *n.* વાય્વદિશા. *a.* વાવ્યદિશા તરફનું.
Nose, *n.* નાક. —gay, *n.* ફુલનો તોરો-ગોટો. —ring, *n.* નથ, નાકનીવાળી.
Nostril, *n.* નસકોરૂં.
Nostrum, *n.* જડીબુટ્ટિ.

Not, *ad.* નથી, નહી, ના, ન. [સિદ્ધ, નામીચું.
Notable, *a.* ધ્યાનમાં રાખવા જોગ, આબએબ જેવું,પ્ર-
Notary, *n.* કરારનામા વગેરે કાગળઉપર સહી કરનાર.
Notation, *n.* આંકડા માંડવા તે, અંક, આંકડો, પ-
રિમાણ.
Notch, *n.* કાતરો, ચીરો. *v. t.* ખાંચ-ચીરા પાડવા.
Note, *n.* નિશાની, આબરૂ, ચિઠ્ઠી. *v.t.* લક્ષમાં રાખવું
-લેવું, ધ્યાન આપવું, ટાંચણ-ટીપ કરવી, લખી-ટપ-
કાવી લેવું.—book, *n.* સ્મરણ પોથી-ચોપડી.
Noted, *a.* પ્રસિદ્ધ, નામીચું.
Nothing, *n.* કાંઈ નહી, બીજું કશું નહીં.
Notice, *n.* અવલોકન, ધ્યાન, ખબર, જાહેરનામું.
—able, *a.* ધ્યાન-લક્ષ આપવા જોગ.
Notification, *n.* જાહેરખબર, સુચના, ઢંઢેરો.
Notify, *v. t.* ખબર આપવી.
Notion, *n.* કલ્પના, મત.તર્ક, વિચાર.—al, *a.* તુરં-
ગી, કલ્પિત, મનમાં ધારેલું.
Notoriety, *n.* પ્રસિદ્ધિ. બે આબરૂ
Notorious, *a.* ઉઘાડું, ઘુચ્ચું, પ્રખ્યાત.. [તાં.
Notwithstanding, *conj.* તોપણ, તથાપી, એટલું છ-
Nought, *n.*(See Naught.)
Noun, *n.* નામ.

Nourish, *v. t.* પાલન પોષણ કરવું, પાળવું.—er, *n.* પાળનાર.—ing, *a.* પુષ્ટિકારક, ધાતુપુષ્ટ.—ment, *n.* પાલન પોષણ. [—ty, *n.* નવીવાત.
Novel, *n.* કલ્પિત કથા, ઉપાખ્યાન *a.* નવું, અદ્ભુત.
November, *n.* ઇંગ્રેજી સાલનો અગીઆરમો મહિનો, કાર્તક, માગશર.
Novitiate, *n.* ઉમેદવારી, શિખાઉપણું.
Novice, *n.* નવો શિખાઉ, નવો અભ્યાસી.
Now, *ad.* હમણાં, એ ઉપરથી.—a-days, *ad.* હાલના વખતમાં. [તે નહીં.
Nowise, *ad.* ગમે તેમ હોય તોએ નહીં, કોઇ પણ રી-
Noxious, *a.* દુઃખકારક, નુકશાન કરનાર, ઘાતકી.
Nozle, *n.* નાક, જાનવરનું લાંબુ મોઢું.
Nucleus, *n.* મધ્ય ભાગ, ગરભ.
Nudity, *n.* નગ્નતા, નાગાપણું.
Nugatory, *a.* અમરથ, નકામું, ફોકટ.
Nuisance, *n.* ઉપદ્રવ, કંટાળો ઉપજાવનારી વસ્તુ.
Null, *a.* નિરર્થક, રદ.—ify, *v. t.* નકામું-રદ-બાતલ કરવું.
Nullity, *n.* નાસ્તિત્વ, અભાવ.
Numb, *a.* બેહેર મારી ગયેલું. *v. t.* સુરત-અચેતન કરવું.
Number, *n.* સંખ્યા, ગણત્રી, આંક, (વ્યાકરણમાં) વચન. *v. t.* ગણવું.—less, *a.* બે સુમાર.—s, *n.* પદ, ર-

ચના, કવિતા. [આંક.

Numeral, *a.* સંખ્યાસંબંધી, સંખ્યાસુચક-વાચક. ૪.

Numeration, *n.* આંકડા વાંચવા તે,સંખ્યાપરિમાણ.

Numerator, *n.* અપુર્ણાંકમાં ઉપલો આંકડો, અંશ.

Numerous, *a.* ઘણું જ, મોટી સંખ્યાનું, પુષ્કળ.

Numskull, *n.* અડબંગ, જડસો, ઢ.

Nun, *n.* બાવી,સાધુડી,વેરાગણ,મઠમાં રેહેનાર.—nery, *n.* વેરાગણનો મઠ-ઘર.

Nuncio, *n.* જાસુસ, દુત. [હી, વિવાહ.

Nuptial, *a.* લગ્નનું, વીવાહ સંબંધી.—s, *n.pl.* શા-

Nurse, *n.*બાળકને સંભાળનારી સ્ત્રી,ધાવ, દાઈ.—ry, *n.* છોકરાંઓની સંભાળ રાખવાનો ઓરડો, સુવાવડની ઓરડી.

Nurture, *n.* ખોરાક, શિક્ષા. *v.t.* કેળવણી આપવી.

Nut, *n.* કોટલાંથી ઢંકાએલું ગરવાળું ફળ. —cracker, *n.*સુડી,સુડો.—gall, *n.*માયું,માજુફળ.—meg, *n.* જાયફળ.—shell, *n.* કોચલું. [*a.* પુષ્ટિકારક.

Nutriment, *n.* પોષણ કરે એવો ગુણ, આહાર.—al,

Nutrition, *n.* ખોરાક, ભોજન.

Nutritious, *a.* ધાતુપુષ્ટ, બળવર્ધક.[—s. *n.*કોશેટા.

Nymph, *n.* જળ કે વનદેવી. ખુબસુરત સ્ત્રી, અપસરા.

# O.

O, ઇંગ્રેજી મુળાક્ષરનો પંદરમો અક્ષર.
O, Oh, *interj.* અરે ! અહો,
Oaf, *n.* મુરખ, એક છોકરાને લેઇ જઇને તેને બદલે વન દેવીઓએ મુકેલું બીજું છોકરૂં.
Oafish, *a.* કમ અક્કલ, જડ, મુરખ. [બનાવેલું.
Oak, *n.* ઝાડનું નામ છે. —en, *a.* ઓકના લાકડાનું
Oar, *n.* હલેસું, ચાટવો. *v. i.* હલેસાં મારવાં.
Oasis, *n.* રેતીનાં મેદાનમાં લીલોતરીવાળી જગ્યા.
Oath, *n.* સમ, સોગન. પ્રતિજ્ઞા. [યું.
Obdurate, *a.* હૈયાનું અતિ કઠોર, પશ્ચાતાપ ન કરે એ-
Obedience, *n.* તાબેદારી, આજ્ઞાંકિતપણું.
Obedient, *a.* તાબેદાર, આજ્ઞાંકિત.
Obeisance, *n.* નમસ્કાર, નમન.
Obelisk, *n.* ચાર બાજુનો થાંભલો, ચિન્હ (†)
Obese, *ad.* બહુ પુષ્ટ શરીરવાળું.
Obey, *v. t.*-ની આજ્ઞા માનવી,માનવું,પાળ કરવું,ગાંઠવું.
Obit, *n.* મરણ, મોત, મરણસંસ્કાર વીધી.
Obituary, *n.* મૃતપત્રિકા. *a.* મોત સંબંધી.
Object, *n.* વિષય, કર્મ (વ્યાકરણમાં) *v. t.* વિરૂદ્ધ બતાવવું.—ion, *n.* અડચણ, તકરાર, હરકત.—ive, *a.* કર્મ પદ વિશે.—or, *n.* સામી તકરાર કરનાર.

Oblation, *n.* બળીદાન, હોમ, હવન.
Obligate, *v. t.* બાંધી લેવું, એસાનમાં રાખવું. [ન.
Obligation, *n.* ઉપકાર, ફરજ, સપાડું, બંધન, એસા-
Oblige, *v. t.* ફરજ–જરૂર પાડવી, ઉપકાર કરવો.—e, *n.* કરાર લખી લેનાર.
Obliging, *a.* પરોપકારી, બંધક, સુશીલ. [કણમાં.
Oblique, *a.* આડું, વાંકું, ત્રાંસુ, કારક વિભક્તિનું(વ્યા-
Obliterate, *v. t.* લખેલું ભુસી નાંખવું, નાશ કરવો.
Oblivion, *n.* ભૂલી જાય એવો ભાવ, સઘળા અપરાધ-ની માફી. [સ આકૃતિ.
Oblong, *n.* પહોળાઇ કરતાં વધારે લંબાઈવાળી ચોર-
Obloquy, *n.* બદનામી, બદબોઈ. [પ્રિય.
Obnoxious, *a.* ઠપકાલાયક, ભુંડો, આળખાગણો, અ-
Obscene, *a.* ભુંડાળું, ગલીન, અશુભ, બીભત્સ.—ness, *n.* ફુટાણું, ભુંડાળા બોલ.
Obscuration, *n.* ઓઠામાં આવવું તે, ઢાંકવું–ઢંકાવું તે.
Obscure, *a.* નિસ્તેજ, ખુણે પડેલું, ઉપરઉપરનું. *v.t.* છુપાવવું, અસ્પષ્ટ કરવું.
Obsequy, *n.* મૃત્યુસંસ્કાર.
Obsequious, *a.* ખુશામતીઉં, હાજીહા કરનાર. [તે.
Observance, *n.* અવલોકન, ઉપચાર, ક્રિયા–વ્રત પાળવું
Observant, *a.* નજરબાજ, આજ્ઞાધીન, અવલોકન ક-

રનાર, વશ.
Observation, *n.* અવલોકન, અનુમાન, વિચાર. [ળા.
Observatory, *n.* તારાગ્રહો ઈત્યાદી જોવાનું મકાન, વેધશા-
Observe, *v. t.* અવલોકન કરવું. *v.i.* ચિત્ત દેવું, ટીકા
કરવી. [પ્રયોગ-વાપરવામાંથી નીકળી ગએલું તે.
Obsolete, *a.* વ્યવહારમાં ન આવતું.—ness, *n.* ઉ-
Obstacle, *n.* અડચણ, હરકત, નડતર.
Obstetric, *a.* દાઈ-સોયાણીના ધંધા સંબંધી.
Obstinacy, *n.* હઠ, મમત, આડાઈ. જીદ.
Obstinate, *a.* હઠીલું, મમતી, જક્કી.
Obstruct, *v. t.* અડચણ કરવી, આડે આવવું.—ion,
*n.* અડચણ, નડતર.—ive, *a.* હરકત કરે તેવું.
Obtain, *v. t.* મેળવવું. *v. i.* ચાલવું, હોવું.—able,
*a.* મળવા જોગ. [—ation, *n.* આજીજી, વિનંતી.
Obtest, *v. t.* or *v. i.* આજીજી-કાલાવાલા કરવા.
Obtrude, *v.t.* ઘુસવું, વગર માગે કે વગર બોલાવે આ-
ગળ લાવી મુકવું.—r, *n.* ઘોસઈયો.
Obtrusion, *n.* વચ્ચે ઘુસવું તે. [હોળો ખૂણો.
Obtruse, *a.* અણી વગરનું, સુસ્ત, મુંઢ.—angle, *n.* પો-
Obvert, *v. t.* તરફ-બાજુએ ફેરવવું.
Obviate, *v. t.* નિવારવું, ટાળવું. [ષ્ટ રીતે.
Obvious, *a.* યોગ્ય, પાત્ર, ખુલ્લું.—ly, *ad.* ખુલ્લી-સ્પ-

Proud, *a.* અહંકારી.
Prove, *v.t.* પારખવું, કસોટી ઉપર લેવું, શાબીત કરવું.
Proverb, *n.* કહેવત, કહેણી.—ial, *a.* કહેવતમાં કહેલું.
Provide, *v.t.* મેળવી મુકવું.—ને આપી મુકવું.—d, *conj.* એવી શરતથી કે. [વિધાતા.
Providence, *n.* દુરંદેશો, દીર્ઘદૃષ્ટિ, દયાળુ અનાગત
Provident, *a.* દુરંદેશી, દીર્ઘદર્શી.—ially, *ad.* દૈવયોગે, અકસ્માત બનાવથી.
Province, *n.* તાબાનો મુલક, ઇલાકો (પ્રાંત), વિષય, કામ.
Provision, *n.* ખોરાક, શરત. *v.t.* સંગ્રહ કરવો.—al, *a.* ચાલુ કામ ચલાઉ.
Provocation, *n.* ગુસ્સો, રીસ. [ખીજવવું.
Provoke, *v. t.* આવેશ કરવું, આણવું, સળગાવવું.
Prow, *n.* વહાણનો આગલો ભાગ.
Prowess, *n.* જવાંમર્દી, પરાક્રમ, પ્રતાપ.
Prowl, *v.i.* શિકારને માટે ફરતાં ફરવું. શિકાર પકડવો.
Proximate, *a.* છેક પાસેનું, લગોલગ આવેલું.
Proximity, *n.* સમીપતા. છેક નિકટપણું.
Proxy, *n.* અવેજીપણું, અવેજી.
Prudence, *n.* ડહાપણ, વિવેક, બુદ્ધિ.
Prudent, *a.* ડાહ્યું.—ial, *a.* ડહાપણનું, ડહાપણનું ભરેલું.—ials, *n.* વિચારીને ખરચ કરવાના નિયમો.

Prune, *n.* કાળવું, સમારવું, ખૂંટવું. [ખણખોતરીયું.
Pry, *v.t.* બારીકીથી જોવું. *v.i.* ચરચા જોવી.—ing, *a.*
Psalm, *n.* કીર્તન, દાઉદ આદી કૃત.—ist, *n.* ભજન બનાવનાર કવિ.—odist, *n.* ભજનિયો,
Pseudology, *n.* જુઠાણું, જુઠું વચન બોલવું તે.
Puberty, *n.* સ્ત્રીપુરૂષનો જુવાની ફુટવાનો વખત.
Public, *n.* લોક. *a.* સહુ લોકોનું. [કરણ, સિદ્ધિકરણ.
Publication, *n.* પ્રસિદ્ધ કરવું તે, મુદ્રાંકિત લેખ, પ્રકટી-
Publicity, *n.* જાહેરપણું, જનપ્રસિદ્ધિ.
Publish, *v. t.* જણાવવું, પ્રસિદ્ધ કરવું, બહાર પાડવું. —er, *n.* છાપી પ્રગટ કરનાર. [નો લાડુ.
Pudding, *n.* માવા જેવો નરમ પદાર્થ, વિલાયતી દળ-
Puerile, *a.* છોકરવાદીયું, બાળકને લાયક. [*a.* ફુલેલું.
Puff, *n.* ફૂંક. ફૂકારો. *v.t.* ફૂલાવવું. *v.i.* ફુલવું. —y,
Pugnacious, *a.* લડાઈખોર. યુદ્ધપ્રિય.
Puisne, *a.* ઉતરતું, કનિષ્ટ, નીચું.
Puke, *n.* ઉલટી, ઓકારી. *v.i.* ઉલટી કરવી, ઓકવું.
Pulchritude, *n.* ખુબસુરતી સુંદરતા, શોભા.
Pull, *n.* ખેંચવું-તાણવું તે, આંચકો. *v.t.* તાણવું. *v.i.* આંચકો મારવો.
Pulley, *n.* ગરગડી, ધરેડી. [દળદાર.
Pulp, *n.* ગર, માવો. (મેંદો)—ous,-py, *a.* માવાદાર,

Pulsation, *n.* રક્તાશય તથા નાડીનો ધબકારો થવો તે.
Pulse, *n.* સિંગમાંથી થનારૂં અન્ન, કઠોળ, દાળ, નાડી.
Pulverization, *n.* બારીક ચુરો કરવો તે.
Pump, *n.* જળયંત્ર, બંબો.
Pumpkin, *n.* કહોળી, કોહોળું, કોહોળાનો વેલો.
Pun, *n.* શબ્દની રમુજ, શબ્દશ્લેષ. [જાર.
Punch, *n.* છેદ પાડવાનું કે ગાબડી કાઢવાનું એક ઓ-
Punctual, *a.* વેળાસર આવનાર–જનાર–કરનાર.—ity, *n.* વખતસર આવવું તે, સમયવેધિપણું.
Punctuation. *n.* (ગ્રંથમાં) વિરામ ચિન્હ મુકવાં તે. વિરામ ચિન્હ મુકવાની વિદ્યા.
Pungent, *a.* તીખું, ઝમઝમાટ, પ્રખર, તીવ્ર.
Punish, *v. t.* શિક્ષા કરવી. —able, *a.* શીક્ષાપાત્ર. —ment, *n.* શીક્ષા, દંડ.
Punk, *n.* કસબણ, ગુણકા, રાંડ. [જણવાં.
Pup, *n.* કુરકુરીયું, કુતરાં વિગેરેનું બચ્ચું. *v. i.* બચ્ચાં
Pupil, *n.* નિશાળીયો, વિદ્યાર્થી, આંખની કીકી–પુતળી.
Puppet, *n.* પુતળું, બાવલું. ઢીંગલું.
Puppy, *n.* કુરકુરીયું, અતીશે હલકી બુદ્ધિવાળું માણસ.
Purblind, *a.* રતાંધળું, મંદદૃષ્ટિ.
Purchase, *n.* ખરીદી. સોદો. *v.t.* ખરીદી કરવી, સોદો કરવો,—r, *n.* ખરીદ કરનાર, ઘરાક.

Pure, *a.* સ્વચ્છ, નિર્મળ, પવિત્ર..
Purgative, *n.* જુલાબનુ ઓષડ. *a.* જુલાબનું. [ત્રો.
Purge, *n.* જુલાબ,રેચ.*v.t.* રેચ આપવો. *v.i.*ઝાડો થ-
Purify, *v.t.* સ્વચ્છ કરવું, શુદ્ધ કરવું.
Purity, *n.* ચોખ્ખાપણું, સ્વચ્છતા, પવિત્રતા.
Purl, *n.* તોઇ, શીટ, કીનારી.
Purloin, *v.t.* છાનામાના ચોરી જવું.*v.i.*હાથ ફેરવવો.
Purple, *a.* જાંબુઆ રંગનું-રંગ. *n.* જાંબુઓ રંગ.
Purport, *n.* મતલબ, ભાવાર્થ.
Purpose, *n.* ધારણા, ઈરાદો, હેતુ. *v.t.* or *i.*-નો વિ-
ચાર હોવો-કરવો.—less, *a.* મતલબ વિનાનું.—ly, *ad.* જાણી જોઈને.
Purr, *v.i.* બિલાડીનું બોલવું-ઘુરવું.
Purse, *n.* પૈસાની કોથળી.
Pursue, *v.t.* પાછળ લાગવું, પ્રયત્ન કરવો.
Pursuer, *n.* પકડવા ફરનાર, પાછળ લાગનાર.
Pursuit, *n.* પાછળ લાગવું તે, અનુધાવન, મેળવવાનો ઉદ્યોગ, ઉદ્યમ.
Push, *n.* ગોદો, ધક્કો. *v.t.* હડસેલવું.*v.i.*ગોદોમારવો.
Pusillanimity, *n.* નામર્દાઇ, બાયલાપણું.
Puss. *n.* બીલાડીને લાડમાં બોલાવવાનો શબ્દ. —y, *n.* નાની બિલાડી.

Put, *v.t.* મુકવું. રેડવું. *v.i.* હંકારવું, જવું.
Putid, *a.* અધમ, નીચ [સડી જવું.
Putrefy, *v.t.* કોહોવડાવી નાંખવું, ગંધાઇ ઉઠવું. *v.i.*
Putrid, *a.* સડેલું.—ity, *n.* સળો, કહોવાણ.
Putty, *n.* (કાચ જડવાની) લાંપી.
Puzzle, *v.t.*-નો મગજ ગુંચવવો. *n.* સમશ્યા, કોરડો.
Pygmy, *n.* વામનજી, ઠીંગણું.
Pyramid, *n.* જેનું તળિયું ત્રણ ખૂણીઆ કે સમચોરસ અથવા ચાર કરતાં વધારે ખૂણાનું હોય ને જેની ઉપલી ટોચ અણીઆળી હોય એવો નક્કર પદાર્થ, ગિસર દેશનો પુરાતન મિનારો.
Pyre, *n.* ચિંતા.
Pyrotechny, *n.* આતસબાજી બનાવવાની કળા.
Pyrrhonism, *n.* (See Scepticism).

---

# Q.

Q, ઇંગ્રેજી મુળાક્ષરનો સત્તરમો અક્ષર.
Quack, *n.* બડાઇ-પતરાજી કરનાર, ઉંટવૈદ. *v.t.* બતકના જેવું બોલવું, ઊંટવૈદું કરવું.—ery, *n.* ઊંટવૈદું, વગર આવડે વૈદું કરવું તે. [૯૦ અંશ.
Quadrant, *n.* વર્તુલ-ગોળનો ચોથો ભાગ, પા ગોળ,
Quadrate, *a.* ચોરસ, બરાબર. *v. i.* લાગુ પડવું.

Quadrilateral, *a.* ચાર બાજુવાળું, ચોબાજુ.

Quadruped, *n.* ચોપગું જાનવર, પશુ. *a.* ચોપગું, ચારપગું.

Quadruple, *a.* ચારગણું, ચોમણું. *v. t.* ચોપટ-ચોગણું કરવું.

Quaff, *v. t.* ગટગટ પીવું, ઢીચવું. *v. i.* પી જવું.

Quaggy, *a.* નરમ, ગદ્દગદિત, ગોચું, ભીની જગાવાળું.

Quagmire, *n.* પગ પેશી જાય એવી ગોચી જમીન.

Quaint, *a.* વિચિત્ર, સુંદર, સારૂં.

Quake, *n.* ધ્રુજારી, કંપારી, કાંપ. *v. t.* ધ્રુજવું, કાંપવું.—r, *n.* ધ્રુજતું માણસ, ખ્રિસ્તિ ધર્મના એક જાતના પંથનો માણસ.

Qualification, *n.* યોગ્યતા, લાયકી, ગુણ.

Qualify, *v. t.* યોગ્ય-લાયક કરવું, અધિકાર આપવો.

Quality, *n.* ગુણ, ધર્મ, ખાશીઅત.

Qualm, *n.* ઉલાળો, ઉલટી, દીલગીરી.

Quantity, *n.* ઢગલો, ઘણું ઘણું. (in prosody) માત્રા. (Mathematics.) રકમ.

Quarantine, *n.* કોઈ દૂરથી આવેલા વહાણમાં ચેપી રોગ હશે એવો સંદેહ હોવાથી તે વહાણવાળાને ચાલીસ દહાડાની મુદ્દત સુધી કિનારાની સાથે કંઈ વહેવાર રાખ્યા વિના અળગ રહેવું પડે છે તે, ચાલીસ દિવસની મુદ્દત.

Quarrel, *n.* ટંટા, કજીઓ, કંકાસ, ફાટફુટ. *v. i.* કજીઓ કરવો, બિગાડ થવો.—some, *n.* ટંટાખોર.
Quart, *n.* ગ્યાલનનો ચોથો ભાગ, બશેર.
Quarter, *n.* ચતુર્થાંશ, વાડો, પરૂં,જગા. ઠેકાણું. *v.t.* ચાર ભાગ કરવા, સીપાઇ રાખવા.—ly, *a.* ત્રણ મહિનાનું, ત્રૈમાસિક. *ad.* ત્રણ મહિને.
Quarters, *n.* ઘર, રહેઠાણ, ઠામ, ઉતારો, મકાન.
Quarto, *n.* એક તાવના ચાર કાગળની ચોપડી.
Quash, *v. t.* કચરી નાંખવું, હોલવવું, રદ કરવું. [વો.
Quaver,*n.*ધ્રુજતો સુર.*v.i.*કાંપવું,ધ્રુજવું,અવાજ બદલ-
Quay, *n.* ડક્કો, બંદર, ઘાટ.
Quick, *n.* જીવતો ભાગ. *a.* જલદ,ચાલાક.—ly, *ad.* જલદી, ઉતાવળથી.—en, *v.t.* જીવતું-સજીવન કરવું, ઉતાવળ કરવી. *v. i.* સજીવન થવું, ગર્ભ ચાલુ થવો.—lime,*n.* કળી ચુનો.—silver,*n.* પારો.—sand, *n.* પગ પેશી જાય એવી રેતી.
Queen, રાણી, રાજ ચલાવનાર સ્ત્રી, રાજપત્ની, (સેત્રંજમાં) પ્રધાન, મધમાખીઓની રાણી.—'s metal, *n.* કાંસું.—ly, *a.* રાણીના જેવું.
Queer, *a.* વિલક્ષણ, તરેહવાર.
Quell, *v. t.* નરમ પાડવું, હોલવવું.
Quench, *v. t.* હોલવવું-બુઝાવવું, તરસ મટાડવી-છીપ

પાવતી.—less, *a.* હોલવાય નહી એવું.

Query, *n.* સવાલ, પ્રશ્ન. *v. t.* પુછવું-સવાલ કરવો.

Quest, *n.* શોધ, તલાશ ભાળ.

Question, *n.* સવાલ, પ્રશ્ન, સંશય, સંકા.—able, *a.* શક લાવવા જોગ, શંકા ભરેલું.

Quibble, *n.* ઉડાવવાની યુક્તિ, બહાનું, ફાંફાં મારવાં તે. *v. i.* આડું બોલવું, ફાંફાં મારવાં.—r, *n.* આડુ બોલનાર.

Quiet, *a.* સ્થીર, ચુપ, છાનું. *n.* આરામ, ચેન. *v. t.* શાંત પાડવું.—ly, *ad.* ગુપચુપ, છાનામાના.—ness, *n.* શાંતિ, સમાધાની, સ્વસ્થતા, સ્થીરતા, ગરીબાઈ.—ude, *n.* નિરાંત, આરામ, કરાર.

Quill, *n.* પક્ષીનું મજબુત પીંછું જે લખવાના કામમાં આવે છે તે, લેખણી, કલીલ.—driver, *n.* કારકુન.

Quilt, *n.* રજાઇ, ગોદડું, તળાઈ. *v. t.* ગોદડું સીવવું, રૂ ભરવું.

Quince, *n.* સફરજન.—seed, *n.* મુગલઈ બે દાણા.

Quinine, *n.* તાવનું એક જાતનું ઓષડ, કિવનાઈન.

Quinsy, *n.* કંઠમાળા.

Quintessence, *n.* કસ, સાર, અર્ક, તત્વ.

Quire, *n.* દસ્તો, ઘા (કાગળનો).

Quirk, *n.* યુક્તિથી નીકળી જવાની બારી.

Quit, *v. t.* છોડવું, તજવું. *a.* મોકળું, ખુલ્લું.

Quite, *ad.* તદ્દન, કેવળ, છેક, તમામ, બીલકુલ.
Quittance, *n.* અબારામ ન દાવા, બે દાવો.
Quiver, *n.* ભાથો. *v. i.* ધ્રુજવું, કાંપવું.
Quorum, *n.* કામ ચલાવવાને પુરતા સભાસદોની મંડળી.
Quotation, *n.* બીજા ગ્રંથકારનું ઉતારી લીધેલું વાકય. ઉતારો, ભાવ, દર.
Quote. *v. t.* બીજાનું લખેલું ઉતારવું, ઉતારો કરવો.
Quoth, *v. i.* કહ્યું, બોલ્યો.
Quotient, *n.* ભાગાકાર, ભાગ.

---

# R.

R, ઇંગ્રેજી મુળાક્ષરનો અઢારમો અક્ષર.
Rabbit, *n.* સસલું, સસલો.
Rabble, *n.* તોફાની ટોળું, પાજી લોકો.
Rabid, *n.* ચિડાયેલું, ખીજવાયેલું, ઘેલું, હડકાયેલું: (See Rabble).
Race, *n.* ઓલાદ, વંશ, કુળ, દોડવાની સરત, માર્ગ. *v. i.* સરત દોડવી.
Rack, *n.* અતિ વેદના, રીબાવવું તે, રીબાવીને મારવાનું હથિઆર. *v. t.* રીબાવવું.—et, *n.* ખણખણાટ.—ing, અતિ દુઃખકારક.—rent, *n.* હદ્દ કરતાં જાદે ભાડું.
Radiance, *n.* ઝળકાટ, તેજ.

Radiant, *a*. ચકચકિત.

Radiate, *v. i.* કિરણ ફેંકવાં.

Radiation, *n.* કિરણ નિકળવાં તે.

Radical, *n.* મુળ. *a.* મૂળનું. જાતીનું, જન્મનું.

Radius, *n.* ત્રિજ્યા,(ભુમિતિમાં), (શરીર વિદ્યામાં) હાથનું હાડકું.

Raff, *n.* વાસીદું, કચરો.

Raft, *n.* તરાપો.

Rafter, *n.* ભારોટીઉં, પીઢીઉ.—s, *n. pl.* વળીઓ, વાંસ.

Rag, *n.* ચિંથરૂં.

Rage, *n.* ખૂબ ગુસ્સો. *v. i.* જોસમાં આવવું.

Rail, *n.* લોઢાનો અથવા લાકડાનો ગજ, કઠેરો. ગાળ. *v.t.* કઠેરો કરવો. *v. i.* અપમાન કરવું, ગાળ દેવી. —lery, *n.* મજાક, ચેષ્ટા.—way, *n.* લોખંડની સડકનો રસ્તો, રેલવે.

Raiment, *n.* કપડાં, વસ્ત્ર.

Rain, *n.* વરસાદ. *v.t.* વરસાદ વરસાવવો. *v.i.* વરસવું.—bow, *n.* મેઘધનુષ.—guage, *n.* વરસાદમાપવાનું યંત્ર.—y, *a.* વરસાદ સંબંધી.

Raise, *v.t.* ઉંચું કરવું, ઉભું કરવું. પૈસા ઉઘરાવવા.

Raisin, *n.* ખિસમિસ. [કરવું.

Rake, *n.* પંઝેટી, રંડીબાજ, ડોલનો વાંક, *v. t.* એકઠું

Rally. *v.t.* વિખરાઈ ગયેલી ફોજને એકઠી કરી ગોઠવવું. *v. i.* પાછું એકઠું થવું.

Ram, *n.* મેઢો, ઘેટો, મેષરાશી, કિલ્લાની દિવાલ તોડી પાડવાનો અથવા તેમાં ગબારૂ પાડવાનું યંત્ર. *v. t.* ઠાંસીને ઘાલવું.—mer, *n.* ઠોકવાની મોગરી.—rod, *n.* બંદુકનો સળીયો. [રખડવું.—r, *n.* ભટકનાર.

Rambie, *n.* અહીંતહીં ફરવું તે, ફેરો *v. i.* અહીંતહીં

Ramification, *n.* ફાંટા નિકળવા તે, શાખા.

Ramous, *a.* ડાળીઓથી ભરપુર.

Rampart, *n.* કિલ્લાની ભીંત.

Rancid, *a.* બાસ મારતું, ગંધાતું. [Rancid.)

Rancour, *n.* અદાવત.—ots, *a.* દ્વેષી, ખુની. (See

Random, *a.* નિયમ વગરનું, અટકળે.

Range, *n.* હાર, પોહોંચ, મર્યાદા. *v.i.* ફરવું, ભટકવું. *v.t.* ગોઠવણ-વ્યવસ્થા કરવી.—r, *n.* ઘોડેસ્વાર, સિપાઈ.

Rank, *n.* પદ્ધી, વર્ગ. *a.* અતિશય ફાલેલું, ગંધાતું.

Rankle, *v.i.* સળગવું, વધારે જોરમાં આવતું જવું.

Ransack, *v. t.* ધાડ પાડવી, શોધી તપાસી લાવવું.

Ransom, *n.* છુટકો થવા સારૂં આપેલાં નાણું. *v. t.* દંડ આપી છોડવવું.

Rant, *n.* બડબડાટ, ટાહેલું. [ટવી લેવું.

Rap, *n.* લપડાક, ઠોક. *v.t.* લપડાક મારવી. *v.i.* ઝૂ-

Rapacious, *a.* લુંટારૂં, ફાડી ખાનાર.
Rapacity, *n.* લુંટારાપણું, જુલમ.
Rape, *n.* બળાત્કારે ઝુંટાવી લેવું, બળાત્કાર સંભોગ.
(See Rapacious.) [જલદીથી.
Rapid, *a.* ઉતાવળું.—ity, *n.* ઉતાવળ.—ly, *ad.*
Rapine, *n.* લુટાલુટ, ધાડ, જોરજુલમ, બળાત્કાર.
Rapture, *n.* અત્યાનંદ, ખુશી, જોરસો.
Rare, *a.* દુર્લભ, પાતળું.—ly, *ad.* કવચિત.
Rarify, *v.t.* પાતળું કરવું. *v. i.* પાતળું થવું.
Rarity, *n.* અસાધારણપણું, નવાઈ, પાતળાઈ.
Rascal, *n.* લુચ્ચો, હરામખોર.—ity, *n.* ઠગાઇ,—ly,
*a.* ખંધું, લુચ્ચું. [*n.* અવિચાર.
Rash, *a.* અવિચારી, કાચી ગતિનું. *n.* અળાઇ.—ness,
Rat, *n.* કોળ.
Ratan, *n.* નેતર. [ઠપકો દેવો.
Rate, *n.* દર, દર સેંકડે આજ. *v.t.* ગણવું, ધમકાવવું,
Rather, *ad.* જરા, તે કરતાં, વધારે.
Ratify, *v.t.* મંજુર કરવું.
Ratio, *n.* પ્રમાણ.
Ration, *n.* ભાથું, સીધું.
Rational, *a.* બુદ્ધિસંપન્ન.—ity, *n.* તર્કશક્તિ.
Rattle, *v. i.* ખખડવું. *n.* ઘુઘરો. *v. t.* ખખડાવવું.

Ravage, *v. t.* લુટફાટ કરવી. *n.* વિનાશ, નખોદ.
Rave, *v. i.* બકબકવું. ઘેલાં કાઢવાં, ચળવું.
Ravel, *v. t.* ઘુંચ પાડવી. *v. i.* ઘુંચઇ જવું.
Raven *v.t.* અટકયા વગર ખાઈ જવું. *v.i.* ફાડી ખાયાં કરવું. *n.* જંગલી કાગડો,—ous, *a.* ફાડી ખાનારૂં.
Ravine, *n.* કોતર. [સ્ત્રીસંભોગ કરવો.
Ravish, *v. t.* જબરજસ્તીથી પકડી લઇ જવું, જુલમથી
Raw, *a.* કાચું, ઉપર ચામડી નહી હોય તેવું.
Ray, *n.* કિરણ.
Raze, *v. t.* જમીનદોસ્ત કરવું.
Razor, *n.* અસ્ત્રો.
Reach, *n.* વિસ્તાર, પોહોંચ. *v. t.* લાંબુ કરવું, દાખલ થવું, પોહોંચવું.
Reaction, *n.* સામું જોર.
Read, *v. t.* વાંચવું, સમજવું. *v. i.* પઢવું.—ing, *n.* વાંચન, પાઠ.—er, *n.* વાંચનાર.
Readiness. *n.* તૈયાર હોવું તે. [તૈયાર.
Ready, *a.* તૈયાર, બંધ બેસતું, ચંચળ.—made, *a.*
Real, *a.* ખરૂં. —ity, *n.* ખરાપણું.—ize, *v. t.* કામમાં આણવું, ખરૂં માનવું.
Realm, *n.* રાજ્ય.
Ream, *n.* કાગળના વીસ દસ્તા.

Reanimate, *v.t.* ફરીથી જીવતું કરવું, હિમત આપવી.
Reap, *v. t.* કાપણી કરવી, મેળવવું. *v. i.* લણવું.
Rear, *n.* પાછલો ભાગ. *v t.* ઉભુ કરવું, ઉછેરવું. *v.i.* પાછલે ભાગે ઉભા રહેવું.
Reason, *n.* અક્કલ,કારણ. *v.t.* વિવેક બુદ્ધિથી તપાસવું. *v.i.* તર્ક કરવો.—able, *a.* વાજબી.—ing, *n.* તકરાર, તર્કવિદ્યા. [બળવો, રીતુર.
Rebel, *n.* બળવાખોર. *v. i.* બળવો કરવો.—lion, *n.*
Rebound, *v. i.*-ને લીધે પાછું આવવું, પ્રતિ શબ્દ થવો. *n.* ઉથલો. [ટકાવ, પરાજય.
Rebuff, *n.* પાછું હઠવું પડે એવો એકાએક કરેલો અ-
Rebuke, *v.t.* ઠપકો દેવો, ધમકાવવું. *n.* ઠપકો, ધમકી.
Rebut, *v.t.* હઠાવવું. સામો પુરાવો આપવો.
Recall, *v. t.* જે પોતે કહ્યું હોય તે ન કહ્યું ગણવું એમ કહેવું, રદ કરવું.
Recant, *v. t* ફેરવવું, ઈનકાર કરવું. [કહેવી.
Recapitulate, *v. t.* સંક્ષેપમાં મુખ્ય બાબતો ફરીથી
Recede, *v. i.* પાછા હઠવું. [Receive.
Receipt, *n.* હાથ આવવું તે, પોહોંચ, રસીદ. (See
Receive, *v. t.* લેવું, સ્વીકારવું, કબુલ રાખવું.—r, *n.* લેનાર.
Recent, *a.* હમણાનું, તાજુ.

Receptacle, *n.* જેમાં કાંઈ માય-રહે તે, ઠામ, વાસણ.
Reception, *n.* આદરસત્કાર, સ્વીકાર. [ગોખલો.
Recess, *n.* પાછા હઠવું તે, વિશ્રામ, એકાંત ખાનગી જગ્યા,
Recipe, *n.* કોઈ અમુક ઓષડમાં કયી કયી ચીજો નાંખવાની છે તેની યાદદાસ્ત.
Reciprocal, *a.* વારાફરતી આવતું, અરસપરસ.
Recital, *n.* મોઢે ભણી જવું તે, પુનઃકથન.
Recite, *v. t.* મોઢે ભણી જવું.
Reckless, *a.* બેપરવા, બેદરકાર. [સુમાર.
Reckon, *v. t.* ગણવું, લેખવવું.—ing, *n.* ગણત્રી,
Reclaim, *v. t.* સુધારવું, પાછું માગવું.—ation, *n.* પાછું લેવું તે.
Recline, *v. i.* ટેકવવું, આરામ લેવો.
Recluse, *n.* એકાંતવાસી, વાનપ્રસ્થ.
Recognition, *n.* ઓળખાણ, માન્ય-કબૂલ કરવું તે.
Recognize, *v. t.* પિછાનવું, કબુલ કરવું.
Recoil, *v. i.* પાછા હઠવું-આવવું.
Recollect, *v. t.* યાદ કરવું-ને સંભારવું.—ion, *n.* યાદ, યાદદાસ્ત, સ્મરણશક્તિ.
Recommend, *v.t.* સીફારસ-ભલામણ કરવી.—ation, *n.* સીફારસ, તારીફ.—atory, *a.* શિફારસનું.
Recompense, *n.* બદલો, અનેજ, બદલો લેવો તે. *v.t.*

-ને બદલો આપવો.

Reconcile, *v. t.* સમાધાન કરાવવું, સંપ કરવો.

Recondite, *a.* ગુપ્ત, છાનું.

Reconnoitre, *v. t.* તપાસવું, જોવું.

Record, *v. t.* નોંધવું, લખી રાખવું. *n.* લેખ, દફતર.

—er, *n.* લખી રાખનાર. [રવું.

Recount, *v. t.* સવિસ્તર-તપસીલવાર કહેવું-કથન ક-

Recurse, *n.* આશ્રયકરણ.

Recover, *v. t.* પુનઃસંપાદન કરવું.-ને પાછું મળવું. *v. i.* સુધરવું, સાજુ થવું.—y, *n.* પુનઃપ્રાપ્તિ, આરામ, વિશ્રાન્તિ.

Recreation, *n.* વિસામો, આશાએશ, ગમત.

Recruit, *n.* નવો સિપાઈ. *v.t.* નવા સિપાઇ પુરા પાડવા, તબિયત દુરસ્ત કરવી. *v. i.* સમારવું, ઠેકાણે આવવું.

Rectify, *v. t.* સુધારવું, રસ કાઢવો.

Rectilineal, *a.* સિધિ લીટીવાળું.

Rectitude, *n.* પ્રમાણિકપણું, ખરા-નેકી પણું. [રી.

Rector, *n.* ધર્મોપદેશક, નિશાળનો મુખ્ય શિક્ષક, અધિકા-

Recur, *v. i.* પાછું યાદ આવવું.-પર આધાર રાખવો, ફરીથી ચોકસ વખતે બનવું-થવું.

Red, *a.* લાલ, રાતું. *n.* લાલ રંગ.—hot, *a.* તાપથી

લાલચોળ થએલું.—lead, *n.* સિંદુર.—den, *v.i.* રાતું થવું, રાતું હોવું, શરમથી મોં લાલ થઇ જવું. *v. t.* લાલ કરવું.—dish, *a.* રતાશપરનું.

Redeem, *v. t.* વેચેલું પાછું ખરીદ કરવું, છોડવવું, બચાવવું,–નું તારણ કરવું.

Redemption, *n.* છુટકારો, મુક્તિ, તારણ.

Redolence, *n.* સુગંધ, વાસ.

Redolent, *a.* ખુશબોદાર, સુવાસ.

Redouble, *v. t.* બમણું કરવું, ઉપરાઉપરી કરવું. *v.i.* બમણું થઇ જવું.

Redress, *v. t.* –ની દાદ લેવી. *n.* છુટકારો, –ને માટે ઈલાજ કરવો તે.

Reduce, *v.t.* ઓછું કરવું, તાબે કરવું, (ગણિતમાં)–નું રૂપ આણવું, ઉતરી ગયેલાં હાડકાંને ઠેકાણે લાવવું.

Reduction, *n.* ઘટાડો, કમજોર કરવું તે. (ગણિતમાં) ભાંજણી.

Redundant, *a.* પુષ્કળ, ફેલાતું, ફાજલ.

Re-echo, *n.* પાછો પડઘો. *v. t.* શબ્દ સંભળાવવો, પાછો અવાજ કરવો *v. i.* પાછો અવાજ થવો.

Reed, *n.* બરૂ, વગાડવાની પીપી, ફણો. [કળવી.

Reek, *n.* ધુમાડો, ધુણી, બાફ, વરાળ. *v.t.* વરાળ ની-

Reel, *n.* ચરખો, ફિરકી. *v.t.* ચરખા ઉપર વિંટાળવું. *v. i.* ઝોકાં ખાતું ચાલવું–લથડવું.

Re-enter, *v. t.* પાછું દાખલ થવું.

Refer, *v. t.* હવાલે કરવું, તપાસવું. *v.i.* લાગુ પડવું, ઇસારો કરવો.—ee, *n.* ત્રાહીત પુરૂષ, ત્રીજો પુરૂષ. —ence, *n.* હવાલો, સંબંધ, સૂચના.

Refine, *v. t.* કચરો સાફ કરવો, સુધારવું. *v. i.* સુધરવું.—d, *a.* નિર્મળ, ચોખ્ખું.—r, *n.* સુધારનાર. —ment, *n.* સ્વચ્છતા, નિર્મળતા, સુધારો.

Reflect, *v. t.* પરાવર્તન કરવું. પ્રતિબિંબ પાડવું.*v. t.* -નું ચિંતન કરવું.—ion, *n.*પરાવર્તન, વિચાર, મુકેલો દોષ.—or,*n.*સૂર્યની સામે મુકેલી ચકચકિત તખ્તી.

Reflexive, *a.* આત્માનુભવનું-થી થયેલું.

Reflux, *n.* ઓટ, પાણી વગેરેનું ઉતરી જવું.

Reform,*n.*સુધરાઇ, સુધારો.*v.t.*સુધારવું, દુરસ્ત કરવું. *v.i.*ખરાબ હોય તે તજી દેવું,—ation, *n.* સુધારો, સુધરાઇ,રોમન કેથોલિક ધર્મમાં થયેલો મોટો ફેરફાર.

Refract, *v. t.* -થી વાંકું વાળવું.—ory, *a.* હઠીલું, માથે-મોહે ચઢેલું.

Refrain, *v. i.* દુર રહેવું. *v. t.* અટકાવવું.

Refresh, *v. t.* ટાઢું પાડવું,-થી આરામ મળવો.-થી તાજું થવું.—ment, *n.* વિસામો, તાજગી, ઉત્તેજન.

Refuge, *n.* આશ્રો, શરણ.—e,*n.*સ્વદેશ છોડીને બીજા દેશમાં શરણાંગત થવાને રહેલો માણસ.

Refulgence, *n.* ચળકાટ.
Refund, *v. t.* પાછું આપવું, મજરે આપવું.
Refusal, *n.* નકાર, અંગીનકાર, અસ્વીકાર. [Refund.)
Refuse, *v.t.* ના પાડવી, ન ગણકારવું. *n.* કસ્તર. (See
Refute, *v.t.* –નું ખંડન કરવું, તોડવું, દલીલો રદ કરવી.
Regain, *v. t.* પાછું મેળવવું (ખોવાએલું.)
Regal, *a.* રાજાનું, રાજકીય, બાદશાહી.—ia, *n. pl.* રાજ્યચિન્હ.
Regale, *v. t.* –ને ઉજાણી આપવી, હોંશ પુરી પાડવી.
Regard, *n.* દરકાર, ધ્યાન, ખાતર. *v. t.* જોવું, ગણકારવું.—ing, *prep.* વિષે, સંબંધી.—ful, *a.* ધ્યાન આપનાર.—less, *a.* બેપરવા, બેદરકાર.
Regenerate, *v. i.* ફરીથી જન્મ આપવો, પેદા થવું. *a.* પુનર્જન્મ પામેલું. [લદાર.
Regent, *n.* હાકેમ, અધિકારી, રાજાની વતીનો અમ-
Regimen, *n.* અવગુણ ન કરે એવું ખાનપાન, કરી.
Regiment, *n.* કર્નલના હાથ નીચેની પલટણ, ફોજની ટુકડી.
Region, *n.* મુલક, મંડળ.
Register, *n.* નોંધ, દફતર, ચોપડો. *v. t.* નોંધવું.
Registrar, *n.* દફતરદાર, બારનિસ. [દિલગીરી થવી.
Regret, *n.* દિલગીરી, અફસોસ, પશ્ચાતાપ. *v.t.* દુઃખ-

**Regular**, *a.* યથાશાસ્ત્ર, કાયદેસર, નિયમી.—ity, *n.* કાયદાસરપણું.

**Regulate**, *v.t.* બંદોબસ્ત કરવો, નિયમ પ્રમાણે કરવું.

**Regulation**, *n.* કાયદો, નિયમ.

**Rehearsal**, *n.* પુનઃકથન, ઉલ્લેખ.

**Rehearse**, *v. t.* કહી દેખાડવી (બીજાની વાત).[હોવો.

**Reign**, *n.* રાજ્ય, કારકિર્દી. *v. i.* રાજ્ય કરવું, રાજા

**Reimburse**, *v. t.* વાળી આપવું, ભરી દેવું.

**Rein**, *n.* લગામની દોરી, અછોડો.—s, *pl.* મુત્રપીંડ, ગુરદો, કમ્મર.

**Reinforce** *v.t.* મદદ કરવી,(નવા સિપાઈ વહાણે મોકલી મજબુત કરવું). *n.* કુમક, મદદે મોકલેલું લશ્કર.

**Reinstate**, *v.t.*–ને ફરી સ્થાપન કરવું.

**Reject**, *v.t.* ફેંકી દેવું,ત્યાગ કરવું,છોડી જવું, રદ કરવું. —ion, *n.* અનંગીકાર, ત્યાગ.

**Rejoice**, *v.t.* –ને સંતોષ ગમાડવું,–ને આનંદ થવો. *v. i.* આનંદમાં હોવું, હરખાઈ જવું.

**Rejoicing**, *n.* આણંદ, હર્ષ.

**Rejoin**, *v.t.* ફરી જોડવું, સાથે–જોડે થવું. *v.i.* ઉત્તરનો ઉત્તર આપવો.—der, *n.* પ્રત્યુત્તર. [ડવી.

**Relapse**, *n.* પાછું પડવું તે, પછાડો. *v.i.* –ની ટેવ પા-

**Relate**, *v.t.* કહી આપવું, હેવાલ આપવો.

Relating, *a.* સંબંધનું, સંબંધી.
Relation, *n.* બ્યાન, હકીકત, સંબંધ, સગાઈ.
Relative, *n.* સગું, કુટંબી. *a.* લાગતું વળગતું, સંબંધી.
Relax, *v.t.* ઢીલું કરવું, નરમ રાખવું. *v.i.* શક્તિ ઓછી થવી.—ation, *n.* વિસામો, અભ્યાસથી છુટવું તે.
Realy, *n.* ડાગ, ચોકી. [દુઃખમાંથી છોડવવું.
Release, *n.* છુટકો, મુક્તિ, ફારગતી. *v.t.* –ને છોડવું,
Relegate, *v.t.* નાંખી દેવું, દેશનિકાલ કરવો.
Relentless, *a.* કઠોર હૃદયનું, વજ્ર છાતીનું.
Relenant, *a.* લાગુ પડે એવું.
Reliable, *a.* વિશ્વાસ–ભરોંસો કરવા જોગ.
Relic, *n.* બાકી રહેલું તે, રહેલી નિશાની, મુડદું.
Relict, *n.* વિધવા, રાંડેલી.
Relief, *n.* મદદ, આરામ, ચેન.
Relieve, *v.t.* (-નું દુઃખ) મટાડવું, છુટકો કરવો.
Religion, *n.* ધર્મ, પંથ. [બરા.
Religious, *a.* ધર્મ સંબંધીનું, ધર્મી, ભક્તિમાન, બરા-
Relish, *n.* રૂચી, સ્વાદ, પ્રસન્નતા, ખુશી.
Reluctant, *a.* નાખુશ, નારાજી.
Relume, *v.t.* ફરીથી સળગાવવું, ચેતવવું.
Rely, *v.i.* વિશ્વાસ રાખવો.
Remain, *v.i.* રહેવું (સીલક). મુકામ કરવો.—s, *n. pl.*

બાકી,મુડદ્દ,ખ ડેર.—der. n. બાકી રહેલું, બાદબાકી.

Remark, n. જોવું તે, ટીકા, અવલોકન, નજર. v.t. ધ્યાન દઈને જોવું.—able, a. ધ્યાનમાં રાખવા જોગ, પ્રખ્યાત.

Remarriage, a. પુનર્લગ્ન, નાતરૂં.

Remedial, a. ઉપાય-ઇલાજ કરવા વિષેનું.

Pemedy, n. ઉપાય, ઔષધ.

Remember, v.t. યાદ રાખવું,-ને સાંભરવું

Remembrance, n. યાદ હોવું તે, સ્મરણ.

Remind, v.t. યાદ દેવડાવવું, સંભારી આપવું.

Remiss, a. ઢીલું, સુસ્ત, ઠંડું.

Remission, n. માફી, ક્ષમા.

Remit, v.t. સમાવવું,નરમ પાડવું, સોંપવું, દુર ઠેકાણે મોકલવું, (પૈસા-હુંડી વગેરે).--tance, n. પૈસા મોકલવા તે, મોકલેલા પૈસા.

Remnant, n. બાકી, શીલક, શેષ. [દલીલ, ઠપકો.

Remonstrance,n. શીખામણ દેવાની મતલબે તકરાર,

Remonstrate, v. i. દલીલ-દાખલા પૂર્વક શીખામણ દેવી, સમજાવવું. [નિર્દય.

Remorse, n. સંતાપ, ખરખરો, પસ્તાવો.—less, a.

Remote, a. છેટેનું, લાંબા વખતનું.

Remount, v.t. ફરીથી સ્વારી કરવી.

Removal, *n.* સ્થાલાંતર, બરતરફી, છુટકારો.

Remove, *n.* સ્થાનભેદ, પગથિયું, પાયરી. *v.t.* બીજી જગાએ જાય તેમ કરવું, ખસેડવું.---able, *a.* ખસેડી શકાય એવું.

Remuneration, *n.* બદલો, પ્રતિફળ, અવેજ.

Rencounter, *n.* સામાસામી ભેટ-મારામારી.

Rend, *v.t.* ફાડવું, તોડવું.---er, *v.t.* પાછું આપવું, અદા કરવું, તરજુમો કરવો.—ering, *n.* તરજુમો.

Rendezvous., *n.* એકઠા થવાને નીમેલો મુકામ. *v.i.* કોઈ ચોકસ જગાએ એકઠા થવું.

Renegade, Renegado, *n.* સ્વપક્ષ છોડનાર, ત્યાગી.

Renew, *v.t.* યથાશક્તિ કરવું, તાજું કરવું, સમારવું. -able,નવું થઈ શકે તેવું.—al,*n.*નવીકરણ,જીર્ણોદ્ધાર.

Renounce, *v.t* છોડી દેવું, ના પાડવી, કબુલ ન કરવું.

Renovate, *v.t.* તાજું કરવું, ફેરફાર કરવો.

Renovation, *n.* નવો ફેરફાર, સુધારો.

Renown, *n.* નામ, કીર્તિ.—ed, *a.* નામીચું.

Rent, *n.* સાંથ, ભાડું.

Renuncintion, *n.* છોડી મુકવું. [ટીપ કરવી.

Repair, *n.* મરામત, સમરામણી.*v.t.* સમારવું, ટાપ-

Repartee, *n* હાજર જવાબ, સમયોચિત ઉત્તર.

Repast, *n.* ભોજન કરવું તે, આહાર. [મળવું.
Repay, *v.t.* ભરી આપવું, અવેજ વાળવો, –ને બદલે
Repeal, *n.* ભંગ, લોપ. *v.t.* રદ-બાતલ કરવું.—er, *n.* રદ કરવાને માટે તકરાર લેનાર. [ફરીથી,વારંવાર.
Repeat, *v.t.* ફરીથી બોલવું-કહેવું-કરવું.—edly, *ad.*
Repel, *v. t.* પાછું હઠવાની ફરજ પાડવી.—lent, *a.* પાછું હઠાવનાર.
Repent, *v.i.* પશ્ચાતાપ કરવો.—ance, *n.* પશ્ચાતાપ.
Repertory, *n.* કોઠાર, ભંડાર, વખાર. [વૃત્તિ.
Repetition, *n.* ફરીથી બોલવું તે, પાઠ બોલવો,પૂનરા-
Repine, *v.i.* ખીજ્યા કરવું, અસંતોષ માનવો, કકળાટ કરવો, મનમાં બળવું, ઝુરવું.
Replace, *v.t.* પૂર્વ સ્થિતિમાં આણવું.
Replenish, *v. t.* ભરપૂર કરવું.
Replete, *a.* ભરેલું, ભરપૂર.
Reply, *n.* જવાબ, *v.t.* or *i.* જવાબ આપવો.
Report, *n.* હેવાલ, હકીકત. *v. t.* ખબર કરવી, –નું બ્યાન કરવું.—er, *n.* ખબર આપનાર.
Repose, *n.* આરામ. *v.i.* સુવું, આડા પડવું. *v. t.* મૂકવું, મુકીને આરામ લેવો.
Repository, *n.* વખાર, ભંડાર.
Reprehend, *v.t.* ખીજવું, ઠપકો દેવો.

Reprehension, *n.* ઠપકો દેવો તે.
Represent, *v.t.* દર્શાવવું, વર્ણન કરવું.—ation, *n.* દર્શન, વર્ણન, વેશ, ચિત્ર.—ative, વકીલ, પ્રતિનિધિ.
Repress, *v.t.* દાબવું, બેસાડી દેવું.
Reprieve, *n.* દેહાંત શીક્ષા મુલતવી રાખવી તે. *v. t.* દેહાંત શિક્ષા મુલતવી રાખવી.
Reprimand, *n.* સખત ઠપકો. *v.t.* ઠપકો દેવો.
Reprisal, *n.* પ્રત્યપહરણ, પ્રત્યપકાર, વેર લેવું તે.
Reproach, *n.* નિંદા, અપમાન. *v.t.* નિંદા કરવી, ઠપકો દેવો.—ful, *a.* ઠપકાવાળું.
Reprobate, *a.* દુષ્ટ, બેહેકી ગયેલું, દેવ ધર્મ નહીં માનનાર.
Reprobation, *n.* પાપમાં મુકી દેવું તે, નાપસંદ કરવું તે.
Reproduce, *v.t.* નવું પેદા કરવું, નિપજાવવું.
Reproof, *n.* ઠપકો, શબ્દમાર.
Reprove, *v.t.* ઠપકો દેવો, વઢવું.
Reptile, *a.* નાના પગે ચાલતું, અધમ, પેટે ચાલતું. *n.* પેટ-નાના પગવડે ચાલનારૂં જનાવર.
Republic, *n.* પ્રજાસત્તાક રાજ્ય.—an, *a.* પ્રજાસત્તાક [રાજ્યનું.
Rupudiate, *v.t.* છોડી દેવું, નાકબુલ કરવું.
Repugnance, *n.* નાખુશી, આનાકાની, વિરોધ.
Repugnant, *m.* સામું, ઉલટું.

Repulse, *n.* પાછું હઠાવવું તે. *v.t.* સામા થઈને અટકાવવું.
Repulsion, *n.* પાછું હઠાવવું તે, પ્રતિસારશક્તિ.
Repulsive, *a.* પ્રતિસારક, નાપસંદ, મીલનસાર નહીં.
Reputable, *a.* આબરૂદાર.
Reputation, Repute, *n.* નામ, ઇજ્જત.
Request, *n.* માગણી. *v.t.* માગવું, અરજ કરવી.
Require, *v.t.*—ને ફરમાવવું, જરૂર પાડવી.—ment, *n.* સત્તાની માગણી. [નું
Requisite, *n.* અગત્યની વાત, જરૂરની બિના. *a.* જરૂર-
Requisition, *n.* માગણી, દાવો, અરજી.
Requital *n.* બદલો, વેર વાળવું તે, પ્રતિદંડ. [-કરવું.
Requite, *v.t.* સારાને બદલે સારૂં-ખોટાને બદલે ખોટું
Rescind, *v.t.* રદ-બાતલ-મોકુફ કરવું.
Rescript, *n.* રાજઆજ્ઞા, બાદશાહી હુકમ, રાજાનો હુકમ.
Rescue, *n.* છુટકો, મુક્તિ. *v.t.* છોડવવું.
Research, *n.* જ્ઞાનને માટે શોધ.
Resemblance, *n.* મળતાપણું.
Resemble, *v. t.*—ના સરખું હોવું, મળતું આવવું.
Resent, *v.t.* બુરૂં માનવું.—ful, *a.* ચિડિયું, તામસી.
—ment, *n.* ગુસ્સો, ક્રોધ, રીસ.
Reserve, *n.*—ને માટે રાખેલો પદાર્થ, અણીના વખતને માટે રાખેલી લશ્કરી ટુકડી. *v.t.* રાખી મૂકવું.

Reserved, *a.* મોકળા મનનું નહીં, મનમાં ગડદો રાખતું.
Reservoir, *n.* હોજ, ટાંકું, તળાવ.
Reside, *v.i.* રહેવું, વસવું.
Residence, *n.* વાસ, મકાન, રહેઠાણ.
Resident, *n.* or *a.* વસનાર, રહેવાસી, પારકા દેશના દરબારમાં સરકાર તરફથી રાખેલો વકીલ.
Residuary, *a.* બાકી રહેલું, બાકી રહેલાનો વારસ.
Residue, *n.* બાકી, શેષ.
Resign. *v. t.* રાજીનામું આપવું, તાબે થવું.
Resignation, *n.* છોડવું–મુકી દેવું તે, રાજીનામું.
Resin, *n.* રાળ, બીન્તેરા.
Resist, *v. t.* –ની સામે થવું, અટકાવવું.—ance, *n.* અટકાવ, આડ, નડતર.—ible, *a.* સામે થવાય એવું, અટકાવાય એવું.
Resolute, *a.* ડગે નહીં એવું, દ્રઢ, હિમ્મતવાન.
Resolution, *n.* મિશ્ર પદાર્થના ભાગને જુદા પાડવા તે, મન સાથે નક્કી થવું તે, મનસુબો, ઠરાવ.
Resolve, *v. t.* મુળતત્વ જુદાં પાડવાં. *v.i.* મન સાથે નક્કી કરવું. (See Resolute).
Resort, *n.* મેળાવડો, આખરનો ઉપાય. *v. i.* –નો આશ્રય પકડવો–લેવો,–ની પાસે જવું.
Resound, *v. i.*–માંથી ધ્વનિ થવો, ગાજી ઉઠવું.

Resource, *n.* યુક્તિ, ઈલાજ.—s, *pl.* સંપત્તિ.
Respect, *n.* માન, ધ્યાન, લક્ષ. *v. t.* ધ્યાનમાં લેવું.
—ability, *n.* આબરૂ, ઈજ્જત, પ્રતિષ્ઠા.—able, *a.* આબરૂદાર, પૂજ્ય,—ful, *a.* મર્યાદશીળ, અદબવાળું.
—ing, *prep.* વિષે, બાબે, સંબંધી.—ive, *a.* પોતપોતાનું.—ively, *ad.* જેનું તેનું.
Respiration, *n.* દમ લેવો તે, શ્વાસ.
Respire, *v. t.* or *i.* સ્વાસ લેવો તથા કાઢવો. [વી તે.
Respite, *n.* ઢીલ, વિસામો, દેહાંત શિક્ષા મુલતવી રાખ-
Resplendent, *a.* ચકચકીત, તેજસ્વી.
Respond, *v. i.* જવાબ આપવો.
Respondent, *n.* પ્રતિવાદી, ઉત્તરપક્ષી.
Response, *n.* ઉત્તર, જવાબ.
Responsibility, *n.* જવાબદારી, જોખમ.
Responsible, *a.* જવાબદાર, જુમ્મેદાર.
Rest, *n.* આરામ, ઊંઘ, વિસામાની જગા. *v. t.*,—ને ટેકો દેવો—ને ટેકાવવું. *v. i.* ઊંઘવું, આરામ લેવો.
Restitution, *n.* લીધેલું પાછું આપવું તે.
Restive, *a.* અડિયલ, હઠીલું. [સ્વસ્થપણું, ચટપટ.
Restless, *a.* બેચેન, અસ્વસ્થ.—ness, *n.* વ્યગ્ર, અ-
Restoration, *n.* પાછું સ્થાપવું તે, પુનઃસ્થાપન, રોગ થકી છુટકો, મુક્તિ.

**Restore**, *v. t.* પાછું આપવું, પાછું લાવવું.
**Restrain**, *v. t.* કબજામાં–દાબમાં રાખવું.
**Restraint**, *n.* અટકાવવું તે, અટકાવ, અંકુશ.
**Restrict**, *v. t.* હદ બાંધવી,–ની મર્યાદા કરવી.
**Restriction**, *n.* પ્રતિબંધ, મર્યાદા, હદ. [આવવું.
**Result**, *n.* પરિણામ, છેડો. *v. i.* નીકળવું, પરિણામ
**Resume**, *v. t.* પાછું લેવું.
**Resumption**, *n.* પાછું લેઈ લેવું તે.
**Resurrection**, *n.* પુનરૂત્થાન, કયામત.
**Resuscitate**, *v. t.* સજીવન કરવું, જીવ ઘાલવો.
**Retail**, *n.* પરચુરણ વેચાણ. *v. t.* પરચુરણ–કકડે કકડે વેચવું.—er, *n.* પરચુરણ વેચનાર.
**Retain**, *v. t.* રાખવું, મુસારો આપી ચાકરીમાં રાખવું.—er, *n.* ખીજમતદાર.
**Retaliate**, *v. t.* બદલો વાળવો, વેર લેવું.
**Retard**, *v.t.*–નો વેગ ઓછો કરવો–નો અટકાવ કરવો.
**Retch**, *v. t.* ઓકવું, ઉલટી કરવી.
**Retentive**, *a.* ટકાઉ, ધારણા શક્તીવાળું, દઢ.
**Reticent**, *a.* ચુપકીવાળું.
**Retina**, *n.* આંખનો પડદો.
**Retinue**, *n.* રસાલો, સ્વારી.
**Retire**, *v. i.* પાછું ખસવું, જવું, ઘેર બેસવું, છૂટા પડવું,

—ment, *n.* એકાંત સ્થળ,એકાંત વાસમાં રહેવું તે.
Retired, *a.* એકાંત, છાનું.
Retort, *n.* ઉલટાની બોલેલી વાત,(રસાયણ શાસ્ત્રમાં) લાંબી નળીવાળું ગોળ વાસણ. *v.t.* ઉલટાનાને બોલવું.
Retrace, *v. t.* પાછું લઇ જવું.
Retract, *v. t.* પાછું ખેંચી લેવું, બદલવું. *v. i.* બોલી [પાછી ખેંચી લેવી.
Retreat, *n.* પાછું જવું તે, એકાંતવાસનું સ્થળ. *v. i.* પાછાં જવું.
Retrench, *v. t.* ઓછું કરવું, ઘટાડવું.—ment, *n.* [કમી કરવું તે.
Retribution, *n.* બદલો, પરલોકમાં મળનાર કર્મફળ.
Retrieve, *v. t.* પાછું મેળવવું.
Retrograde, *a.* પાછું-ઉલટું જતું હોય તેવું. *v. t.* પાછળ જવું, પડતી દશામાં આવવું.
Retrospect, *n.*
Retrospection, *n.* } ગયા ગુજર્યા બનાવનો વિચાર.
Return, *n.* પાછું જવું તે, લાભ,બદલો,નફો.*v. i.* પાછું આપવું. *v. t.* પાછું વળવું-ફરવું.
Reunion, *n.* ફરી મેળાપ થવો તે, પુનર્યોગ.
Reunite, *v. t.* or *i.* ફરીથી મેળવી દેવું.
Reveal, *v. t.* પ્રસિદ્ધ કરવું, કહી દેવું.
Revel, *n.* મદ્યપાન અને શોરબકોર સાથે કરેલી મિજબાની. *v. i.* મોજ મારવી.—ry, *n.* મદ્યપાન અને

રંગરાગવાળી જ્યાફત કરવી તે, ધામધુમ.

Revelation, *n.* ઉઘાડું પ્રસિદ્ધ કરવું તે, ઇશ્વરોક્ત શાસ્ત્ર

Revenge, *n.* વેર, અદાવત. *v. t.* -ને માટે વેર લેવું. —ful, *a.* કીનાખોર, ખુની.

Revenue, *n.* મેહેસૂલ, જમાબંધી, વાર્ષિક ઉપજ, ફળ.

Reverberate, *v. t.* પાછી ગર્જના કરવી.

Revere, *v. t.* માન આપવું, નમસ્કાર કરવા.

Reverence, *n.* આબરૂ, નમસ્કાર. *v. t.* માન આપવું, નમસ્કાર કરવા.

Reverend, *a.* પુજ્ય. (See Revere).

Reverse, *n.* પ્રતિપક્ષ, અવળી બાજુ, ફેર. *a.* ઉલટું. *v. t.* ઉલટું બોલવું, ફેરવવું.

Reversion, *n.* પહેલાં આપનારની પાસે કિંવા તેના વારસ પાસે મિલકતનું પાછું જવું તે, પાછું આવવું તે.

Revert, *v. i.* પાછું જવું,-ફરવું, માલીકની પાસે પાછું જવું. -ને પ્રાપ્ત થવું. (See Reverse).

Review, *n.* ફરી તપાસવું તે, ગુણ દોષ બતલાવવા, ચોકસી કરવી, ગુણદોષ વિવેચક ચોપાનિયું. *v. t.* પાછું તપાસવું.

Revile, *v. t.* નિંદા કરવી.

Revisal,-sion, *n.* ફરીથી તપાસવું તે, પુનરાવૃત્તિ.

Revise, *v. t.* ફરીને તપાસવું-જોઈ જવું.

Revival, *n.* સજીવન કરવું તે.
Revive, *v. t.* સજીવન કરવું. *v.i.* મરતાં મરતાં બચવું.
Revoke, *v. t.* રદ્દ-બાતલ કરવું, ફેરવવું.
Revolt, *n.* વફાદારી છોડી દેવી તે, બળવો.
Revolution, *n.* ફરવું તે, રાજ્યનો ફેરફાર.
Revolve, *v. t.* ફેરવવું, પ્રદક્ષિણા કરવી. *v. i.* ફરવું. (See Revolt).
Reward, *n.* મેહેનતનું ફળ, ઇનામ. *v.t.* ઇનામ આપવું.
Rhetoric, *n.* સુભાષિત ભાષણ કરવાની વિદ્યા, અલંકાર શાસ્ત્ર.—al, *a.* ભાષણ કરવાની કળા સંબંધી. —ian, *n.* અલંકાર શાસ્ત્ર જાણનાર.
Rheumatism, *n.* સંધિવા, સાંધામાં કળતર, વાતરોગ.
Rhinoceros, *n.* ગેંડો-ડી.
Rhombus, *n.* (ભૂમિતિમાં) વિષમ ચતુરસ્ત્ર.
Rhubarb, *n.* રેવન્ચીનો શીરો, રોઈબાગ.
Rhyme, *n.* અનુપ્રાસ. *v. t.* ઝમક લાવવી. *v.i.* કાવ્ય કરવું.
Rib, *n.* પાંસળી, વહાણની બાજુઓ મજબુત કરવાને જે વાંકુ લાકડું જડવામાં આવે છે તે, (પાંદડાનો) દાંડો-દાંડી, નસ.
Riband, Ribbon, *n.* રેશમી પટ્ટી.
Rich, *a.* પૈસાદાર.—es, *n pl.* ધન, દોલત.—ly, *ad.* ભભકાથી.
Rick, *n.* ઢગ, અંબાર.—ety, *a.* નબળું, ખખળી ગએલું.

Rid, *a.* મોકળું. *v. t.* છોડવવું, દૂર કાઢવું.
Riddance, *n.* છુટકારો, છુટકો.
Riddle, *n.* ઉખાણું, કોહડો, સમશ્યા.
Ride, *n.* ઘોડા ઉપર બેસી જવું તે, સ્વારી. *v. i.* or *t.* –ઉપર–માં બેસીને સ્વારી કરવી.
Rider, *n.* સ્વાર, લેખ વિગેરેની પુરવણી–સાંધણ.
Ridge, *n.* ટેકરો, પહાડની હાર.
Ridicule, *n.* ઠઠ્ઠો, ગશ્કરી.*v.t.*મશ્કરી કરવી હશી કાઢવું.
Ridiculous. *a.* હસી કાઢવા જોગ, હાસ્યજનક.
Rifle, *v. t.* લુટવું, હરણ કરવું. *n.* પેચની બંદુક.
Rig, *n.* સજવું, પેહેરવું.—ging, *n.* વહાણનાં દોરડાં.
Right, *n.* હક; ઇનસાફ. *a.* ખરૂં, વાજબી, જમણા હાથ તરફનું. *v. t.*–નો વાજબી ઈનસાફ કરવો.*ad.* જોઈએ એવું, સીધું.—angle, *n.* કાટખુણો.—ful, *a.* ખરૂં, હકદાર.
Righteous, *a.* ન્યાયી, શદ્ગુણી, ધાર્મિક.—ness, *n.* નેકી, ન્યાય.
Rigid, *a.* સખ્ત, તીખા.—ity, *n.* સખ્તપણું.
Rigour, *n.* સખ્તપણું.—ous, *a.* સખ્ત, બરાબર.—ously, *ad.* કરડી રીતે.
Rill, *n.* નહાની નદી, ઝરો.
Rim, *n.* કાંઠો, કિનારો.*v.t.*કોર મુકવી.
Rind, *n.* છાલ, ચામડી.

Ring, *n.* વીંટી, કુંડાળું, અવાજ. *v. t.* વગાડવું. *v. i.* વાગવું.—leader, *n.* હલકા લોકનો આગેવાન, મુખી. —worm, *n.* દરાજ, દાદર.—let, *n.* વાળનો ગુચ્છો.
Rinse, *v. t.* પાણીથી વીંછળવું.—out the mouth, કોગળા કરવા.
Riot, *n.* હુલ્લડ, બળવો. *v. i.* બંડ ઉઠાવવું, હુલ્લડ કરવું. —ous, *a.* હુલ્લડ કરનારૂં.
Rip, *v. t.* ચીરવું, ઉકેલવું, ફાડવું.
Ripe, *a.* પાકું.
Ripen, *v. t.* પકવવું, તૈયાર કરવું. *v. i.* પાકવું, તૈયાર થવું.
Ripple, *n.* ઝીણાં ઝીણાં મોજાં. *v. t.* હલાવવું. *v. i.* હાલવું, ખળખળ વહેવું.
Rise, *n.* ઉપર ચઢવું તે, ચઢાણ, ઉદય. *v. i.* ઉઠવું, ઉગી ઉઠવું, ઉત્પન્ન થવું,—ની ચઢતી થવી, ભાવ-કીંમત વધવી.
Risible, *a.* હસનાર, હસામણું, હાસ્યજનક.
Risk, *n.* જોખમ. *v. t.* જોખમમાં નાંખવું.
Rite, *n.* ધર્મ ક્રિયા, વિધિ, સંસ્કાર.
Ritual, *n.* કોઈ ખ્રિસ્તી મંડળમાં ધર્મક્રિયાની પદ્ધતિ.
Rival, *a.* હરીફ, સમતોલ. *n.* હરીફ, બરોબરિયું. *v. i.* હરીફાઈ કરવી.—ry, *n.* બરોબરી,
Rive, *v. t.* ચીરવું, ફાડવું. *v. i.* તડકવું.
River, *n.* નદી, પ્રવાહ.
Rivet, *n.* ધાતુની ખીલી જેને વાળીને એક બાજુએથી

અથવા બંને બાજુએથી હથોડીવતી કુચો પાડી લેછે તે. *v. t.* ખીલી મારી સજ્જડ બેસાડવું.

Rivulet, *n.* નાની નદી, ઝરો.

Road, *n.* રસ્તો.—stead, *n.* સમુદ્રમાં જ્યાં નાગરેલાં વહાણ તરતાં રહી શકે તે જગ્યા.—made, *n.* સડક.

Roam, *v. i.* રખડવું.

Roan, *a.* કાબરચીતરૂં. *n.* કાબરચીતરો ઘોડો.

Roar, *n.* ગર્જના. *v. i.* ગર્જવું.

Roast, *n.* ભુંજેલો પદાર્થ. *v. t.* મશ્કરી કરવી, સેકવું.

Rob, *v.t.*–નું ચોરી–હરણ કરી લેવું, લુટવું, છીનવી લેવું. —ber, *n.* ચોર, લુટારો.—bery, *n.* ચોરી ધાડ.

Robe, *n.* જભ્ભો, જામો.

Robust, *a.* જોરાવર, મજબુત, પુર્ણ, જબરૂં.

Rock, *n.* ખડક. *v. t.* હીંચકા નાંખવા. *v. i.* ડગમગવું. —salt, *n.* સિંધવ.—y, *a.* ખડકવાળું.

Rocket, *n.* હવાઈ, બાણ.

Rod, *n.* સોટી, રાજદંડ.

Rogue, *n.* લુચ્ચો.—ry, *n.* લુચ્ચાઈ.

Roll, *n.* વીંટો, રજીષ્ટર, યાદી, ઈતિહાસ. *v. t.* ગગડાવવું. *v. i.* ડોલવું.—er, *n.* વેલણ, પટો.

Romance, *n.* અતિ અદભૂત કલ્પિત વાત.

Romantic, *a.* મનકલ્પિત, અદભૂત રસનું.

**Romp**, *v. i.* ઉછાંછળી રમત રમવી. *n.* મસ્તીખોર છોકરી.
**Rood**, *n.* એક એકરનો ચોથો ભાગ.
**Roof**, *n.* છાપરૂં. *v. t.* છાપરૂં નાંખવું.
**Rook**, *n.* કાગડો, *v. t.* ઠગવું.
**Room**, *n.* જગ્યા, ઓરડી.--y, *a.* વિસ્તીર્ણ, વિશાળ.
**Roost**, *n.* પક્ષીનું રહેઠાણ. *v. i.* પક્ષીની માફક રાત્રે ઝાડ અથવા બીજી ચીજ ઉપર બેસી આરામ લેવો.
**Root**, *n.* મૂળીયું, મૂળ.
**Rope**, *n.* જાડી રસી, દોરડું.
**Rosary**, *n.* જપમાળા, બેરખો.
**Rose**, *n.* ગુલાબ. *v. t.* ઉઠયું, જાગ્યું.—water, *n.* ગુલાબજળ.
**Rosy**, *a.* ગુલાબી રંગનું, ગુલાબી.
**Rot**, *n.* કોહોવાટ, સળો. *v. t.* સળાવવું. *v. i.* સળવું.
**Rotate**, *v. i.* કેન્દ્રની આસપાસ ગોળ ફરવું.
**Rotation**, *n.* ચકરી ફરવું તે, ચક્રગતી, વારો.
**Rotatory**, **Rotary**. *a.* ચક્રની પેઠે ફરતું.
**Rotten**, *a.* સળેલું, કોહોયેલું.
**Rotundity**, *n.* ગોળાકાર.
**Rough**, *a.* ખડબચડું.--ness, *n.* ખડબચડવાળું.
—Rider, *n.* ચાબુકસ્વાર.
**Round**, *n.* વર્તુલ, ફેરો, રોન, સામટો (બંદુકનો) બાર. *a.* ગોળ, ગોળાકાર, વ્યાજબી, ખુલ્લું. *v. t.* ગોળ ક-

રવું. *v. i.* ગોળ થવું. *ad.* આસપાસ. *prep.* આસપાસ, ગોળાકારમાં.—about, *ad.* આડું અવળું. —ness, *n.* ગોળપણું.

Rouse, *v. t.* જાગૃત કરવું. *v. i.* જાગવું.

Rout, *n.* હાર, પરાજય. *v.t.* વેરણખેરણ કરી નાંખવું.

Route, *n.* રસ્તો.

Routine, *n.* રોજનું કામ.

Rove, *v.i.* ફરતા ફરવું.

Row, *n.* ઓળ. *v. t.* હલેસાં મારવાં—er, *n.* હલેસાં મારનાર, શોરબકોર.

Royal, *a.* રાજાનું.—ist, *n.* રાજાની તરફનું માણસ. —ty, *n.* રાજ્યાધિકાર.

Rub, *v. t.* ઘસવું. *v. i.* ઘસાઇ જવું.

Rubber, *n.* જે કોઇ માણસ અથવા ચીજ ઘસે છે તે, રબર (ડાઘા કાઢવાનું)

Rubbish, *n.* કચરો.

Ruby, *n* માણેક (લાલ).

Rudder, *n.*વહાણનું સુકાન.

Ruddy, *a.* સુરખીદાર, લાલ.

Rude, *a.* અણઘડ, બેહુદબુ, તોફાની, જબરદસ્ત, કડકડતું.—ness, *n.* જગાતપણું.

Rudiment, *n.* મુળ તત્વ, ઉપક્રમ.—al, *n.* મુળ તત્વ સંબંધી.

Rue, *v. t.* પશ્ચાતાપ કરવો. *v. i.* પસ્તાવું. *n.* એક

જાતનો છોડ, સીતાણ.
Ruffian, *a.* ખુની, ચંડાળ. [ઉંચું નીચું.
Rug, *n.* કામળીની જાતનું કપડું.—ged, *a.* ખડબચડું,
Ruin, *n.* નાશ, અનર્થ. *v. t.* નાશ કરવો. *v. i.* ગરીબાઈમાં આવી જવું.—ous, *a.* પાયમાલ થયેલું.
—s, *n. pl.* ખંડીયેર.
Rule, *n.* અમલ, રાજ્ય. *v. t.* રાજ્ય ચલાવવું.
Ruler, *n.* હાકેમ, આંકણી. (પીવાનો દારૂ.
Rum, *n.* શેરડીના રસ અથવા તેની છારીનો બનાવેલો
Rumble, *v. i.* ગડગડવું. *n.* ગડગડાટ.
Ruminate, *v. i.* વાગોળવું, વિચાર કર્યા કરવો.
Rummage, *n.* ઉપરતળે-ઉથલપાથલ કરી કીધેલો શોધ. *v. t.* ઉથલપાથલ કરીને શોધ કરવો.
Rumour, *n.* અફવા, ઉડતી ગપ, ખબર.
Rump, *n.* ડગરૂં, કુલ્લું, ગાંડ.—le, *v. t.* કરચલી પાડવી-વાળવી. *n.* કરચલી.
Run, *v. t.* દોડાવવું, ખોસવું. *v. i.* દોડવું. *n.* દોડ, વેગ,ઇચ્છા.—away, *n.* નાશી ગયેલું માણસ.—ner, *n.* સરત દોડનાર, જાસૂદ.
Rupee, *n.* રૂપિઓ. [ભાગવું. *v. i.* ફુટવું.
Rupture, *n.* ભાંગવું તે,અંતરગળ, ફુટ, બિગાડ. *v. t.*
Rural, *a.* બહાર ગામનું, કૃષીકર્મનું.

Rush, *n.* એક જાતનો છોડ. *v. i.* ધસવું.
Rust, *n.* કાટ, ફુગ.
Rustic, *n.* ગામડીયો. *a.* જંગલી, સાદું.
—ity, *n.* જંગલી, અનાડીપણું.
Rustle, *v. i.* ખણખણવું, ખડખડવું.
Rusty, *a.* કાટવાળું.
Rut, *n.* ચાલો, હરણ વગેરે જનાવરોનું મૈથુન.
Ruth, *n.* દયા, કરૂણા, રહેમ.
Ruthless, *a.* નિર્દય, કઠોર.
Rye, *n.* એક જાતનું અનાજ.
Ryot, *n.* ખેડુત, પ્રજા, રૈયત.

---

# S.

S, ઇંગ્રેજી મુળાક્ષરનો ઓગણીસમો અક્ષર.
Sabbath, *n.* થાક ખાવાનો દિવસ, રવિવાર.
Sabble, *n.* નોળિયાની જાતનું એક માંસહારી પ્રાણી.
Sabre, *n.* પહોળી જાડા ફળવાળી વાંકી તલવાર. *v. t.* વાંકી તલવારથી મારવું.
Saccharine, *a.* ખાંડવાળું, સાકર જેવું.
Sacerdotal, *a.* ધર્મક્રિયા કરાવનારનું-વિષે.
Sack, *n.* કોથળો, તાટ.—cloth, *n.* તાટ, ગુણપાટ.
Sacrament, *n.* સંસ્કાર, ખ્રિસ્તી લોકનો પ્રભુ ભોજન

નામનો સંસ્કાર.
Sacred, *a.* ધર્મ નિર્માણ કરેલું, પવિત્ર.
Sacrifice, *n.* હોમ, બળિદાન. *v. t.* ચઢાવવું, અર્પણ કરવું. *v. i.* બળિદાન આપવું.—r, *n.* યાજ્ઞિક. [તે.
Sacrilege, *n.* દેવાર્પિત વસ્તુ વહેવારના ખપમાં લેવી
Sad, *a.* ઉદાસ.—den, *v. t.* ઉદાસ કરવું.
Saddle, *n.* જીન, ખોગીર. *v. t.* ખોગીર માંડવું.
—cloth, *n.* ધાશિયો.—girth, *n.* તંગ.
Saddler, *n.* ઘોડાનાં જીન બનાવનાર.
Safe, *a.* ક્ષેમ, કુશળ, ભો વગરનું.—conduct, *n.* વળાવું, અભયપત્ર, પરવાનો.—guard, *n.* રક્ષણનું સાધન, પરવાનો.—ly, *ad.* બિન જોખમે.—ty, *n.* ક્ષેમકુશળતા.
Safflower, *n.* કસુંબીવૃક્ષ, કસુંબો.
Saffron, *n.* કેશર. *a.* કેસરી, કેસરીઆ.
Sagacious, *a.* ચતુર, વિચક્ષણ, ડાહ્યું.
Sagacity, *n.* વિચક્ષણ બુદ્ધિ, ચતુરાઈ.
Sage, *n.* શાણો પુરૂષ, ઋષિ. *a.* ડાહ્યું.
Sagittarious, *n.* ધનરાશિ.
Sago, *n.* સાબુચોખા. [લ્યો.
Said, *a.* ઉપર કહેલું, મજકુર. *p.p.* of say. કહ્યું, બો-
Sail, *n.* સઢ, સફર, જળપ્રવાસ. *v. i.* પાણી ઉપર સ-

ઢમાં પવન લાગવાથી આગળ ચાલવું. *v. t.* દરિયા ઉપર હંકારવું.—or. *n.* ખારવો, ખલાસી.
Saint, *n.* સાધુ પુરૂષ,—ed, *a.* ભક્ત.
Sake, *n.* હેતુ, ખાતર, કારણ.
Salammoniac, *n.* નવસાગર, નવસાર.
Salary, *n.* પગાર, અવેજ.
Sale, *n.* વેચાણ, લિલામ.—able, *a.* વેચવા લાયક.
Salep, *n.* સાલમ, સાલમ મિશ્રી.
Salient, *a.* છલંગ મારતું, મુખ્ય, દેખાઇ આવતું.
Saline, *a.* ખારવાળું, ખારૂં.
Saliva, *n.* થુંક, લાળ.
Salivate, *v. t.* મ્હોં આવવું.
Sally, *n.* એકદમ કુદકો મારીને નીસરવું તે, છાપો, આડે રસ્તે મારેલો આંટો.
Saloon, *n.* રંગમેહેલ, દિવાનખાનું.
Salt, *n.* મીઠું, ખાર, લેજ્જત. *v. t.* ઉપર મીઠું ભભરાવવું. *v. i.* -નું મીઠું બંધાવું.—cellar, *n.* નિમકદાની.—ed, *a.* આથેલું.—ish, *a.* જરા ખારૂં.—pan -pit, *n.* મીઠાનો અગર.—petre, *n.* સુરો ખાર. —s, *n. pl.* ખારો પાટ.
Salubrious, *a.* શરીરને ગુણકારી. [Salubrious.)
Salutary, *a.* આરોગ્યતા વર્ધક, ગુણકારી. (See

Salutation, *n.* સલામ, જેગોપાળ, નમસ્કાર.
Salute, *n.* રામરામ. *v. t.* ક્ષેમકુશળ પુછવી.
Salvation, *n.* છુટકો, મોક્ષ, મુક્તિ.
Salve, *n.* મલમ. *v. t.* લેપ કરી મટાડવું.
Salver, *n.* કથરોટ, છાછર.
Salvo, *n.* બહાનું, કારણ, અપવાદ, મારીનો સબબ.
Same, *a.* તેજ.—ness, *n.* એકજપણું.
Sample, *n.* નમુનો.—r, *n.* ભરતના નમુના.
Sanative, Sanatory, *a.* રોગ મટાડે તેવું.
Sanctify, *v. t.* પવિત્ર કરવું.
Sanction, *n.* મંજુરી. *v. t.* મંજુર-બહાલ રાખવું.
Sanctity, *n.* પવિત્રતા.
Sanctuary, *n.* પવિત્ર જગ્યા, દેવળ.
Sand, *n.* રેતી.—bank, *n.* દરીઆમાં રેતીની ખડક.
Sandal, *n.* ચંપલ, સુખડનું ઝાડ, સુખડ.
Sandy, *a.* રેતાળ, રેતીવાળું.
Sane, *a.* સાજું, નિરોગી.
Sanguinary, *a.* જેમાં માણસનો ઘણો સંહાર થાય તેવું.
Sanguine, *a.* રાતું, ઘણા લોહીવાળું, ભારે ઉમેદવાળું.
Sanitary, *a.* રોગ મટાડે તેવું.
Sanity, *n.* શુદ્ધિ, સાવધપણું.
Sap, *n.* વનસ્પતિરસ. *v.t.* પાયો ખોદી નાંખવો.

Sapid, *a.* સ્વાદવાળું, સ્વાદિષ્ટ.
Sapient, *a.* ડાહ્યો.
Sapphire, *n.* શનિ, લીલમ.
Sarcasm, *n.* આકરૂં વચન, મેણું, તાણો.
Sarcastic, Sarcastical, *a.* કરડું, કાહોવાડાના ઘા [જેવું.
Sash, *n.* સુશોભિત પટ્ટો, શેલું, ખેસ.
Satan, *n.* સેતાન.
Satchel, *n.* નાની કોથળી.
Satellite, *n.* ઉપગ્રહ, ખુશામતીયું માણસ.
Satiate, *v. t.* તૃપ્ત કરવું.
Satin, *n.* ચળકતું રેશમી લુગડું, સાટીન.
Satir, *n.* નિન્દાત્મક કવિતા, કરડી ટીકા.
Satisfaction, *n.* સંતોષ, ખાતરી.
Satisfactory, *a.* સમાધાન કરનારૂં, સંતોષ ઉપજાવ- [નારૂં.
Satisfy, *v. t.* ખુશ કરવું, -ની ખાતરી કરવી,-નું મન મનાવવું.
Saturate, *v. t.* સારી પેઠે ભરવું, કાલવવું.
Saturday, *n.* શનિવાર.
Saturn, *n.* શનિ, શનિશ્ચર.
Satyr, *n.* એક કલ્પિત વનદેવતા.
Sauce, *n.* ચટણી, ભાજીઉં, કઢી વિગેરે, આડા હાથનું ખાણું. *v. t.* રસાળું કરવું.

Saucer, *n.* તળકડી, કથરોટ.
Saunter, *v. i.* રઝળવું, રઝળતા ચાલવું.
Savage, *a.* અણઘડ, વિકાળ.
Save, *v. t.* બચાવવું. *prep.* સિવાય.
Saving, *a.* કરકસરિયું. *n.* બચાવ.
Saviour, *n.* તારનાર, મોક્ષ આપનાર.
Savour, *n.* સ્વાદ, ગંધ.—*y*, *a.* સ્વાદિષ્ટ, લેઝતવાળું.
Saw, *n.* આરી, કરવત. *v.t.* કરવતથી ચીરવું. *p.p.* of See—dust, *n.* વહેર.—yer, *n.* વહેરનાર, કરાઈ.
Say, *v. t.* બોલવું. *n.* ભાષણ. *v.i.* કહેવું.—ing, *n.* વચન, યુક્તિ.
Scab, *n.* ગુમડાં વગેરે ઉપર વળેલી કપોટી.
Scabbard, *n.* મ્યાન.
Scaffold, *n.* ફાંસી દેવાને બાંધેલી પાલક.
Scale, *n.* ત્રાજવું, તોળવાનો બધો કાંટો, તુલારાશિ, ભીંગડું. *v. t.* ભીંગડાં ઉખાડવાં, નિસરણીએ ચઢવું. *v. i.* પાતળાં પડ થઈને ખરી જવું.
Scalene, *a.* વિષમબાજુ, વિષમ કોણ.
Scamp, *n.* મ્હોટો ધૂતારો.
Scamper, *v. i.* સટકી જવું.
Scan, *v. t.* કવિતાની માત્રા કરવી, બારિકિથી જોઈ જોઈને તપાસવું.
Scandal, *n.* બે આબરૂ, આરોપ.—ize, *v. t.* ખોટું

લગાડવું, —ની આબરૂ લેવી.—ous, a. અયોગ્ય, ગેર આબરૂદાર.
Scant, Scanty, a. ઓછું, કમી.
Scar, n. ચાઠું, ચાંદું, કલંક. [a. કમી.
Scarce, Scarcely, ad. ભાગ્યેજ, કદાચ, કઠણાઈથી.
Scarcity, n. અછત, ભીડ, તાણ.
Scare, v. t. ભડકાવવું, ચમકાવવું.
Scarf, n. ખેસ, પીછોડી, ઓઢણી.
Scarlet, a. લાલચોળ (રંગ). a. કીરમજી.
Scathe, n. ઈજા. v.t. ઇજા કરવી.
Scatter, v. t. વિખેરવું, વેરવું. v. i. વિખેરાઈ જવું.
Scavenger, n. ઝાડુ કાઢનાર. [વ, નાટક.
Scene, n. તમાશો કરી દેખાડવાની જગ્યા, ખેલ, દેખા-
Scenery, n. દેખાવનો સમૂહ, નાટકની રંગભૂમિનાં ચિત્ર.
Scent, n. ગંધ, વાસ. v.t. સૂંઘવું, સુગંધીવાળું કરવું.
Sceptic, n. વહેમમાં ગુંચવાએલો પુરૂષ, નાસ્તિક.
Scepticism, n. સંદેહ રાખવો તે, જ્ઞાન માત્ર સંદિગ્ધ છે એવું મત, નાસ્તિક મત, વહેમ, શંશય.
Sceptre, n. રાજ દંડ, રાજ્યાધિકાર. [ટીપ, યાદી.
Schedule, n. લખેલા-છાપેલા કાગળનો વીંટો, પરિશિષ્ટ,
Scheme, n. રચના, મનસુબો. v.i. યોજના કરવી.
Schism, n. ભેદ, જુદાઈ, ખ્રિસ્તીમંડળમાં કાયમ તડ.

Scholar, *n.* નિશાળીઓ, વિદ્વાન.—ship, *n.* વિદ્યા, વિદ્યાર્થીને મળતો પગાર.

Scholastic, *a.* વિદ્યાલય સંબંધી, અતિશય જ્ઞાનવાળું.

School, *n.* વિદ્યાલય, નિશાળ. *v.t.* ભણાવવું, ઠપકો દેવો. —fellow, *n.* નિશાળનો ગોઠીઓ.—ing, *n.* ભણામણી, ઠપકો.—master, *n.* મેહેતાજી.—mistress, *n.* મહેતીજી.

Schooner, *n.* એક પ્રકારનું (સાંકડું) બેડોળ વહાણ.

Science, *n.* જ્ઞાન, નિપુણતા, શાસ્ત્ર.

Scientific, *a.* શાસ્ત્રાનુસારી.

Scion, *n.* કલમ, (છોડની) વંશજ.

Scissors, *n.* કાતર.

Scoff, *v.t* —ની હાંસી કરવી. *n.* હાંસી. *v. i.* હસી કાઢવું.

Scold, *n.* ધમકાવનાર, કર્કશા, વઢવાડ. *v. i.* તાણીને ધમકાવવું.

Sconce, *n.* દિવાલગીરી, મીણબત્તી ઘાલવાનું બાકુ.

Scoop, *n.* ડોઇ, મોટો કડછો, સપાટો. *v. t.* ડોઈ ભરીને બહાર કાઢવું.

Scope, *n.* તકાવેલી વસ્તુ, મનસુબો, મોકળાશ, વિસ્તાર.

Scorch, *v. t.* શેકવું. *v. i.* દાઝવું.

Score, *n.* કાપો, કારણ, હેતુ, કોડી, વીશ. *v. t.* ઉપર લીસોટા કરવા.

Scorn, *n.* ધિક્કાર. *v.t.* ધિકાર કરવો. —ful, *a.* ધિ-

ક્રાર-તિરસ્કાર ભરેલું.

Scorpion, *n.* વીંછી, વૃશ્ચિકરાશિ.

Scot, *n.* સ્કાટલંડ દેશનો વતની, વેરો.—free, *a.* વેરામાંથી ઉગરી ગએલો.

Scotch, *a.* સ્કાટલંડ દેશનું.

Scoundrel, *n.* લુચ્ચો, હરામખોર. *a.* નીચ.

Scour, *v. t.* ઘસીને માંજવું, સાફ કરવું.

Scourge, *n.* કોરડો, ચાબૂક. *v t.* જોરણનનો માર મારવો.

Scout, *n.* બાતમીદાર. *v. t.* હસી કાઢવું.

Scowl, *v. i.* ડોળા કાઢવા. *n.* ભયભીત દેખાવ.

Scramble, *v. i.* હાથ પગ ટેકીને ચડવું. *v. t.* ડખાની પેઠે રાંધવું.

Scrap, *n.* ટુકડો, કકડો, કોર.

Scrape, *v. t.* ઉપરથી છોલવું, નાપસંદ કરવું. *v.i.* ઉપરથી ખરર ઘસવું. *n.* ધર્મસંકટ, બેઢંગી સલામ.

Scratch, *n.* લીસોટો, નોહોરિયું. *v.t.* ઉઝેડવું.

Scrawl, *n.* ખરડો, ઉતાવળા ખોટા અક્ષરનું લખત. *v.t.* બેઢંગુ લખવું.

Scream, Screech, *n.* ચીસ. *v. i.* ચીસ પાડવી.

Screen, *n.* પડદો. *v. t.* છુપાવવું.-નું રક્ષણ કરવું.

Screw, *n.* ઈસ્કુ, *v.t.* સજ્જડ દાબવું.—driver, *n.* ઈસ્કુ ફેરવવાનું રાચ.

Scribble, *v.t.* ઉતાવળ અને બેદરકારીથી લખી નાંખવું.
Scribe, *n.* લખનાર, કારકુન, યાહુદી ધર્મશાસ્ત્રી.
Scrip, *n.* ટુંકો લેખ, શેરનું સર્ટીફીકેટ.
Scripture, *n.* લેખ, ધર્મ પુસ્તક, પુરાણ.
Scrofula, *n.* કંઠમાળ.
Scroll, *n.* વીંટો, ભુંગળું, લખોટો.
Scrotum, *n.* અંડકોશ. [ઘોવું.
Scrub, *n.* કૃપણપણે રહેનાર માણસ. *v. t.* ઘણું ઘસી-
Scruple, *n.* એક દ્રામનો ત્રીજો ભાગ. *v. i.* ખાંચોખાચો.
Scrupulous, *a.* ખંચાઈ ખંચાઈને ચાલનાર, બારીક.
Scrutinize, *v. t.* બારીક રીતે તપાસવું.
Scrutiny, *n.* ઝીણી-ચોકસ તપાસ, કસોટી. [કરવી.
Scuffle, *n.* બાથંબાથ, કુસ્તી, મારામાર. *v. i.* મારામાર
Sculk, *n.* સંતાવું, ભરાઈ બેસવું, છુપાવું.
Scull, *n.* માથાની ખોપરી, નાવડું. [નાર,
Scullion, *n.* રસોઇના વાસણ માંજનાર, એંઠવાડ કાઢ-
Sculptor, *n.* કોતરણીનું કામ કરનાર, કોતરનાર.
Sculpture, *n.* કોતરવાની કળા, કોતરણી. *v.t.* કોતરવું.
Scum, *n.* પ્રવાહી પદાર્થ ઉપર બાઝેલો મેલ, ગળામણ.
Scurf, *n.* ખોડો, ડાઘ, ઉપર ચોંટેલો પોપડો.—y, *a.* માથામાં ખોડાવાળું.
Scurvy, *n.* રક્તપિત્ત. *a.* રક્તપિત્તવાળું, હલકું.

Scutcheon, *n.* જે ઢાલપર કુલીનપણાની નિશાનીહોય તે, કુંચી ઘાલવાના બાકોરા ઉપર ચોઢવાનું બાંકાવાળુ પીતળનું ચકતું.

Scythe, *n.* દાતરડું.

Sea, *n.* દરિઓ, દરિઆનો ઉછાળો.—farer, *n.* ખારવો,ખલાસી.—man, *n.*ખલાસી, નાવિક.—port, *n.* બંદર.—sick, *a.* વહાણમાં બેસવાથી જેને ઓકારી આવતી હોય તેવું.

Seal, *n.* એક પ્રકારનું દરિયાઈ માંસહારી આંચળવાળુ પ્રાણી, સિક્કો.—ing wax,*n.* મોહોર કરવાની લાખ. *v. i.* બીડવું.

Seam, *n.* સાંધો, સીવણ. *v.t.* સીવવું,ગુંથવું.—less, *a.* વગર સાંધાનું, સળંગ.—stress, *n.* દરજણ.

Search, *v. t.* શોધવું, બારીક રીતે તપાસવું. *n.* સોધ, તપાસ.

Season, *n.* રૂતુ, મોસમ, અવસર,સુકવીને વાવરવા લાયક કરવું, મશાલો નાંખવો. *v. t.* લાયક કરવું. *v. i.* લાયક થવું (કામ).—able,*a.* સવેળાનું, ખરા તાકડા-પરાંગનું.—ing, *n.* મસાલો, મીઠું મરચું.

Seat, *n.* સ્થળ, ખુરશી, બેઠક, આસન. *v.t.* બેસાડવું.

Secede, *v. i.* અલગ રહેવું, નોખું રહેવું.

Secession, *n.* અલગ પડવું તે.

Seclude, *v.t.* એકાંત વાસમાં લઈ જવું,વેગળું રાખવું.
Seclusion, *n.* એકાંત વાસ, વઈરાગ.
Second, *a.* બીજું, ઉતરતા પ્રકારનું. *n.* મદદ કરનાર, મિનિટનો સાઠમો ભાગ. *v. t.* ટેકો આપવો.—ary, *a.* ઉતરતું.—hand, *a.* ઉતરેલું, વાવરેલું. *n.* સેકન્ડ કાંટો.—ly, *ad.* બીજું એ કે, બીજી વાત.
Secrecy, *n.* છાની જગ્યા, છાની વાત ગુપ્ત રાખવી તે.
Secret, *a.* છાનું.*n* છાનો સંદેશો.—ly,*ad.*ચુપકીથી.
Secretary, *n.* કોઈપણ ખાતાનો મુખ્ય અધિકારી, દફતરી.
Secrete, *v. t.* જુદું કરવું. સંતાડવું. [ડવું તે, મેલ.
Secretion, *n.* લોહીમાંથી જુદો પડેલો પદાર્થ, સંતા-
Sect, *n.* ધર્મ, પંથ, ધર્મનો ફાંટો.
Section, *n.* છેદન, કડકો, કલમ, ભાગ, વરગ.
Secular, *a.* પેઢી-સૈકામાં એકવાર આવતું, સંસારીક, આ લોકનું—ise, *v. t.* ધર્મ કર્મ મુકી સંસારમાં ગરક થઇ જવું. [બચાવવું.
Secure, *a.* સલામત, નિરાંતવાળું. *v. t.* નિર્ભય કરવું,
Security, *n.*નિર્ભયપણું, નિરાંત, જામીન.
Sedan, *n.* પાલખી, મેનો.
Sedate, *a.* શાંત, ગંભીર, ધીરૂં.
Sedentary, *a.* બેઠાગરૂં, બેઠાં બેઠાં કરવાનું.

Sedition, *n.* સરકારના સામું હુલ્લડ કરાવવું તે, હુલ્લડ.
Seditious, *a.* દંગાખોર.રીતુરી. [પતિવ્રત ભંગ કરવું.
Seduce, *v. t.* ખોટે રસ્તે ચઢાવવું,ભોળવીને બગાડવું.
Seduction, *n.* સતિપણાનો ભંગ. [દેખવું.
See, *n.* ધર્માધ્યક્ષના તાબાનો મુલક. *v.t.* or *i.* જોવું,
Seed, *n.* બીજ, વીર્ય, ધાત.—ling, *n.* રોપો.
Seek, *v. t.* ખોળવું, શોધવું, પ્રયત્ન કરવો.
Seem, *v. i.* દેખાવું,ભાસવું.—ly, *a.* યોગ્ય.—ingly, *ad.* ઉપર ઉપરથી, બહારથી.
See-saw, *n.* ચીંચવાની રમત, ચીંચવો, હીંચકો.
Segment, *n.* ખંડ, ભાગ.
Seize, *v. t.* એકદમ પકડવું, ઝુંટાવી લેવું.
Seizure, *n.* કબજો,પકડી લીધેલી વસ્તુ.
Seldom, *ad.* કોઈજવાર, ભાગ્યેજ. [ચી જાતનું.
Select, *v.t.* ઘણામાંથી પસંદ કરવું. *a.* ચુંટી કાઢેલું, ઉં-
Selection, *n.* પસંદ કરવું તે, પસંદ કરેલી વસ્તુ.
Self, *a.* તેજ, એજ. *n.* પંડ,જાત.—conceit, *n.* ગર્વ, મગરૂરી.—denial, *n.* મન મારવું તે, મન વશ રાખવું તે.—evident, *a.* પ્રત્યક્ષ.—ish, *a.* આપસ્વાર્થી, મતલબી.—same, *a.* એનુંએજ.
Sell, *v. t.* વેચવું. પૈસા ખાઇને.નિમકહરામથી પારકાને આપવું. *v. i.* વેચાવું.

Semblance, *n.* આકાર, ડોળ, મળતાપણું.
Semen, *n*, વિર્ય, રેતસ, ધાત. [*n.* અંતઃસ્થ અક્ષર.
Semi, *a.* અર્ધ નિમે.—circle, *n.* અર્ધગોળ.—vowel,
Seminary, *n.* પાઠશાળા, નિશાળ.
Senate, *n.* રાજ્યમંડળી.
Send, *v. t.* મોકલવું.
Senior, *a.* ઉમ્મરે મોટું. *n.* વડીલ પુરૂષ, નોકરીમાં-
હોદ્દે ચઢતું.—ity, *n.* વડીલપણું, ચઢતાપણું.
Senna, *n.* સોનામખી-કી.
Sennight, *n.* અઠવાડીઉં.
Sensation, *n.* ઇંદ્રિય જ્ઞાન, તીવ્ર મનોભાવ. [કુફ.
Sense, *n.* ભાન, સમજ, વિચાર, અર્થ.—less, *a.* બેવ-
Sensibility, *n.* ભાન, ચેતના, મનનું તિખાપણું.
Sensible, *a.* ઇંદ્રિયગોચર, સમજુ, વિવેકી, સાવધ.
Sensitive, *a*, ભાન-બુદ્ધિવાળું, તીખું (મનનું).
—plant, *n.* લજામણી. (ઝાડ.) [*n.* વિષયીપણું.
Sensual, *n.* લંપટ, કામી, શારીરિક, વિષયી.—ity,
Sentence, *n.* મત, ફોજદારી મુકદ્દમામાં અભિપ્રાય,
ઠીપ, નીતિવચન, વાક્ય.
Sententious, *a.* ટુંકું ને માર્મિક. [રવાળું.
Sentiment, *n.* કલ્પના, અભિપ્રાય.—al, *a.* વિચા-
Sentinel, Sentry, *n.* પોહોરેગીર, ચોકીદાર.

Separable, *a.* જુદું પડાય એવું.
Separate, *v. t.* જુદું પાડવું. *v. i.* જુદું થવું. *a.* વિખુટું, જુદું.—ly, *ad.* જુદું જુદું, અલાયદુ.
Separation, *n.* વિયોગ, જુદાઈ, તલાક.
September, *n.* ઇંગ્રેજી નવમો માસ, શ્રાવણ–ભાદરવો.
Septennial, *a.* સપ્તવર્ષી.
Sepulchre, *n.* કબર–ઘોર, રોજો.
Sepulture, *n.* દાટવું તે.
Sequel, *n.* પાછળનો ભાગ. [દું મુકવું.
Sequester, Sequestrate, *v. t.* જપ્ત કરવું, ઇલાહી-
Seraglio, *n.* તુર્કસ્તાન સુલતાનનો રાજ્યમહેલ, અંતઃપૂર.
Serene, *a.* શાન્ત, સમાહિત, સ્વસ્થ, નિર્મળ.
Serenity, *n.* નિર્મળપણું, શાન્તિ.
Sergeant, *n.* કવાયત શિખવનાર અને લશ્કરની ગોઠવણી કરનાર હવાલદાર–જમાદાર.
Series, *n.* ક્રમ, હાર, માળા.
Serious, *a.* ગંભીર, હાસ્ય વગરનું, ભારેખમ.
Sermon, *n.* ધર્મોપદેશ, શિખામણ. [કુંચુંકું.
Serpent, *n.* સાપ, અજગર.—ine, *a.* સર્પાકાર, વાં-
Servant, *n.* ચાકર, આજ્ઞાંકિત સેવક. [વું.
Serve, *v.t.*–ની ચાકરી કરવી. *v.i.* સેવા કરવી, નોકર થ-
Service, *n.* ચાકરી, ફાયદો, બંદગી, બજવણી.—able,

*a*. ઉપયોગી, ગુણકારી.

Serwile, *a*. ગુલામ જેવું, અધમ, પરવશ, ખુશામતીયું.

Servility, Servitude, *n*. ગુલામગિરી, ગુલામી.

Sesame, Sesamum, *n*. તલ, તિલ. [રનાર.

Session, *n*. બેઠેલા હોવું તે, બેઠક, બેઠકની મુદ્દત, ક-

Sesspool, *n*. ખાળકુવો.

Set, *n*. જોડી, ઝુંડ, ટોળું. *v. t.* મુકવું, ગોઠવવું. *v. i.* આથમવું. *a*. દ્રઢ, તૈયાર કરી રાખેલું.

Settle, *v. t.* નક્કી કરવુ, ઠરાવવું. *v. i.* ઠામ પડવું, સ્થિર થવું.—ment, *n.* નક્કી કરવું તે, વશાવવું તે, થાણું.

Seven, *a*. સાત (૭). *n*. સાતકડું.—th, *a*. સાતમું.

Seventeen, *a*. સત્તર (૧૭).

Seventy, *a*. સિત્તેર (૭૦). [જુદું, કેટલાએક.

Sever, *v. i.* જુદું કરવું. *v. t.* ફાટવું.—al, *a*. જુદું

Severe, *a*. સખત, કડક, તીવ્ર

Severity, *n*. સખતપણું, કડોરતા, અતિશય ચોકસપણું.

Sew, *v. t.* or *i.* સીવવું.—er, *n*. સીવનાર.—ing, *n*. સીવણકામ.

Sewer, *n*. કચરો તથા પાણીને ઘસડી લેઈ જવાને માટે જમીન તળેની મોરી-ગટર.—age, *n*. શેહેરની મોરી-ગટરકામ. [થુનસંબંધી.

Sex, *n*. જાતિ, સ્ત્રીવર્ગ.—ual, *a*. જાતીસંબંધીનું, મૈ-

Shabby, *a.* ચીંથરીઉં, તિરસ્કાર જેવું.

Shackle, *v. t.* –ના હાથ પગ બાંધવા,–ને અડચણ કરવી. *n.* સાંકળી, બેડી.

Shade, *n.* છાયા, છાંયડો, એકાન્ત ઘટા. *v. t.* છાંયો [કરવો.

Shadow, *n.* પડછાયો, આભાસ.

Shady, *a* ઘણી છાયા હોય તેવું.

Shaft, *n.* દાંડો, તીરનું રાડું, તીર, ગાડાંની ઊધ.

Shaggy, *a.* ગુચ્છાવાળા વાળવાળું, ખરબચડું.

Shake, *v. t.* હલાવવું, હલાવી નાંખવું, ડોલાવવું. *v. i.* ડોલવું. *n.* ડગડગાટ, થરથરાટ.

Shallow, *a.* છાછરૂં, છબછબીઉં.

Sham, *n.* ઠગાઈ. *a.* ખોટું, માણમાણનું. *v. t.* માથે મારવું,–ની નકલ કરવી.

Shambles, *n.* ખાટકી બજાર, કસાઈ ખાટલો.

Shame, *n.* લાજ, શરમ, અપકીર્ત્તિ. *v. t.* શરમાય તેમ કરવું.—faced, *a.* શરમાળ.—ful, *a.* લાજવા જેવું.—less, *a.* નિર્લજ, બેશરમ.

Shampoo, *v. t.* ડીલ રગડવું–મસળવું, ચાંપવું.

Shank, *n.* ઢીંચણથી ઘુંટી લગણનું પગનું હાડકું. [બ.

Shape, *n.* રૂપ, ઘાટ. *v. t.* ઘડવું, બનાવવું.—less, *a.* બેડો-

Share, *v. t.* –ના ભાગ પાડવા, *n.* હીસ્સો, ભાગ. (હળની)

ફ્રાશ.—holder, *n.* ભાંતીદાર. "શેરહોલ્ડર."
Shark, *n.* એક પ્રકારનો મગરમચ્છ, ધૂતારો.
Sharp, *a.* બારીક ધારવાળું, ઝીણું.—en, *v. t.* ધાર ચડાવવી.—witted, *a.* તીવ્ર બુદ્ધિવાળુ. [થઈ જવું.
Shatter, *v.t.* ચૂરેચૂરા કરી નાંખવું. *v.i.* ભાગીને ચૂરેચરા
Shave, *v. t.* છોલવું,—ની હજામત-વતુ કરવું,—ને ખાલી કરવું. *v. i.* હજામત કરવી.
Shawl, *n.* શાલ.(ખભે નાંખવાની).
She, *pron.* તે (સ્ત્રી, બાઇડી.)
Sheaf, *n.* પુળો, તીરનો ભારો.
Shepherd, *n.* ભરવાડ.
Sheriff, *n.* નાઝર, શેરીફ, સરાફ. [ક્ષણ કરવું.
Shield, *n.* ઢાલ, બચાવકત્ર, રક્ષણ કર્તા. *v. t.* —નું ર-
Shift, *n.* ફેરફાર, ઉપાય, તાડ. *v.t.* બદલવું. *v.i.* ફરવું.
Shin, *n.* પગની નળી.
Shine, *n.* ચળકાટ, પ્રકાશ. *v. t.* તપવું, પ્રકાશવું.
Shining, *a.* ચળકતું, પ્રકાશતું.
Shiny, *a.* પ્રકાશીત.
Ship, *n.* ઝાઝ, વહાણ. *v. t.* વહાણમાં મોકલી દેવું.
—board, *ad.* વહાણ ઉપર-માં.—wreck, *n.* વહાણનું ભાગવું તે.
Shirk, *v. t.* or *i.* -માંથી છટકી જવું. *n.* કામચોર.

Shire, *n.* પ્રગણું, જીલ્લો, મહાલ, પ્રાંત.
Shirt, *n.* ખમીસ, માંહેની બંડી.
Shiver, *n.* કકડો, ચુરો, કંપારો, થરથરાટ. *v. i.* ચુરેચુરા થઇ જવા. *v.t.* ચુરેચુરા કરી નાંખવા, ધ્રુજવું, કાંપવું.
Shoal, *n.* ટોળું, સમૂહ, રેતીની ખડક.
Shock, *n.* આંચકો, ઘણો કંટાળો. *v. t.* —ને ઘણો કંટાળો ઉપજાવવો.—ing, *a.* ચીતરી-કંટાળો ઉપજાવે એવું, અઘોર.
Shoe, *n.* પગરખું. *v. t.* નાળ બેસાડવી.—maker, [*n.* મોચી.
Shoot, *n.* કુમળી ડાળી. *v. t.* છોડવું, તીર ગોળીથી મારવું,—માંથી ફુટવું-નીકળવું,—માંથી સરરર નીકળી જવું. *v. i.* ગોળી-તીર મુકવું.—ing star, *n.* ખરતો તારો.
Shop, *n.* દુકાન. *v. i.* માલ હોરવા દુકાને જવું.—keeper, *n.* દુકાનદાર.
Shore, *n.* કાંઠો, કિનારો.
Short, *a.* ટુંકું, અધુરું, લઘુ, થોડીવારનું. *n.* સાર.—en, *v. t.* ટુંકું કરવું. *v. i.* ટુંકું થવું.—lived, *a.* ટુંકા આયરદાનું. —ly, *ad.* થોડામાં, થોડા વખતમાં. —sighted, *a.* ટુંકી નજરવાળું, દીર્ઘદ્રષ્ટિ ન હોય એવું.
Shot, *n.* હીરસો, ભાગ, છરા.
Should, *n.* shall નો ભૂતકાળ. (See Shall.)
Shoulder, *n.* ખભો.—blade, *n.* ખભાનું ચપટું હાડકું.

Shout, *n*. બૂમ, પોકાર. *v.i.* બુમ પાડવી, હાંક મારવી.
Shove, *n*. ધક્કો. *v. t.* આગળ ચલાવવું, બીજાએ ખસેડી નાંખવું. *v. i.* આગળ હાંકવું. [કાઢવું.
Shovel, *n*. ચાટવા જેવો પાવડો. *v.t.* પાવડેથી ઉંચકી
Show, *n*. દેખાવ, ગેલ, ભપકો. *v. t.* દેખાડવું. (oneself) નજરે પડવું. *v. i.* જણાવું, દેખાવું.—y, *a.* ડોળદાર, ઢોંગી.—er, *n.* માવઠું, વરસાદ. *v.t.* વૃષ્ટિકરવી.
Shred, *n*. કાપલી, ચીંદરડી. *v. t.* મોળવું.
Shrewd, *a*. ઝીણી બુદ્ધિવાળું.
Shriek, *v. i.* ચીસ પાડવી, કરચોળી વળવી. *n.* ચીસ.
Shrill, *a*. તીણું, તીક્ષણ. [ભુમિ.
Shrine, *n*. પવિત્ર વસ્તુ રાખવાનો કંડીઓ, દેવમંદિર-
Shrink, *v. i.* સંકોચાવું, પાછું હઠવું. *v. t.* ચડી જાય તેમ કરવું,
Shrivel, *v. t.* સંકોચાઇને કરચળી વાળવી.
Shroud, *n*. વસ્ત્ર, કફન, લુગડું, આશ્રય. *v. t.* વસ્ત્ર-કફન ઓરાઢવું.
Shrub, *n*. ગુચ્છાવાળો છોડ, નાનો છોડ.
Shrug, *n*. ખભાં ઉચાલવાંતે. *v. i.* (ખભાં) ઉંચકવાં.
Shudder, *n*. ધ્રુજ, કંપારો. *v. i.* ધ્રુજવું, ત્રાસવું.
Shuffle, *v. t.* ભેળસેળ કરી નાંખવુ, આગળ પાછળ ધકેલવું, ચીપવું. (પાનાં) *v. i.* ઉડાવવું.

Shun, *v. t.* છોડવું,–થી વેગળા રેહેવું, વેગળું રાખવું.
Shut, *v.t.* બંધ કરવું. *v.i.* બંધ થવું.—ter, *n.* બારણું.
Shuttle, *n.* વણકરનો કાંડલો.
Shy, *a.* અતિશય શરમાળ, ભડકણ. *v. i.* ભડકીને પાછું હઠવું. *n.* ચમક, ભડકાટ.
Sibilant, *a.* સકારજેવું.—letters, ઉષ્માક્ષર.
Sick, *a.* ઓકારી આવતી હોય તેવું, કાયર થઇ ગયેલો, આજારી, માંદુ.—en, *v.t.* ઉલટી–મોળ–અભાવ ઉત્પન્ન કરવો. *v. i.* માંદું થવું,–ને કંટાળો આવવો.—ly, *a.* રોગી.—ness, *n.* મંદવાડ.
Sickle, *n.* દાતરડું.
Side, *n.* બાજુ, સીમા, પક્ષ. *v. i.* –ની તરફ–બાજુ થવું.—board, *n* ખાનાવાળું એક જાતનું કબાટ.
Side-ways, } *ad.* પડખે.
Side-wise, }
Siege, *n.* ઘેરો.
Sieve, *n.* ચાળણી, ઝારો.
Sift, *v. t.* ચાળવું, છણવું, બારીકાઈથી તપાસવું.
Sigh, *n.* નિસાસો, હાય, ડસકાં. *v.i.* ઉંડો નિસાસો મૂકવો.
Sight, *n.* જોવું તે, દૃષ્ટિ, નજર, તમાશો, દર્શન, જોવાનો પદાર્થ.—less, *a.* આંધળું.—ly, *a.* મોંખરાપરનું, રૂપાળું.

Sign, n. નિશાની, ચિન્હ, ખુણ, અદ્દભૂત બનાવ, ઈશારો (ખગોળવિદ્યા) રાશી. v. t. or i. ચિન્હ જણાવવું, સહી કરવી.
Signal, n. સાન, ઈશારો. v. t. સંકેતથી ચેતવવું. a. જાણવાજોગ, પ્રખ્યાત.—ize, v.t. નામીચું કરવું, પ્રસિદ્ધ કરવું.
Signature, n. નિશાન, ખુણ, સહી.
Signet, n. મહોર, મુદ્રા, સીલ.
Significance, n. મર્મ, અર્થ, ભાવાર્થ, અગત્યતા.
Significant, a. માંહે મર્મ રહેલો એવું.
Signification, n. અર્થ, ભાવાર્થ.
Signify, v. t. જણાવવું,–નો ભાવાર્થ થવો.–માંહે વજન–જીવ હોવો. [interj. ચુપ ! છાના !
Silence, શાંતાકાર, શૂન્યકાર, બોલવું ચાલવું નહી તે,
Silent, a. મૂગું, થોડા બોલું, સ્તબ્ધ.—ly, ad ચુપકીથી.
Silk, n. રેશમ, રેશમી કાપડ. a. રેશમી, રેશમનું.—en, a. રેશમનું, સુંવાળું, —worm, n. રેશમનો કીડો.
Silly, a. બેવકુફ, મુર્ખાઈ ભરેલું.
Silvan, Sylvan, a. જાંગલ સંબંધી.
Silver, n. રૂપું, રૂપા નાણું, રૂપા જેવી વસ્તુ. a. રૂપાનું–રૂપેરી, મધુર (અવાજ)—smith, n. રૂપાનાઘાટ ઘડનાર.—y, a. રૂપેરી.

Similar, *a.* સરખું, બરોબર, સમતુલ્ય.
Similarity, *n.* સરખાપણું, તુલ્યતા.
Simile, *n.* દ્રષ્ટાંત, ઉપમા.
Similitude, *n.* મળતાપણું, સરખાપણું, ઉપમા.
Simper, *v. t.* ખોટા દંભમાં મોં મકલાવવું.
Simple, *a.* અસંયુક્ત, સાદું, ચોખ્ખું, ભોળું. *n.* શુદ્ધ પદાર્થ, બુટ્ટી, વનસ્પતી.—ton, *n.* મુર્ખો.
Simplicity, *n.* સાદાઇ, ચોખ્ખાપણું.
Simply, *ad.* સ્પષ્ટતાથી, ફક્ત, બેવકુફીથી.
Simultaneous, *a.* એકજ કાળે બનનાર.
Sin, *n.* પાપ, અધર્મ, *v. i.* પાપ કરવું.—ful, *a.* અધર્મી.—ner, *n.* પાપી માણસ.
Since, *prep.* પછીથી. *ad.* ઉપર થયાં. *conj.* તેથી, કારણ કે.
Sincere, *a.* ચોખ્ખું, ખરા અંતઃકરણનું. —ly, *ad.* બીન કપટથી, ખરા ભાવથી.
Sincerity, *n.* ખરોભાવ, ખરાપણું.
Sine, *n.* જયા (ભૂમિતિમાં.)
Sinecure, *n.* પગારવાળી કામ વગરની ચાકરી, બેઠો પગાર.
Sinew, *n.* સ્નાયુ, વીર્ય.
Sing, *v. t.* ગાવું. *v. i.* મધુરે સ્વર કરવો, ગાવું, પદ્યમાં વર્ણન કરવું.—er, *n.* ગવૈયો.—ing, *n.* ગાયન.
Singe, *v. t.* ભડકારથી બાળવું, શેકવું.

**Single**, *a.* એકજ, કુંવારૂં. *v. t.* જુદું પાડવું, ઓળખી કાઢવું.—handed, *a.* એકલું.—heartedness, *n.* નિષ્કપટપણું.—ness, *n.* એક ભાવ, કુંવારાપણું–બ્રહ્મચર્ય, ચોખ્ખું દીલ.

**Singly**, *ad.* પ્રત્યેક, જુદાં.

**Singular**, *a.* એક વચન(વ્યાકરણમાં).વિચિત્ર,પ્રખ્યાત.

**Sinister**, *a.* ડાબું, ડાબી બાજુનું, અશુભ, દુષ્ટ.

**Sink**. *v. t.* ડુબાવવું, ઘટાડવું, ખોદાવવું. (જેમકે કુવો.) *v. i.* નીચે ઉતરવું, ડુબવું. *n.* ખાળ ગટર.

**Sip**, *v.t.* જરા જરા મ્હોમાં લેઈને પીવું, આચમનકરવું.

**Sir**, *n.* સાહેબ, જી, મહારાજ.

**Sire**, *n.* પિતા, માબાપ, સાહેબ, મહારાજ.

**Sirname**, See Surname.

**Sirrah**, *n.* લુચ્ચો માણસ, હરામખોર. [કાળેલો રસ.

**Sirup**, *n.* ફળફળાદીનો–ખાંડનો વનસ્પતિ સહીત ઉ-

**Sister**, *n.* બેહેન.—hood, *n.* એકજ ધર્મની સ્ત્રીઓનું મંડળ. *a.* જોડનું.—in-law, *n.* નણદી, સાળી. —ly, *a.* બેન જેવું.

**Sit**, *v. i.* બેસવું, સેવવું ઉઘાડવું.

**Site**, *n.* જગ્યા, ઠેકાણું.

**Sitting**, *n.* બેઠક, આસન.

**Situate**, *a.* ઉપર આવેલું.

Situation, *n.* જગ્યા, થાનક, નોકરી.
Six, *a.* ૭ (૬).—th, છઠ્ઠું.
Sixteen, *a.* સોળ.(૧૬).
Sixty, *a.* સાઠ. (૬૦).
Size, *n.* કદ, પરિમાણ.
Skein, *n.* આંટી, કોકડું. [માણસ, ખોખું, ખરડો.
Skeleton, *n.* હાડપિંજર, હાડકાં દેખાતાં હોય એવું
Sketch, *n.* ખોખું. *v. t.* ખોખું-ડોહોળીયું કરવું.
Skiff, *n.* નાનુ-હલકું નાવ, હોડકુ.
Skilful, *a.* ચતુર, કસબવાળું.
Skill, *n.* ચતુરાઇ, બુદ્ધિ.—ed, *a.* કુશળ, પ્રવીણ.
Skim, *v.t.* પ્રવાહી પદાર્થના ઉપરથી મેલ જુદો કરવો, ઉપર ઉપરથી અડકીને જવું. *v. i.* ઉપર ઉપરથી ધીમે ધીમે ચાલવું.
Skin, *n.* ચામડી, ખાલ, છાલ. *v. t.* ચામડી ઉખાડવી. *v. i.* ચામડી આવવી.—ny, *a.* ચામડાં ચોંટી ગયેલું, માંસ વગરનું.
Skip, *v. i.* કુદકો મારવો. *n.* કુદકારો.[ડાઈ, કજીઓ.
Skirmish, *n.* લશ્કરની નાની ટુકડીઓની સહેજ લ-
Skirt, *n.* ઘેર, કોર, સીમા. *v. t.* -ની કોર ઉપર ફરતું આવવું.
Skittish, *a.* શરમાળ, ઉડાઉ, અસ્થિર.

Skull, *n.* માથાની ખોપરી.

Sky, *n.* આકાશ, હવા, પ્રદેશ.—light, *n.* અજવાળું પડવા સારૂ છાપરામાં અથવા ધાબામાં મૂકેલું નળીઉં, બારી, આકાશબારી, મગરીઉં. [પાટીઉં.

Slab, *a.* પથ્થરનું ચોસલું, વેહેરેલા લાકડાનું ઉપરનું

Slack, *a.* ઢીલું, સુસ્ત, મંદ.—en, ઢીલું પાડવું.

Slake. *v. t.* બુઝવવું, હોલવવું.—thirst, મટાડવી, બુઝવવી. *v. i.* હોલવાઈ-બુઝાઈ જવું.

Slander, *v. t.* —ની જુઠી બદગોઈ કરવી. *n.* બદગોઈ કરવી તે, નિંદા.—er, *n.* ખોટી ચાડી કરનાર.—ous, *a.* નિંદાખોર.

Slang, *a.* હલકી-નીચવર્ણ બોલી.

Slant, *a.* ત્રાંસું. *v. t.* ત્રાંસુ કરવું. *v. i.* ત્રાંસુ થવું. —ing, *a.* તિરકસ.

Slap, *n.* તમાચો. *v. t.* થપ્પડ મારવી.

Slash, *v. t.* જોરથી ગમે તેમ મારી કાપી નાંખવું. *n.* લાંબો કાપો, વાઢ.

Slate, *n.* એક જાતનો ભૂરો આસમાની પથ્થર, લખવાની પથ્થરપાટી, સ્લેટ.—r, *n.* છાપરાપર પથ્થર જડનાર.

Slaughter, *n.* કતલ, મારી નાંખવું તે. *v. t.* કતલ કરવું.

Slave, *n.* ગુલામ.—ry, *n.* ગુલામગીરી.

Slavish, *a.* ભુંડા-ગુલામ જેવું.

Slay, *v. t.* મારી નાંખવું, કતલ કરવું.—er, *n.* મારી નાંખનાર, કતલ કરનાર. [મોટી ભારે હથોડી.

Sledge, *n.* બરફ ઉપર ચાલવાની એક પ્રકારની ગાડી,

Sleek, *a.* લીસું. [આવે તેવું, આળસુ.

Sleep, *n.* ઉંઘ. *v. i.* ઉંઘવું.—y, *a.* ઉંઘરાટું, ઉંઘ

Sleeve, *n.* બાંય, મ્હો–ગાલમાં હસવું).

Sleight, *n.* હાથ ચાલાકી.

Slender, *a.* પાતળું, નાજુક, ઝીણું.

Slice, *n.* પોહોળો પાતળો કાપીને કરેલો કટકો. *v.t.* કાપીને કટકા કરવા.

Slide, *v. i.* લપસવું. *n.* લીસો રસ્તો.

Slight, *a.* ઓછું, સહેજ. *n.* સહેજ તુચ્છકાર. *v. t.* તુચ્છકારવું.—ly, *ad.* થોડું, સહેજ.

Slim, *a.* પાતળું, નબળું, ખાલી.

Slime, *n.* કાંપ.

Sling, *n.* ગોફણ, ઝપાટો. *v. t.* ગોફણ ઘાલી ફેંકવું.

Slip, *n.* ગોથું.—of paper, *n.* છબરકી. *v. i.* ખસી જવું, ચુકવું. *v. t.* ચોરીથી નાંખવું.—knot, *n.* સરકીઉં.—shod, *a.* ખડ વગરના જોડા પેહેરનાર, રીતભાતમાં-ઈબારતમાં ઢંગ વગરનું.

Slipper, *n.* સપાટ (જોડા), તરત કઢાય ઘલાય એવા જોડા.

Slippery, *a.* લપસણું, ઠેકાણા વગરનું, અસ્થિર.

Slit, *v. t.* કાપીને લાંબા કડકા કરવા. *n.* ચીરો, ફાડ.
Sloop, *n.* એક સડવાળું એક જાતનું વહાણ.
Slope, *n.* ઢાળ, ઢળતી જગ્યા. *v. t.* ઢાળ કરવો. *v.i.* ઢળતું હોવું.
Sloping, *a.* ઉતરતું, ઢળતું.
Sloth, *n.* ધીમાશ, આળસ, એક જાતનું મંદ જનાવર.
Slough, *n.* ઉંડા કાદવ-કાંપવાળી જગ્યા, સાપની ઉતારેલી કાંચળી, ગુમડા ઉપરનું મરેલું ચામડું.
Sloven, *n.* ગંદો માણસ.—ly, *a.* ગંદું.
Slow, *a.* ધીમું, થંડુ, મંદ.—ly, *ad.* હળવે હળવે.
Sluggard, *n.* આળસુ માણસ.
Sluggish, *a.* આળસુ, સુસ્ત.
Slumber, *n.* સહેજ નિંદ્રા. *v. i.* સહેજ ઝોકું ખાવું.
Slur, *n.* કલંક, એબ. *v. t.* જરા બેઆબરૂ કરવું.
Slut, *n.* ફુએડ સ્ત્રી.
Sly, *a.* પક્કું, પેચવાળું.—ly, *ad.* લુચ્ચાઈથી, પેચથી.
Smack, *v. i.* બચ્ચા કરવા. *n.* બચ કરીને કરેલી બાકી, લપડાક, એક જાતનું નાનું વહાણ. *v. t.* બચ કરીને બાકી લેવા.
Small, *a.* ન્હાનું, તુચ્છ, ઝીણું.-pox, *n.* બળીઆ, શીતળા.
Smart, *n.* ચણચણાટ, ચરચરાટ. *v. i.* લાહ્ય બળવી. ખેદ થવો. *a.* તીવ્ર, ચકોર, ગશ્કરીવાળું, છેલ.

Smash, *v. t.* ચુરે ચુરા કરી નાંખવા. *n.* કચ્ચરઘાણ.
Smatter, *v.i.* વગર સમજે બરડવું-બકવું. —er, *n.* ઉપર ચોટીયા જ્ઞાનવાળો.—ing, *n.* ઉપર ચોટીઉં જ્ઞાન.
Smear, *v.t.* ખરડવું, ડાઘ લગાડવા. [વળી.
Smell, *n.* સુગંધ, ખુશબો. *v.t.* સુંઘવું. *v.i.* વાસ આ-
Smelt, *v.t.* ધાતુનો કચરો ગાળવો. [મલકાટ.
Smile, *v. i.* મ્હો મલકાવવું, મનોહર હોવું. *n.* મ્હોનો
Smite, *v.t.* મારવું, મારી નાંખવું.
Smith, *n.* હથોડાથી ઘડનાર. [*v.i.* બીડી પીવી.
Smoke, *n.* ધુમાડો. *v. t.* ધુમાડો દેવો (બીડી) પીવી.
Smoky, *a.* ધુમાતું, ધુમાડાથી ભરાઈ ગયેલું.
Smooth, *a.* લીસુ, ધીમું, મીઠું. *v. t.* લીસું કરવું. —ly, *ad.* શાંત રીતે.—ness, લીસાપણું.
Smother, *v. t.*—ને ગુંગળાવીને મારી નાંખવું, ધ્રુમાવવું. *v.i.* ગુંગળાવું.
Smoulder, *v. i.* ધુમાતું બળવું, કજલાઇ જવું.
Smuggle, *v.t.* દાણ આપ્યા વગર લાવવું.
Smuggler, *n.* દાણ ચોરી કરનાર.
Smuggling, *n.* દાણચોરી.
Smut, *n.* મેશ. *v.t.* મેશનો ડાઘ પાડવો.
Snail, *n.* ગોકળગાય, એદી માણસ.
Snake, *v.t.* સર્પ, સાપ, ભુજંગ, અજગર.

**Snap**, *v.t.* એકદમ કડાક લેઈને ભાગવું, એકદમ ગુસ્સાથી ધમકાવવું, એકદમ કરડી ખાવું, *n.* એકદમ ભાગી જવું તે, *v.i.* કરડવા આવવું, ધમકાવવું. —pish, *a.* કરડકણું.

**Snare**, *n.* જાળ. *v.t.* જાળથી પકડવું, ફસાવવું.

**Snarl**, *v. t.* ઘુરકવું, બડબડતું બોલવું.

**Snatch**, *v.t.* ઝૂંટાવી લેવું. *n.* ઝડપ, ઝપટ, ઝુંટ.

**Sneak**, *v.i.* છાનામાના સંતાઇને નાશી જવું. *n.* નીચું માણસ. [રકાર કરવા કરેલો ચેહેરો, હાંસી.

**Sneer**, *v.i.* નાક ઉંચું કરીને તિરસ્કાર કરવો. *n.* તિર-

**Sneeze**, *v.i.* છીંકવું. *n.* છીંક. [સુંઘવું.

**Sniff**, *v.i.* નસકોરાં બોલે એવી રીતે શ્વાસ લેવો. *v.t.*

**Snip**, *v.t.* કાપી નાંખવું, થોડે થોડે લેવું. [પેઠે રડવું.

**Snivel**, *n.* નાકનું લીંટ. *v i.* લીંટ નીકળવું, છોકરાંની

**Snore**, *v.i.* ઘોરવું, ઉંઘતાં નસ્કોરાં બોલાવવાં.

**Snort**, *v. i.* તેજી ઘોડાની માફક ફૂંફાટા મારવા તે.

**Snot**, *n.* લીંટ, નાકમાં બંધાતો મેલ, ગુંગો.

**Snout**, *n.* જનાવરનું લાંબુ મ્હો. [વું સફેદ.

**Snow**, *n.* બરફ.—y, *a.* (સ્નોઈ) બરફવાળું, બરફ જે-

**Snub**, *v.t.* છેડો કાપી નાંખવો, ધમકાવવું. *n.* ધમકી, ઠપકો.—nosed, *a.* ચીબું, બુચું.

**Snuff**, *n.* ગુલ, મોગરો, તપખીર. *v. t.* મોગરો કાપ-

વો, સુંઘવું.—ers, *n.* દીવાનો મોગરો કાપવાની કાતર.
Snug, *a.* દબાઈ-લપાઇ રહેલું, સંતાડેલું, છુપું, ચોખ્ખું.
So, *ad.* એવું, એમ, આ પ્રમાણે, આટલું-તેટલું.
Soak, *v.t.* પાણીમાં ઝબોળવું, પલાળવું. [કરવી.
Soap, *n.* સાબુ. *v. t.* સાબુ લગાડવો. –ની ખુશામત
Soar, *v.i.* ઉડવું, આશા રાખવી.
Sob, *v. i.* ઉંડાં ડસકાં ખાઈને કે આંસુ આણીને નીસાસો મુકવો. *n.* ડસકું, શોકનો અવાજ.
Sober, *a.* દારૂ પીવામાં મધ્યમ, સાવધ, ડાહ્યું, ગંભીર. *v.i.* or *t.* દારૂના અમલથી મુક્ત થવું-કરવું.
Sobriety, *n.* દારૂ પીવામાં નીતિ, મિતપાન.
Sociable, *a.* મિલનસાર, વાતચીત કરે એવું. [ચીતનું.
Social, *a.* સંસાર-દુનીઆ સંબંધી, મિલનસાર, વાત-
Society, *n.* મંડળી, દુનીઆ.
Sock, *n.* પગનાં ન્હાનાં મોજાં, પ્રાચીન લોકમાં હાસ્યરસ નાટકમાં પહેરવાનું પગરખું.
Socket, *n.* ખાનું, મિણબતી ખોસવાનું ખાનું-ઘર.
Sod, *n.* જમીનમાં ઘાસની જડ ચોંટી રહેલી હોય તે.
Soda, *n.* એક પ્રકારનો ખાર.
Sofa, *n.* લાંબો ગાદીવાળો બેસવાનો કોચ.
Soft, *a.* નરમ, પોચું, મધુર.—ly, *ad.* નરમાશથી. —ness, *n.* નરમાશ, પોચાશ.—en, *v. t.* નરમ

પાડવું, શાંત પાડવું. *v.i.* નરમ થવું,—ને દયા આવવી.
Soil, *n.* પૃથ્વીનું ઉપરનું પડ, ભોંય, ડાઘ. *v.t.* —ઉપર ડાઘ પાડવા.
Sojourn, *n.* મુસાફર તરીકે ઉતારો, થોડા વખતને વાસ્તે વાસ. *v.i.* થોડો કાળ રહેવું.—er, *n.* મુસાફર, પ્રવાસી.
Solace, *n.* દીલાસો, મન વાળવાનું કારણ-ઠેકાણું. *v.t.* શોકમાં હિમ્મત આપી મનનું સમાધાન કરવું.
Solar, *a.* સૂર્યનું.
Solder, *n.* ઝાળણ. *v.t.* ઝાળણથી સાંધવું.
Soldier, *n.* સીપાઈ, શુરવીર.—y, *n.* સીપાઇ લોક.
Sole, *n.* પગનું તળીયું. *a.* એકલું.—ly, *ad.* એકલું, માત્ર, ફક્ત.
Solemn, *a.* ધર્મસંબંધી, પવિત્ર, ગંભીર, વિધિપૂર્વક.—ize, *v.t.* વિધિ પ્રમાણે પરિપૂર્ણ કરવું, ધાર્મિક દબદબો આપવો.
Solemnity, *n.* ધર્મ સંસ્કાર.
Solicit, *v.t.* વિનંતી કરવી, માગવું.—ation, *n.* અરજ, વિનંતિ.—or, *n.* માગનાર, યાચક, વકીલ.—ous, *a.* આતુર, કાળજીવાળું.—ude, *n.* ચિંતા, કાળજી, ફિકર.
Solid, *a.* નક્કર, મજબૂત.—ity, *n.* નક્કરપણું, કઠિણપણું.
Soliloquy, *n.* પોતાના મન સાથે બોલવું તે, આત્મભાષણ.

Solitary, *n.* સન્યાસી. *a.* એકાંતવાસી, ઉદાશ, એકજ.

Solitude, *n.* એકાંતવાસ, અસંગત.

Solstice, *n.* અયન, (Summer solstice) દક્ષિણાયન. (Winter solstice) ઉત્તરાયન.

Soluble, *a.* પ્રવાહી પદાર્થમાં ઓગળે એવું.

Solution, *n.* મુશ્કેલ સવાલનો ખુલાસો, પીગળવું તે, નિરાકરણ, મિશ્રિત પ્રવાહી પદાર્થ.

Solve, *v.t.* —નો ખુલાસો કરવો.

Solvent, *a.* બીજા પદાર્થને પીગળાવે તેવું.

Somber, *a.* ઝાંખું, ઘેરૂં, ઉદાશ, ગંભીર.

Some, *a.* કેટલુંક-કેટલાએક, કોઈએક.—body, *n.* એક જણ.—how, *ad.* ગમેતેમ કરીને.—thing, *n.* કંઈ વાત.—time, *ad.* અગાઉ, કોઇ વખત.—what, *ad.* કંઈક.—where, *ad.* કોઈ ઠેકાણે.

Somersault, *n.* } ગુલાંટ, ગોઠમડું.
Somerset, *n.* }

Somniferous, *a.* ઉંઘ આવે તેવું.

Somniloquist, *n.* ઉંઘમાં વાતો કરનાર.

Son, *n.* દીકરો, છોકરો.—in law, *n.* જમાઈ.

Song, *n.* ગાયન, ગીત, કવિતા.

Songster, *n.* ગવૈયો, ગાનાર પક્ષી.

Sonnet, *n.* ચૌદ લીટીનો એક અમુક પ્રકારનો અંગ્રેજી [છંદ.

Sonorous, *a.* રણકાદાર, ઉંચા અવાજવાળું.
Soon, *ad.* જલદીથી.
Soot, *n.* મેશ, કાજળ.
Soothe, *v. t.* મીઠી વાતથી ખુશ કરવું.
Soothsay, *v. i.* ભવિષ્ય કહેવું.—er, *n.* જોષી, ભવિષ્યવક્તા.
Sophism, *n.* (ખરી દેખાતી) ખોટી તકરાર.
Sophist, *n.* સુફી, વિદ્વાન, આભાસવાદી.
Soporiferous, *a.* નિંદ્રાજનક.
Sorcerer, *n.* જાદુગર, ઇલમી.
Sorcery, *n.* નજરબંધી, જાદુ.
Sordid, *a.* હલકું, તુચ્છ.
Sore, *n.* શરીર ઉપર છોલાયેલી ચામડી, ગુમડું. *a.* સુજેલું, કઠણ, ભારે.
Sorrow, *n*, શોક, જીવનો બળાપો. *v. i.* જીવ બાળવો, દિલગીર થવું.—ful, *a.* ખીજ, ઉદાશ, દુઃખી.
Sorry, *a.* નાખુશ, દુઃખી, હલકું, દિલગીર.
Sort, *n.* જાત, પ્રકાર. *v, t.* જાત પ્રમાણે જુદું કાઢવું.
Sot, *n.* પીધેલ માણસ, છાકટો.—tish, *a.* છાકટું, જડબુદ્ધિવાળું.
Soul, *n.* આત્મા, ચેતન, ઉદાટ.
Sound, *n.* અવાજ, સાદ, સામુદ્રધુની. *a.* નિરોગી, ખૂબ. *v. t.* અવાજ કાઢવો, વગાડવું, -ની ઊંડાઈ માપવી. *v. i.* વાગવું, ગાજવું.—ly, *ad.* યથાયોગ્ય.

Soup, *n.* માંસ ભાજી તરકારી વગેરેનો સેરવો, સુપ.
Sour, *a.* ખાટું. *v. t.* ખાટું કરવું. *v.i.* ખાટું થવું.
Source, *n.* મુળ, ઉત્પત્તિસ્થાન. [ણામાં નાંખવું.
Souse, *n.* મીઠામાં કરેલું અથાણું, બોળ. *v.t.* અથા-
South. *n.* દક્ષિણ દિશા. *a.* દક્ષિણનું.—east, *n.* અગ્નિ કોણ.—ern, *a.* દક્ષિણ દિશા તરફનું.—ward, *ad.* દક્ષિણ તરફ.—west, *n.* નૈઋત્ય કોણ.
Sovereign, *n.* અધિરાજ, રાજા, આશરે દશ રૂપિયાની કિંમતનો સોનાનો શિક્કો. *a.* શ્રેષ્ઠ, મુખ્ય.—ty, *n.* મુખ્ય સત્તા.
Sow, *n.* ડુક્કરની નારી, ભુંડણી. *v. t.* વાવવું, વેરવું.
Space, *n.* જગ્યા, કાળ, છાપેલી ચોપડીઓમાં લીટીઓ કે શબ્દ વચ્ચે મૂકેલો માગ, શબ્દ કે અક્ષર વચ્ચે જગ્યા રાખવાનું બીબું.
Spacious, *a.* વિસ્તારવાળું.
Spade, *n.* એક પ્રકારનું ખોદવાનું હથિઆર.
Span, *n.* વેંત, ટુંકાપણું. *v. t.* વેંતથી ભરવું.
Spaniel, *n.* એક પ્રકારનો તીવ્ર બુદ્ધિવાળો ને કહ્યાગરો કુતરો. [કસર કરવી. *v. t.* બચાવવું.
Spare, *a.* થોડું, ઓછું, કસરિયું, દુબળું, ફાલતું. *v. i.*
Sparing, *a.* થોડું, કસરીયું.—ly, *ad.* કસરથી, કોઈ વખતે દયાભાવથી.

Spark, *n.* ચણુગારી, લેશ, રજ.
Sparkle, *n.* ન્હાની ચણગી. *v. t.* -માંથી નિકળવું. *v. i.* -માંથી તણખા ચળકાટ નીકળવો, ચળકવું.
Sparkling, *a.* ચળકતું, તેજસ્વી.
Sparrow, *n.* ચક્લી, ચકલી.
Spasm, *n.* તાણ, આંકડી, ખેંચ, ગોળો.
Spatter, *v. t.* ઉપર છાંટા પાડવા. [ન્મ આપવો.
Spawn, *n.* દેડકી-માછલીનાં ઇંડાં. *v.i.* & *t.* -ને જ-
Speak, *v. i.* બોલવું. *v. t.* કહેવું.—er, *n.* બોલ-નાર, પ્રમુખ.
Spear, *n.* ભાલો. *v.t.* ભાલો ઘોચીને મારવું.—man, *n.* હથિયારને ઠેકાણે ભાલો રાખનાર. [ખ્યત્વે કરીને.
Special, *a.* ખાસ, અમુક જાતી વાશેનું.—ly, *ad.* મુ-
Specie, *n.* રોકડ, નગદી.
Species, *n.* પ્રકાર, જાતી.
Specific, *a.* વિશેષ, અસાધારણ.—ation, હદ વિ-શેષ હકીકત બતલાવવી તે. *n.* રામબાણ ઉપાય.
Specify, *v. t.* વિશેષે કરીને કહેવું, બ્યાન કરવું.
Specimen, *n.* નમુનો, પાનીગી.
Specious, *a.* દેખીતું સાબિત; દેખાવડું.
Speck, *n.* ડાઘ; લેશ ચાઠું.
Spectacle, *n.* દેખાવ, તમાશો.—s, *pl.* ચશ્મા.

Spectator, *n.* જોનાર, તમાસગીર.

Spectre, *n.* ભૂત, પ્રેત, શેતાન. [કરવી, સટ્ટો કરવો.

Speculate, *v. t.* તર્ક-વિચાર કરવો, સટ્ટાની ખરીદી

Speculation, *n.* વિચાર, સટ્ટો, અટકળ.

Speculator, *n.* કલ્પના કરનનર, સટ્ટો કરનાર વેપારી.

Speech, *n.* વાણી, વાચા, ભાષા, બોલી.

Speed, *n.* ઉતાવળ, ઝડપ, ત્વરા. *v. i.* ઉતાવળ કરવી. —ily, *ad.* જલદીથી.—y, *a.* ઉતાવળું.

Spell, *n.* વારો બદલવો તે, વારો, જરાવાર, મંત્ર, જાદુ, મોહણી. *v. t.*–નો વારો બદલાવવો, જોડણી કહેવી –કરવી.

Spelling, *n.* જોડણી કરવી તે, જોડણી.

Spend, *v. t.* વાવરવું, ખરચવું, ઉડાવવું, ગુમાવવું. —thrift, *n.* ઉડાઉ માણસ.

Sphere, *n.* ગોળ, વિષય, પ્રકરણ.

Spherical, *a.* ગોળાકાર.

Spheroid, *n.* ગોળકલ્પ આકૃતિ, લંબગોળ, અંડગોળ.

Spice, *n.* ગરમ મસાલો. *v. t.* –માં મસાલો નાંખવો, મસાલાદાર કરવું.

Spicy, *a.* મસાલાદાર, તીખું, ઝમઝમાટ.

Spider, *n.* કરોળીઓ, એક પ્રકારનું વાસણ.

Spike, *n.* એક જાતનો ઘણો મોટો ખીલો, મેખ, કણુ-

ગો, કણસલું. *v. t.* ખીલાથી બેસાડવું-બંધ કરવું.

Spill, *v. t.* ઢોળવું, વેરવું, છલકાવવું.

Spin, *v. t.* કાંતવું.—ner, *n.* કાંતનાર.—ning, સુતર કાંતવું તે.—ning wheel, *n.* રેહેંટીયો, ચરખો. —ster, *n.* કુમારીકા, વગર પરણેલી સ્ત્રી.

Spindle, *n.* તરાક.

Spine, *n.* કરોડ, બરડાનો કાંટો.

Spiral, *a.* પેચ જેવું, ભમરિયા કુવા જેવું.

Spire, *n.* ઈસ્કુની ધાર જેવી વાંકી રેખા.

Spirit, *n.* ચૈતન જીવ, ભુત.—ed, *a.* જુસ્સાદાર, હિમ્મતદાર.—less, *a.* દમ વગરનું.—ual, *a.* આત્મારૂપી, પ્રાણરૂપી, ધર્મપ્રકરણનું.—uous, *a.* જલદ, કેફી, તેજનવાળું. [થુંકવું.

Spit, *n.* માંસ સેકવાનો લોઢાનો સળીઓ. *v. i.* or *t.*

Spite, *n.* અંટસ, દ્વેષ. *v. t.* દુઃખી કરવું.—ful, *a.* ખારીલું, કીનાખોર. [ણી-કાદવના છાંટા ઉડવા.

Splash, *v. t.* પાણી કાદવના છાંટા ઉરાડવા. *v.i.* પા-

Spleen, *n.* બહુરોળ, રોષ, ઉદાશી.

Splendid, *a.* ઝગઝગતું, ભભકાદાર.

Splendour, *n.* ઘણો ચળકાર, ભપકો, શોભા.

Splint, *n.*
Splinter, *n.* } લાકડાની પાતળી ફાડ. *v. t.* ચીરીને પાતળી ફાડો કરવી.

Split, *v. t.* ફાડવું. *n.* ચીરો, ફાટ. *v. i.* ફાટવું.
Spoil, *n.* લૂંટ, છીનવી લીધેલું તે. *v. t.* છીનવી લેવું, ખરાબ કરવું.
Spoke, *n.* પઈડાનો આરો, પગથિયું. *p.p.* of speak, બોલ્યો—sman, *n.* (કોઈની) તરફથી બોલનાર મ્હો.
Spoliation, *n.* લૂંટફાટ કરવી તે, છીનવી લેવું તે.
Sponge, *n.* વાદળી, ખુશામતી કરીને બીજાના રોટલા ખાનાર. *v. t.* વાદળીથી ભૂસી-લૂછી નાંખવું.
Sponsor, *n.* જામીન, ધર્મપિતા.
Spontaneous, *a.* સ્વાભાવિક, પોતાની ખુશીનું.
Spoon, *n.* ચમચો, પળી.
Sport, *n.* રમત, ખેલ. *v.t.* ગમ્મત કરવી, રમત કરવી. —ive, *a.* ખેલાડી, આનંદી.—sman, *n.* શિકારી, પારધી.
Spot, *n.* ડાઘ, કલંક, જગ્યા. *v. t.* ડાઘ પાડવા.
Spouse, *n.* પરણેલું માણસ, વર, વહુ.
Spout, *n.* પરનાળ, નાળચું. *v.t.* ફોગળો કરીને બહાર કાઢવું. *v. i.* સાંકડાં મ્હોંમાંથી જોરથી નીકળવું.
Sprain, *n.* કરમોડ ખાવો તે. *v. t.* કરમોડાવું.
Spray, *n.* ન્હાની ડાળી, પાણીના છાંટા.
Spread, *n.* ફેલાવો. *v. t.* પ્રસારવું. (સઢ) ચઢાવવો.
Sprig, *n.* ન્હાની ડાળી, છોકરો.

Sprightly, *a.* ચકોર, ચંચળ, ચપળ.
Spring, *n.* વસંત ઋતુ, ઝરો, ઝરણ. *v.i.* કૂદકો મારવો, નિકળવું.—tide, *n.* મોહોટો જુવાળ-ભરતી.
Sprinkle, *v. i.* છાંટવું, વેરવું.
Sprout, *n.* ફણગો, અંકુર. *v. i.* ફુટવું.
Spur, *n.* એડ, ઉત્તેજન, થાંભલાની ટુંકી લાકડાની કુંબી. *v. t.* એડ મારવી, એડ મારી ઉતાવળું ચલાવવું.
Spurious, *a.* ખોટું, નકલ. [મારવી.
Spurn, *n.* ધિક્કાર, તિરસ્કાર. *v. t.* ધિક્કાર કરવો, લાત
Spy, *n.* છુપો જાસુસ. ગુપ્ત દૂત. *v. t.* જોવું, તપાસવું.
Squabble, *n.* કલહ, કજીઓ. *v. i.* કજીઓ કરવો.
Squalid, *a.* ગંધાતું, ઘણું મેલું. [પાડવા.
Squall, *n.* ચીસ, વાવંટોળ. *v. i.* ચીસ-બુમ-બરાડા
Squander, *v. t.* ઉડાવવું, વાપરી નાંખવું.
Square, *n.* ચોરસ, ચોખંડી તકતી, ચોક, કાટખુણો (હથીઆર). *a.* ચોરસ, બરાબર. *v.t.* ચોરસ કરવું, મેળવવું, પતાવવું (હિસાબ). —નો વર્ગ કરવો. *v. i.* બેસતું હોવું-થવું, મુક્કી મારવા હાથ ઉગામવો.—root, *n.* વર્ગમૂળ.
Squash, *v. t.* છુંદવું, કચેરી નાંખવું. [*n.* પલાંઠી.
Squat, *a.* લપાઈ બેઠેલું. *v. i.* પલાંઠી વાળીને બેસવું.
Squeak, *n.* ચુંચું, કીકીઆરી. *v. i.* ચુંચું બોલવું.

Squeal, *n.* લાંબો તીણો અવાજ કરવો તે. *v. i.* ચીસ પાડવી.
Squeamish, *a.* અતિશય ખંતીલું, ચીકણું.
Squeeze, *v. t.* દાબવું, —ને હેરાનગતી પોહોચવી.
Squib, *n.* ફટાકો, પલિતો, નિંદાનું થોડું લખાણ.
Squint, *n.* વાંકી-બાડી નજરે જોનાર, બાડો, કાણો. *v. i.* બાડું જોવું, વાંકી નજરે જોવું.
Squirrel, *n.* ખીશકોલી.
Squire, *n.* See Esquire.
Squirt, *n.* નાની ઉતાવળી દદુડી–ધાર. *v.t.* પિચકારી મારવી.
Stab, *v. t.* ભોકવું, જખમ કરવો.
Stability, *n.* મજબુતી, ટકાઉપણું.
Stable, *n.* તબેલો, અશ્વશાળા. *a.* મજબુત, ટકાઉ.
Stack, *n.* ગંજ, ગંજી, ઓગલો. *v. t.* ગંજ કરવો.
Staff, *n.* લાકડી, સોટો, સૈનાપતીની હજુરના કામદારો, કામ કરનારાઓની ટોળી.
Stag, *n.* સાબર.
Stage, *n.* ઉંચું સ્થાન, નાટક સ્થળ, મુકામ.
Stagger, *v. t.* લથડીયું ખવાડવું. *v. i.* લથડીઆં ખાવાં, પાછું હઠવા માંડવું.
Stagnant, *a.* બાંધેલું, સ્થિર, સુસ્ત.
Stagnate, *v. i.* સ્થિર રહેવું, મંદ પડવું.
Staid, *a.* શાણો, ગંભીર, પુખ્ત.

Stain, *n.* ડાઘ, એબ, કલંક, લાંછન. *v. t.* ડાઘ પાડવો-લગાડવો, -ઉપર ફૂલ વગેરેની આકૃતી છાપવી.
Stair, *n.* સીડીનું એક પગથિયું, સીડી, નીસરણી.—case, *pl.* કઠેરાવાળી સીડી-દાદરો.
Stake, *n.* અણીઆળી લાકડી-ખૂટો, મેખ, હોડમાં મુકેલી વસ્તુ. *v. t.* લાકડીને આધારે ઉભું કરવું.
Stale, *a.* વાસી, જુનું થયેલું. *v. t.* વાસી કરવું.
Stalk, *n.* સાંઠો, થડ. *v. i.* છાતી કાઢી મોટી મોટી ફલંગે ચાલવું. [નાની દુકાન.
Stall, *n.* ઢોર વીગેરે બાંધવાની જગ્યા, માલ વેચવાની
Stallion, *n.* તુખમ વધારવાને રાખેલો ઘોડો, વાલીઘેડો.
Stalwart, *a.* બાહાદુર, જુસ્સાદાર. [માંનું કેસર-દોરી.
Stamen, *n.* કોઇ પદાર્થનો નક્કર-મજબુત ભાગ, ફુલ-
Stammer, *v. i.* તોતડું-ગોબડું બોલવું. [છાડવો.
Stamp, *n.* છાપ, શિક્કો. *v. t.* છાપ મારવી, પગપ-
Stanch, *a.* મજબુત, સંગીન, દ્રઢ, ડગે નહીં એવું. *v.t.* (લોહી)વહેતું બંધ પાડવું-કરવું. *v. i.* (લોહીનું) વહેતાં બંધ પડવું-અટકવું.
Stand, *n.* સ્થાન, મુકામ, ઉંચી બેઠક, કાંઈ વસ્તુ મુકવાનું આસન, ટક્કર. *v. t.*-આગળ ટકવું. *v. i.* ઉભુ રહેવું-હોવું.—ing, *n.* ઉભું રહેવું તે, સ્થાન, મુદત, દરજ્જો. *a.* પાકો(રંગ) ચાલુ, કાયમ.—ish, *n.* કલ-

મહાન, દવાદ કલમ મુકવાનું ખાનું.—point, n. કાયમ જગા, દૃષ્ટિ.
Standard, n. વાવટો, ઝુંડો, ધોરણ, માપ.
Stanza, n. શ્લોક, બહુ પદી છંદ.
Staple, n. વેપારની મુખ્ય જનસ, દોરો, સાંકળનો નકુચો. a. મુખ્ય, ધોરી.
Star, n. તારો, ફુદડી(*)દીપે એવો પુરૂષ.
Starch, n. આર, ખેળ, આતડાપણું. v. t. અક્કડ કરવું, આર દેવો.
Stare, n. ટકટક જોઇ રહેવું તે. v. i. તાકીને જોઈ રહેવું. v. t. સામું ટકટકીને જોઇ રહેવું.
Stark, a. અક્કડ, મજબુત. ad. તદન, બિલકુલ.
Starry, a. તારાથી શોભીતું, તારા સંબંધી.
Start, v. i. ચમકવું, નીકળવું. v. t. પ્રારંભ કરવો.
Startle, v. t. ભડકાવવું, ચમકાવવું. v. i. ભડકવું, ચમકવું.
Starve, v. t. ભુખે મારવું, ટાઢે મારવું. v. i. ટાઢથી ઠુંઠવાઈને મરી જવું, ભુખે મરવું.
State, n. હાલત, ધામધુમ, રાજ્ય. a. સરકારી. v. t. હકીકતવાર લખવું, બયાન કરવું.—ly, a. શોભિતું, પાદશાહી.—ment, n. હકીકત, વર્ણન, હેવાલ.—sman, n. રાજનીતિજ્ઞ.
Station, n. જગા, નિમેલું કામ, હોદ્દો. v. t. નીમણુક કરવી, રાખવું તે.—ary, a. સ્થિર, અચળ, હોય તેવું

ને તેવુંજ.—er, n. કાગદી,લોટિયો મનિયાર.—ery, n.કાગળ વગેરે લખવાનો સામાન.

Statistics, n. દેશાવસ્થા.

Statuary, n. મુર્ત્તિ કોતરવાની વિદ્યા,મુર્ત્તિ બનાવનાર.

Statue, n. પૂતળું, પ્રતિમા.

Stature, n. માણુસની ઉંચાઈ-કદ.

Status, n. સ્થિતિ. (*quo*) એની એ હાલત.

Statute, n. લખીત કાયદો, કાયદો, ધારો.

Stave, n. સાંકડું-પાતળું પીપ બનાવવાનું પાટિયું, કડવું, પદ. v. t. ફોડવું, આગળ ધકેલવું.

Stay, n. મુકામ, ટકાવ. v. t. વાર લગાડવી, અટકાવવું. v. i. ટકવું, થોભવું. [સ્થિર, દૃઢ.

Stead, n. જગા, ઠેકાણે, બદલે. —fast, a. સજ્જડ,

Steady, a. સજ્જડ, અચળ, એક સરખું, નિરંતર. v. t. ઠેરવી રાખવું, સ્થિર રાખવું. [—th, n. ચોરી.

Steal, v. t. ચોરવું. v. i. છાનામાના જવું-આવવું.

Steam, n. વરાળ, બાફ. v. t. બાફ દેવો, બાફ દઇને રાંધવું. v. i. બાફ નીકળવો. —er, n. આગબોટ. —tug, n. ઝાઝ ખેંચવાની આગબોટ.

Steed, n. ઘણા પાણીવાળો ઘોડો, લડાઈનો ઘોડો.

Steel, n. ખરૂં લોઢું, પોલાદ. a. પોલાદનું. v. t. કઠણ કરવું, ઉપર પોલાદ ચઢાવવું.

Steep, *a.* ઉભું, ઉભા ચઢાવવાળું. *n.* ઉભો ચઢાવ-ટેકરો. *v. t.* બોળવું, ભિંજવવું. [ખર.

Steeple, *n.* ખ્રિસ્તી દેવળનો અણિયાળો મિનારો-શિ-

Steer, *n.* નાનો બળદ, વાછરડો. *v. t.* વહાણ હંકારવું-ચલાવવું. *v.i.* સુકાન ફેરવવું, રસ્તો લેવો-પકડવો.

Stem, *n.* મુખ્ય ભાગ, થડ, વંશજ, ડીંચકું. *v. t.* સામા થવું, અટકાવવું.

Stench, *n.* દુર્ગંધ, નઠારી વાસ.

Step, *n.* કદમ, પગલું, તજવીજ. *v. i.* કદમ ભરવું. —brother, *n.* ઓરમાન ભાઈ. —son, *n.* આંગળીઓ-સાવકો છોકરો. —ping-stone, *n.* પ્રથમ પગથિયું.

Sterile, *a.* ઉજ્જડ, વેરાન, વાંઝણી.

Sterling, *a.* અંગ્રેજી નાણું, સક્કાઇ, ખરું.

Stern, *a.* વહાણ-નાવનો પાછલો ભાગ. *a.* કઠોર, નિર્દય, ડગે નહીં એવું.

Stew, *v. t.* ધીમે તાપે સીજવવું. *n.* છિનાળખાનું, ધીમે તાપે સીજવેલું ભોજન, ગભરાટ.

Steward, *n.* ઘરનો કારભારી. [—y, *a.* ચીકણું.

Stick, *n.* લાકડી, છડી. *v. t.* વળગાડવું. *v.i.* વળગવું.

Stickle, *v. i.* ખોટી તકરાર કરવી, આગ્રહ કરવો,

હઠ કરવી. [ઘટ થવું.—necked, હઠીલું.

Stiff, *a.* અક્કડ, કઠણ.—en, *v. t.* અક્કડ કરવું. *v.i.*

Stifle, *v. t.* સ્વાસ રોકવો, ગુંગળાવવું.

Stigma, *n.* ડહામ, કાળી ટીલી, ડાઘ. —tize, *v. t.* ડહામ દેવો, કલંક લગાડવો.

Still, *n.* દારૂનું યંત્ર. *v. t.* શાંત કરવું. *ad.* હજુ સુધી. *a.* ચુપ, શાંત. —born, *a.* પેટમાં મુએલું, મુએલું જન્મેલું.—ness, *n.* શાંતી.

Stimulate, *v. t.* ઉશ્કેરવું, જોશ આણવો.

Stimulus, *n.* ઉત્તેજન, જાગૃતિ આણે તેવી વસ્તુ.

Sting, *n.* ડંખ, ડંખ મારવો તે, દુઃખ. —y, *a.* મખ્ખીચુસ, કંજુસ.

Stink, *n.* દુર્ગંધ. *v. i.* ગંધાવું ગંધ મારવી.

Stipend, *n.* પગાર. —iary, *n.* પગાર લેનાર.

Stipulate, *v. i.* ઠરાવ-કરાર કરવો.

Stipulation, *n.* ઠરાવ, બોલી, કરાર.

Stir, *v. t.* હલાવવું, ચલાવવું, ઉભું કરવું, ઉશ્કેરવું. *n.* હાલચાલ, ધામધુમ. *v. i.* હાથ પગ હલાવવા, મેહેનત કરવી.

Stirrup, *n.* પેંગડું.

Stitch *n.* બખિયો, ટાંકો. *v.t.* બખિયો દેવો, સાંધવું.

Stock, *n.* ઝાડનું થડ, થાંભલો, જડબુદ્ધિ માણસ, વંશ,

ભંડોળ. *pl.* હેડ. *v. t.* ભરી મુકવું.—ade, *n.* લુક્કડકોટ.—still, લાકડા જેવો સ્થિર, છાનુંમાનું.

Stocking. *n.* પગના મોજાં. [કોવત આવે એવું.

Stomach, *n.* પેટ, જઠર, ભુખ.—ic, *n.* પેટ-કાઠાનું

Stone, *n.* પથ્થર, શીલા, આંડ, ઠળીઓ, રત્ન, (Philosopher's stone)પારસમણી.—cutter, *n.* સલાટ.—fruit, *n.* ઠળીઆવાળું ફળ.

Stool, *n.* પાટલો, બાજઠ.

Stop, *n.* અટકાવ, ચિન્હ. *v. t.* બંધ કરવું, રોકવું, ઉભું રાખવું.—page, *n.* રોકાણ.—per, *n.* અટકાવનાર, દાટો.

Store, *n.* સંગ્રહ, ભંડાર. *v. t.* સંગ્રહ કરવો. *pl.* લશ્કરના સાહિત્યનો સંઘરો.—house, *n.* વખાર, ભંડાર, કોઠી —keeper, *n.* ભંડારી, કોઠારી.

Stork, *n.* એક પ્રકારનું લાંબી ચાંચવાળું પક્ષી, બગલું.

Storm, *n.* તોફાન, બખેડો, બળવો. —y, *a.* તોફાની, સખત. [જુઠ, માળ, મેડો.

Story, *n.* કહાંણી, કથા, ઈતિહાસ, જોડી કાઢેલી વાત,

Stout, *a.* મજબુત, જોરાવર.

Stove, *n.* ચુલો, ભઠ્ઠી.

Straddle, *v. i.* પગ પહોળા રાખી ઉભા રહેવું કે ચાલવું. *v. t.*-ઉપર ઘોડો પલંગીને ઉભા રહેવું-બેસવું.

Straggle, *v. i.* આડું ભટકવું, ફંટાવું.

Straight, *a.* સીધું:—en, *v. t.* સીધું કરવું. —forward, *a.* સીધું, પ્રમાણિક.—way, *ad.* પાધરૂં, તરતજ. [ગળવું, માથાકુટ કરવી.

Strain, *n.* આંચકો, તાણ, ગાવું તે. *v. t.* ચાળવું.*v.i.*

Strait, *n.* સામુદ્રધુની, અડચણ,સંકટ. *a.* સાંકડું.—en, *v. t.* અડચણમાં નાંખવું, સાંકડું કરવું.

Strand, *n.* કાંઠો, કિનારો. *v. t.* or *i.* કાંઠા ઉપર ચઢાવવું-ચઢી જવું.

Strange, *v. t.* પરદેશનું, પારકું, કૌતક ભરેલું. —r, *n.* પરાયો પુરૂષ, વાકીફ માણસ.

Strangle, *v. t.* ગળું દાબી મારી નાંખવું.

Strap, *n.* ચામડાનો-લુગડાનો પાટો-પટો.

Stratagem, *n.* યુક્તિ, દાવપેચ, કપટ.

Stratum, *n.* પૃથ્વીમાંનું માટી વીગેરેનું પડ, થર.

Straw, *n.* પરાળ, તણખલું. [કવો.

Stray, *a.* ભુલું પડેલું. *v. i.* ભટકતા ફરવું, રસ્તો ચુ-

Streak, *n.* ભોંયથી જુદા રંગનો લિસોટો-રેખ. *v. t.* —ઉપર જુદા જુદા રંગના લિસોટા કાઢવા.

Stream, *n.* વેહેળીયું, પ્રવાહ. *v. i.* વહેવું. —er, *n.* નિશાન, વાવટો.

Street, *n.* મહોલ્લો, શેરી, રાજમાર્ગ, પોળ, ખડકી.

Strength, *n.* જોર, કૌવત.—en, *v. t.* મજબુત કરવું, પુષ્ટિ આપવી. *v. i.* જોર આવવું, જોરાવર થવું.
Strenuous, *a.* પરીશ્રમ કરનારૂં, ઉદ્યોગી, મેહેનતુ.
Stress, *n.* ભાર, વજન, બોજ.
Stretch, *v. t.* લંબાવવું, ખેંચીને લાંબુ કરવું, સખત [કરવું.
Strew, *v. t.* વેરવું,-ઉપર વેરીને ઢાંકી નાંખવું.
Strict, *a.* ઘણુંજ ચોકસ, કઠણ.
Stride, *n.* ફલંગ, કુદકો. *v. t.* or *i.* ફલંગ મારવી.
Strife, *n.* કજીઓ, ઝગડો, લડાઇ.
Strike, *v. t.* મારવું, છાપવું, પાડવું, વગાડવું, નીચુંઉતારવું,(વાવટો), કરી નાંખવું (સોદો-સાટુ), અનાજ વગેરે ભર્યા પછી કાના ઉપરનું અનાજ કાઢી નાંખવું. *v. i.* ઘા મારવાનું કરવું, અથડાવું, વાગવું, ચઢાઇ કરવી.(વાવટો) નીચે ઉતારવો. *n.* (કારીગરોની) હડતાળ-બંધી. [ ધત્રો.—y, *a.* તારનું, રેસાવાળું.
String, *n.* દોરી, સુતળી, નાડું. *v.t.* ગુંથવું, તાર બાં-
Strip, *n.* કટકો,ચીપ. *v.t.* ઉઘાડું કરવું, કાઢી-ઉતારીલેવું.
Stripe, *n.* પાટો,પટ્ટી(જમીનથી જુદા રંગની).ઝપાટો. *v. t.* ઉપર પટાપટી પાડવી.
Stripling, *n.* છોકરો, ઉછરતો જુવાનીઓ.
Strive, *v.i.* ભારે મહેનત કરવી, લડવું, બરોબરી કરવી.
Stroke, *n.* ઝપાટો, ઘા, મરણતોલ ઘા. *v.t* હાથ ફેરવવો.

Stroll, *n.* સેહેલ.

Strong, *a.* જબરૂં, મજબુત, બળીયું, અમુક સંખ્યાના બળવાળું, ઘણી કેફવાળું, જલદ, ઘણું પુષ્ટિકારક.

Structure, *n.* બંધારણ, બાંધો, ઈમારત.

Struggle, *n.* કજીઆ, તરફડીઆં. *v. i.* હાથપગપછાડવા, તરફડીયાં મારવાં. [હાર કાઢી ભપકામાં ચાલવું.

Strut, *n.* ઠમકો, નખરો. *v. i.* નખરાં કરવાં, છાતી બ-

Stubborn, *a.* મમતી, અડીઅલ. —ness, *n.* મંમત, હુજ્જત, અડીઅલપણું.

Stud, *n.* બારીયું, બુટાન, ઘોડાશાળા.

Student, *n.* શિખનાર, વિદ્યાર્થી, અભ્યાસી.

Studious, *a.* વિદ્યાગરની, ઉદ્યોગી.

Study, *n.* અભ્યાસ, અભ્યાસનો વિષય, અભ્યાસ કરવાની કોટડી. *v. t.* or *i.* શીખવું. [કરાતીયું ખાવું.

Stuff, *n.* કાપડ, માલમતા. *v. i.* ખીચોખીચ ભરવું, અ-

Stumble, *n.* ગોથું ખાવું તે, ઠોકર ખાવી તે. *v. i.* ગોથું ખાવું, ફલાં ફલાં ચાલવું.

Stump, *n.* ઝાડનું રહેલું થડ, ઠુંઠું, ક્રીકેટની રમતમાં જમીનમાં ઘાલેલી લાકડી. *v. t.* ઠુંઠું કરવું. *v. i.* ધબ ધબ ચાલવું.

Stun, *v. t.* બેશુદ્ધ-બેહેરૂં કરવું.—થી બેભાન થવું.

Stunt, *v. t.* વધવામાં અટકાવ કરવો, ઠીંગરાઈ જાય

તેવું કરવું.
Stupendous, *a.* ચક કરી નાંખે એવું,અતિશય મોટું.
Stupefy, *v. t.* બેશુદ્ધ કરવું. [મૂર્ખાઈ.
Stupid, *a.* બુદ્ધિહીન, મૂર્ખાઇનું.—ity, *n.* જડપણું,
Stupor, *n.* બહેરાપણું, જડ બુદ્ધિ.
Sturdy, *a.* ઘણુંજ હઠીલું, મજબુત.
Stutter, *v. i.* તોતડું બોલવું.
Style, *n.* મીણ ચોપડેલી તખતી ઉપર લખવાની લેખણ જે અસલના લોક વાપરતા હતા તે, ટાંકણું, ઇબારત, ચાલ, ઢબ, ખિતાબ. *v. t.* –નુ નામ પાડવું, કહેવું, ખિતાબ આપવો.
Suavity, *n.* ખુશકારકપણું, મનોરંજકપણું.
Subaltern, *n.* હાથ નીચેનો અમલદાર, હાથ નિચેનું.
Subdivide, *v. t.* ભાગના ભાગ કરવા.
Subdue, *v. t.* જીતવું, બળહીન કરી નાખવું.
Subject, *n.* પ્રજા.(વ્યાકરણમાં)કર્ત્તા, વિષય. *a.* તાબેદાર, લાયક. *v. t.* અમલ નીચે લાવવું, જીતવું.
Subjection, *n.* તાબે રહેવું તે, આધીનતા.
Subjoin, *v. t.* સાંધવું, વધારવું.
Subjugate, *v.t.* જીતીને સ્વ કરવું.[સંકેત અર્થ-વાચ.
Subjunctive, *a.* વ્યાકરણમાં સંકેત રૂપ.--mood,
Sublime, *a.* ઉમદા, ઉંચું.

Sublimity, *n.* ઉંચાપણું, પ્રૌઢતા.
Submerge, *v. t.* પાણીમાં બોળવું-બુડાવવું.
Submission, *n.* શરણ થવું તે, નમ્રપણું, આધીનતા.
Submissive, *a.* તરત નમી પડે એવું, આધીન.
Submit, *v.t.* -ને શરણ-તાબે થવું. *v. i.* શરણ થવું.
Subordinate, *a.* નીચા-ઉતરતા હલકા દરજ્જાનું, તાબાનું. *v.t.* નીચા-હલકા-ઉતરતા પ્રકારનું કરવું-ગણવું.
Subscribe, *v. t.* -ની નીચે લખવું, સહી કરવી, ભરવું, (ટીપમાં) ઘરાક તરીકે નામ ઘાલવું.
Subscription, *n.* સહી, મંજુરી, ભરેલી રકમ, ઉઘરાણું.
Subsequent, *a.* પછીનું.—ly, *ad.* પછી.
Subservient, *a.* સહાયકારી, ઉપયોગી.
Subside, *v. i.* નીચે બેસવું, ઉતરવું, શાંત પડવું.
Subsidiary, *a.* મદદગાર, વધારાનું.
Subsidy, *n.* પૈસાની મદદ.
Subsist, *v. i.* હોવું, બની રહેવું, ગુજરાન થવું. *v. t.* ખોરાક પુરો કરવો.—ence, *n.* નિર્વાહ.
Substance, *n.* પદાર્થ, મતલબ, ચાંદ, પુંજી.
Substantial, *a.* વાસ્તવિક, ખરૂં, વિસાતવાળું, ગબ્બર ખાતું પીતું.—ly, *ad.* ખરી રીતે.
Substantiate, *v.t.* પુરાવાથી સાબીત કરી આપવું.
Substantive, *n.* (વ્યાકરણમાં) નામ, ભાવવાચક.

Substitute, *n.* અવેજમાં-બદલે મુકેલું માણસ, અવેજી. *v. t.* બીજાને ઠેકાણે-બદલે અવેજમાં મુકવું.
Substitution, *n.* બદલે મુકવું તે, અદલ બદલ.
Subterfuge, *n.* બચી જવાનું બ્હાનું.
Subterranean, *a.* જમીનમાંનું, ભોંયમાંનું.
Subtile, *a.* બારીક, તીવ્ર બુદ્ધિવાળું, નાજુક.
Subtle, *a.* લુચ્ચું, ખંધુ, પ્રપંચી, પોહોંચેલું.
Subtract, *v. t.* કાઢવું, (ગણીતમાં)બાદ કરવું.—ion, *n.* બાદ કરવું તે, બાદબાકી.
Suburb, *n.* પરૂં, સીમ, શેઢો.
Subversion, *n.* નાશ, પાયમાલ કરી નાંખવું તે.
Subvert, *v. t.* નાશ-પાયમાલ કરવું, ઉથલાવવું, -થી ભ્રષ્ટ થવું. [આવવું-થવું, ફતેહ પામવું.
Succeed, *v. t.* કોઈની જગ્યાએ આવવું. *v. i.* પછવાડે
Success, *n.* ફતેહમંદી, જય. —ful, *a.* સફળ, જય પામેલું.—ion, *n.* વંશ, કોઈની જગ્યાએ આવવું તે, અનુક્રમ.—ive, *a.* અનુક્રમનું, ચાલતું આવેલું. —ively, *ad.* એક પછી બીજુ, અનુક્રમે.—or, *n.* કોઈની જગ્યાપર પછી થનાર વારસ.
Succinct, *a.* સંક્ષિપ્ત, ટુંકુ. [પનો.
Succour, *n.* દુઃખમાં મદદ, આશ્રય. *v.t.* આશ્રયઆ-

Succulent, *a.* રસવાળું, રસદાર. [શકવું.
Succumb, *v. i.* શરણ થઈ જવું, હારી જવું, ટકી ન
Such, *a.* જેવું, એના જેવું.
Suck, *v. t.* or *i.* ચુસવું, ધાવવું.—le, *v. t.* ધવાડવું.—ling, *n.* ધવડાવીને ઉછેરેલું પ્રાણી.
Suction, *n.* ચુસવું તે, સોષણ. [*ad.* એકાએક.
Sudden, *a.* એકાએકનું, અકસ્માત,અણચિંત્યું.—ly,
Suds, *n.* સાબુનું પાણી.
Sue, *v. t.* –ઉપર દાવો કરવો, પાછળ લાગવું. *v. i.* વિનંતી કરવી, દાવો કરવો.
Suffer, *v. t.* ખમવું, ભોગવવું. *v. i.* દુઃખ ભોગવવું, ખરાબ થવું.—able, *a.* ખમવાજોગ. —ance, *n.* દુઃખ, પીડા ભોગવવી તે, સહનશીળતા.—er,*n.* ભોગવનાર, ખમનાર.—ing, *n.* દુઃખ, પીડા.
Suffice, *v. t.*or *i.* પુરતું હોવું, પુરૂ પાડવું.
Sufficiency, *n.* પુરતાપણું, શક્તિ..
Sufficient, *a.* જોઇએ તેટલું, બસ, ખપ જેટલું.
Suffocate, *v. t.* ગુંગળાવી નાંખવું, રૂંધાવવું.
Suffocation, *n.* રૂંધણ.
Suffrage, *n.* મત, સાક્ષી.
Sugar, *n.* ખાંડ, સાકર. *v. t.* –માં ખાંડ ભેળવવી. —cane, *n.* શેલડી–શેરડી.—candy, *n.* સાકર.

—mill, *n.* કોલ (શેરડી પીલવાનો). [કરેલી વાત.
Suggest, *v. t.* સુચવવું.—ion, *n.* ઈશારત, સુચના
Suicide, *n.* આત્મઘાત, આપઘાત.
Suit, *n.* પ્રયત્ન, પરણવાના વિચારથી સ્ત્રીની પ્રીતિ મેળવવાનો ઉદ્યોગ, દાવો. —able, *a.* લાયક, યોગ્ય. —or, *n.* અરજદાર, સ્ત્રીને પરણવાને માટે પ્રીતિ મેળવવાનો ઉદ્યોગ કરનાર, મુકરદમાનો પક્ષકાર.
Sullen, *a.* ઉદાસ, ચીઢિયું, હઠીલું.
Sulky, *a.* ચીઢિયું, ચઢેલા મ્હોવાળું.
Sulphur, *n.* ગંધક.
Sultry, *a.* ગરમ. [વાળો-હિસાબ કરવો.
Sum, *n.* સરવાળો, જુમલો, હિસાબ. *v. t.* —નો સર-
Summary, *n.* સારાંઉશ, સંક્ષેપ. *a.* સંક્ષિપ્ત, ટુંકામાં, ટાંચણ.
Summer, *n.* ઉન્હાળો.—house, *n.* ઉન્હાળામાં રહેવાનો બાગમાં બંગલો, ગ્રીષ્મગૃહ.
Summit, *n.* શિખર, ટોચ. [—up, એકઠું કરવું.
Summon, *v. t.* બોલાવવું, હાજર થવાને ફરમાવવું.
Sumptuous, *a.* ઘણો ખરચ થાય એવું, ઉમદા.
Sun, *n.* સૂર્ય, સૂરજ, તડકો.—burnt, *a.* તડકે સામળું પડી ગયેલું.—day, *n.* રવિવાર. —rise, *n.* સુરજનું ઉગવું તે, સુર્યોદય.—set, *n.* સુરજનું આ-

ચમતું તે, સુર્યરત.—shine, *n.* તડકો, સૂર્યનો પ્રકાશ.

Sundry, *a.* કેટલાંક, જુદું જુદું, પરચુરણ.

Sup, *v. t.* ઘુંટડો ભરવો, ચમચા કે હાથવતી નરમ પદાર્થ ખાવો, સાંજનું ભોજન-વાળુ કરવું.

Superabundance, *n.* અતિશયપણું, લીલાલેહેર.

Superannuated, *a.* ઘડપણથીઅશક્ત-નાલાયકથયેલો.

Superb, *a.* પ્રૌઢ, ઉમદા, કીમતી,

Supercilious, *a.* ગીન્નજી, મગરૂર.

Superficial, *a.* ઉપર ટપકેનું-ઉપરનું.

Superficies, *n.* સપાટી, જેને માત્ર લંબાઈને પોહોળાઈ છે એવી આકૃતી.

Superfine, *a.* ઘણુંજ ઉમદું.

Superfluous, *a.* જોઇએ તે કરતાં વધારે, નકામું.

Superintend, *v.t* તપાસવું, દેખરેખ રાખવી.—ence, *n.* ઉપરીપણું, દેખરેખ.—ent, *n.* દેખરેખરાખનાર.

Superior, *a.* ઉપરનું, અધિકાતું, શ્રેષ્ટ, અસ્વાધીન. *n.* ઉપરી.—ity, *n.* વડીલપણું, શ્રેષ્ટતા, ઉંચપણું.

Superlative, *a.* સર્વોતકૃષ્ટ. (વ્યાકરણમાં) ઉત્કર્ષવાચક.

Supernatural, *a.* દેવતાઇ, અલૌકિક.

Supernumerary, *a.* વધારેનું, ફાલતું.

Superscription, *n.* ઉપરનો લેખ, સરનામું.

Superstition, *n.* વહેમ, ઈશ્વર પુજામાં વહેમ, ખોટો ધર્મ.

Supersede, *v. t.* બરતરફ કરવો, ખસેડવું.
Superstitious, *a.* વહેમી, ભોળું, ધર્માંધ.
Supervisor, *n.* દેખરેખ રાખનાર.
Supine, *a.* ચત્તાપાટ, ઢળતું, સુસ્ત, નિરૂદ્યોગી. *n.* કૃદંત નામ, ભાવકૃદંત.
Supper, *n.* વાળુ, સાંજનું ભોજન.
Supple, *a.* નરમ, મોઢે મીઠું મીઠું બોલનાર. *v. t.* or *i.* નરમ કરવું-થવું.
Supplement, *n.* પૂરવણી, વધારો. *v. t.* વધારવું.
Suppliant, *a.* કાલાવાલા કરનાર.
Supplicate, *v. t.* વિનંતિ કરવી, કાલાવાલા કરવા.
Supplication, *n.* વિનંતિ, કાલાવાલા.
Supply, *n.* પુર્તિ, છત, પૂરવણી, ભરતી. *v. t.* પુરૂં પાડવું.
Support, *n.* ટેકો, આધાર. *v. t.* આધાર આપવો, ગુજરાન કરવું, ટેકો આપવો.
Suppose, *v. t.* ધારવું, કલ્પવું.
Supposition, *n.* ધારણા, કલ્પના.
Suppress, *v. t.* સમાવવું, બેસાડવું, દબાવી રાખવું.
Supremacy, *n.* સર્વોપરી અધિકાર, શ્રેષ્ટતા.
Supreme, *a.* સર્વોપરી, સર્વોત્કૃષ્ટ, અતિશય.
Sure, *a.* ભરૂસાવાળું, ખચીત.—ly, *ad.* બેશક, ખરેખર.—ty, *n.* ખચીતપણું, જામીનગીરી.
Surface, *n.* બહારનો ભાગ, સપાટી.

Surfeit, *n.* અતિશય ખાનપાન, અકરાંતીયું, ખાવું તે.
Surge, *n.* (દરીઆનું) મોજું.
Surgeon, *n.* વાઢકૂટીઓ, શસ્ત્રવૈદ્ય.
Surgery, *n.* વાઢકાપ, શસ્ત્ર વિદ્યા.
Surgical, *a.* શસ્ત્રવિદ્યાનું.
Surly, *a.* ખરાબ સ્વભાવનું.
Surmise, *n.* અનુમાન. *v. t.* અનુમાન કરવું.
Surmount, *v. t.* જીતવું–વશ કરવું.
Surname, *n.* અટક–અડક, ઉપનામ. [શ્રેષ્ટ, ચઢતું.
Surpass, *v. t.* હઠાવવું,–થી સરસ નીકળવું.—ing, *a.*
Surplus, *n.* બાકીનો ભાગ. *a.* વધારે રહેલું, વધારાનું, બાકીનું. [રવું-ગભરાવવું, ઓચીંતા તુટી પડવું.
Surprise, *n.* અજાયબી, ગભરાટ. *v. t.* એકાએક ઘેરવું-ગભરાવવું, ઓચીંતા તુટી પડવું.
Surrender, *v. t* સોંપવું. *v. i.* શરણ જવું, મુકી દેવું.
Surround, *v. t.* ઘેરી લેવું–ની પાછળ આવી રહેવું. —ing, *a.* આસપાસનું, ઘેરી લેતું.
Survey, *n.* બધે આંખ ફેરવી જોવું તે, માપણી, મોજણી. *v. t.* જોવું, જમીન માપણી કરવી.—or, *n.* તપાસ રાખનાર, મોજણીદાર.
Survive, *v. t.* –ના મુઆ પછી જીવવું.
Survivor, *n.* પાછળ જીવનાર.
Susceptible, *a.* -માં થઈ શકે એવું.

Suspect, *v. t.* વેહેમ આણવો. *v. i.* અણવિશ્વાસ આ-વવો, અટકળ બાંધવી.
Suspend, *v. t.* લટકાવવું, ટાંગવું, નોકરીથી દૂર રાખ-વું, થોડી મુદ્દત સુધી મોકુફ રાખવું.
Suspense, *n.* ઉચ્ચાટ, અનિશ્ચય.
Suspension, *n.* લટકાવી રાખવું તે, મુલતવી રાખવું તે, તપાસ થતાં સુધી ચાકરીપરથી દૂર કરવું તે.
Suspicion, *n.* વેહેમ, શક, અવિશ્વાસ, અંદેશો.
Suspicious, *a.* વેહેમી, અવિશ્વાસી.
Sustain, *v. t.* ટેકવી રાખવું.
Sustenance, *n.* ટકવી રાખવું તે, ખોરાક, પોષણ.
Sutler, *n.* લશ્કરનો મોદી.
Swaddle, *v. t.* પાટા બાંધવા-વીંટાળવા.
Swaddling cloth, *n.* ન્હાના બચ્ચાં પાછળ વીંટાળે-લું લૂગડું, બાળોતીયું.
Swagger, *v. i.* બડાઈ મારવી, અભિમાન કરવો.
Swallow, *v. t.* ગળી જવું, પચાવી પડવું, રોકવું, ખ-પાવી દેવું. *n.* ગળું, ભૂખ, આતુરતા.
Swallow, *n.* ચકલી, ચલ્લી, ચકલો.
Swamp, *n.* પાણીવાળી નીચી જગ્યા, કાદવવાળી જગ્યા.
Swan, *n.* રાજહંસ.
Swarm, *n.* ટોળું, જમાવ. *v. i.* ટોળું થઇને જવું આ-

વવું, ખીચોખીચ ભરાવું,–માં બહુ ટોળેટોળાં હોવાં.
Swarthy, *a.* કાળું. આચ્છા કાળા રંગનું.
Sway, *n.* સત્તા, હુકુમત, અધિકાર, (ત્રાજવાનો) ઝોંક. *v. t.* ધારણ કરવું,-ઉપર અમલ-અધિકાર ચલાવવો, વાળવું, ફેરવવું.
Swear, *v. t.* સમ ખવડાવવા. *v. i.* સમ ખાવા.
Sweat, *n.* પરસેવો. *v. i.* પસીનો થવો, વૈતરું કરવું.
Sweep, *v. t.* કચરો વાળવું. ઝાડવું, કચરો કાઢવો.
Sweet, *a.* ગળ્યું, મીઠું, ખુશબોદાર. *pl.* મીઠાઈ.—en, *v. t.* મીઠું-ગળ્યું કરવું, મીઠું થવું.—heart, *n.* પ્રીય, વહાલી.—ish, *a.* થોડું ગળ્યું.—meat, *n.* ગળ્યું ગળ્યું, મીઠાઇ.—ness, *n.* મીઠાશ, મધુરતા, ગળપણ.
Swell, *n.* સોજો, નદી વગેરેનું પૂર, દરીઆનાં મોજાં. *v.t.* ફુલાવવું, પુર આવવું. *v. i.* સુજવું.—ing, *n.* સોજો.
Swift, *a.* જલદ, ચાલાક, ઉતાવળો, પવનવેગે ચાલનાર, ઝડપી.
Swim, *v. i.* તરવું, ઉપરથી સરી જવું.—ming, *n.* [તરવું તે, તરવાનો હુન્નર.
Swindle, *v. t.* છેતરવું, ધૂતી લેવું.
Swine, *n.* ભુંડ, ડુક્કર.
Swing, *n.* હીંચવું તે, હીંડોળો. *v.i.* ઝૂલાવવું-હીંડોળવું. [ળવું.
Switch, *n.* ન્હાની સોટી. *v.t.* ન્હાની સોટીથી મારવું.

Swivel, *n.* આંકડો. નકુચો.
Swoon, *n.* મુર્છા, બેભાન. *v. i.* -ને મુર્છા આવવી.
Swoop, *n.* ઝડપ, ઝપાટો. *v.t.* એકદમ ઝડપીને લેવું.
Sword, *n.* તલવાર, સમશેર, લશ્કર, યુદ્ધ.
Sycamore, *n.* એક પ્રકારનું વડ જેવું ઝાડ છે.
Sycophant, *n.* ખુશામતિઓ.
Syllabic, *a.* વર્ણનું, અક્ષર સંબંધી.
Syllable, *n.* વર્ણ, સ્વરયુક્તવર્ણ.
Syllogism, *n.* (તર્કશાસ્ત્રમાં) ન્યાયશાસ્ત્રના ધારાને અનુસરીને આપેલી બેદલીલ અને તેના ઉપરથી નક્કી કરેલી દલીલ, ન્યાય.
Sylvan, *a.* જંગલનું, જંગલી.
Symbol, *n.* લક્ષણસૂચક ચિન્હ, અર્થવાન્ અક્ષર, ચિન્હ, ધર્મસિદ્ધાંત સાર.—ical, *a.* લક્ષણસૂચક.
Symmetrical, *a.* અવયવ શુદ્ધ, પરિપૂર્ણ.
Symmetry, *n.* આકારશુદ્ધિ, અંગપરિપુર્ણતા.
Sympathize, *v. t.* બીજાના દુઃખથી દુઃખી અને સુખથી સુખી થવું.
Sympathy, *n.* બીજાનું દુઃખ જોઈને દુઃખી થવું તે.
Symptom, *n.* ચિન્હ, નિશાન, લક્ષણ.
Syncope, *n.* કોઇપણ શબ્દની મધ્યમાંથી એક અથવા વધારે અક્ષરનો લોપ, મુરછા.

Syndic, *n.* કારભારી, વહીવટદાર.—ate, *n.* કારભારી-કામ ચલાવનાર મંડળી.
Synecdoche, *n.* લક્ષણા.
Synod, *n.* ધર્માધિકારીઓની મંડળી.
Synonym, *n.* એકાર્થી શબ્દ, તેજ અર્થનો બીજો શબ્દ.
Synopsis, *n.* બધાનો સાર, સારાંશ.
Syntax, *n.* વાક્યરચના.
Synthesis, *n.* સંયોજન, એકીકરણ, મીલન.
Syringe, *n.* પીચકારી. *v. t.* –માં પીચકારી મારવી.
System, *n.* વ્યવસ્થા, રચના, પદ્ધતિ.—atical, *a.* વ્યવસ્થિત, કાયદાસર.—atize, *v. t.* કાયદો બાંધવો, વ્યવસ્થા કરવી, ગોઠવવું.

---

# T.

T, ઇંગ્રેજી મુળાક્ષરનો વીસમો અક્ષર.
Tabasheer, *n.* વાંસના ગાંઠામાં બંધાયેલો પદાર્થ, વાંસની તપખીર.
Tabernacle, *n.* તંબુ, શિબિર, ઈશ્વર મંદિર.
Table, *n.* મેજ, સપાટ જમીન–દેશ, કોષ્ટક, કોઠો. —cloth, *n.* ટેબલપર નાંખવાનું લુગડું–કપડું. —land, *n.* ઉંચી સપાટ ધરતી.
Tablet, *n.* લખવા-ચીતરવા-કોતરવા સારૂં તકતી.
Tabular, *a.* મેજના જેવું સપાટ, ખાનાં કોઠા પાડી-

ને લખેલું.

Tacit, *a.* મોધમ, મુગું.

Taciturn, *a.* છેક થોડબોલું,કમસુખન.—ity, *n.* છેક કમ સુખની-સુખનાઈ.

Tack, *n.* ચુંક, મેખ. *v.t.* જોડી-વળગાડી-ટાંગી મૂકવું.

Tack, *n.* ઉંડી પહોંચ, કળવકળ, કળ, યુક્તિ.

Tactics, *n.* વ્યૂહ-સૈન્ય રચનાની વિદ્યા, કવાયત.

Tail, *n.* પૂંછડું, અંત, ખૂણો, કોઇ અમુક વારસનેજ મિલકત મળે એવો પ્રતિબંધ.

Tailor, *n.* દરજી.

Taint, *n.* વિકાર, કલંક, ચેપ, બગાડ.*v. t.* માઠી અસર પોંહોચાડવી, બગાડવું. *v. i.* મ્હો ફેરવવું-બગાડવા માંડવું, ઉપર આવવું.

Take,*v.t.* લેવું, કબજે કરવું. To lay hold of પકડવું, સપડાવવું,-નું મન હરી લેવું, ઉતારવું (છબી), માનવું, કબુલ રાખવું,દાખલ-સામેલ કરવું, ખાવું, પીવું. (ઓષડ વીગેરે)-નું માથું નમાવવું, જાણવું,સમજવું. *v. i.* માન્ય-પસંદ થવું, ખુશી થવું, આદરસત્કાર મેળવવો, અસર થવી, આશ્રય લેવો.—after,-ની નંકલ કરવી,-ના જેવાં હોવું.—for, ભુલાવો ખાવો.

Taker, *n.* લેનાર, સ્વીકારનાર, હરનાર.

Taking, ગરબડાટ, વ્યાકુળતા.

Talc, *n.* અબરખ, અભ્રક.

Tale, *n.* વાત, વારતા, ગણત્રી.—bearer, *n.* અહીંની વાત આહીં અને આહીંની વાત અહીં કેહેતો ફરનાર, અલાવડો.

Talent, *n.* શક્તિ, બુદ્ધિ, સંસ્કાર, કૌશલ્ય.—ed, *a.* બુદ્ધિમાન, સંસ્કારી, અકલવંત, કુશળ.

Talisman, *n.* તાવીજ, મંત્ર, જાદુ, માયા.

Talk, *n.* વાત, વાતચીત, ગપ, બૂમ, ગપાટો. *v.i.* બોલવું, બેશીને વાત કરવી, બડબડવું. *v. t.* બોલવું, કહેવું.—ative, *a.* લવરીખોર, વાવાતોડીયું.

Tall, *a.* ઉંચું, લંબુસ.—ness, *n.* ઉંચાઈ, લંબાઈ.

Tallow, *n.* ચરબી.

Tally, *n.* જોડ. (હિસાબનો) મેળ-જવાબ, બીજા સાથે બેસતું આવવું તે. *v. i.* or *t.* -નો જવાબ-મેળ મળી રહેવો-મેળવવો.

Talon, *n.* નખ, પંજો (પક્ષીના પગનો).

Tamarind, *n.* આમલી (ઝાડ), આમલી (ફળ).

Tambourine, *n.* ડફ (વગાડવાનું).

Tame, *a.* હળી ગએલું. *v. t.* હેળવવું.

Tamper, *v.t.* છેડવું, બતાવવું. *v.i.* નકામું માથું મારવું.

Tan, *v. t.* કેળવવું, કમાવવું. *n.* ચામડું કમાવવાને છુંદી-બચરડી તૈયાર કીધેલી ઓક વિગેરે ઝાડની છાલ, કાળાશ.—ner, *n.* ખાલપો, ચમાર.

Tangent, *n.* સ્પર્શરેષા.
Tangible, *a.* સ્પર્શનીય.
Tank, *n.* ટાંકું, હોજ.
Tantalize, *v. t.* ટમટમાવવું, મૃગજલ બતાવવું.
Tantamount, *a.* બરોબર.
Tap, *n.* ટચકો, ટપલી. *v. t.* ને *i.* ટચકો મારવો.
Taper, *n.* ટુંકડી મીણબત્તી. *a.* અણી થતું જતું. *v.i.* અણી થવી.
Tapestry, *n.* ભીંતના પડદા. *v. t.* ઉપર પડદા નાંખવા.
Tar, *n.* વિલાયતી ડામર, તાર. *v. t.* –ઉપર વિલાયતી ડામર લગાડવો.
Tardy, *a.* ધીરૂં, ઠંડુ, મંદ.
Tare, *n.* બારદાન. (a weed) જડીયું.
Target, *n.* નાની ઢાલ, લક્ષણ.
Tarry, *v. i.* ઉભા રહેવું, શોભવું.
Task, *n.* નીમી આપેલું કામ, પાઠ. *v.i.*–ને કામ આપવું.
Tassel, *n.* ફુમતુ, ઝુમખું.
Taste, *v. t.* –નો સ્વાદ જાણવો, ચાખવું.
Tattle, *v. i.* બડબડ કરવું.
Taunt, *v. t.* મ્હેણું મારવું. *n.* મ્હેણું.
Taurus, *n.* વૃષભરાશી, બળદ, બેલ.
Tautology, *n.* અનુવાદ.

Tavern, *n.* દારૂની દુકાન.—keeper, *n.* કલાલ.
Tawny, *a.* પીળચટું, બદામી રંગનું.
Tax, *n.* વેરો, જકાત. *v.t.* ઉપર કર બેસાડવો.—ation, *n.* કર મુકવો તે.
Tea, *n.* ચ્હા, ચ્હાનો ઉકાળો.—pot, *n.* ચ્હાદાની.
Teach, *v. t.* શીખવવું.—er, *n.* શિખવનાર, ગુરૂ.
Teak, *n.* સાગનું ઝાડ, સાગનું લાકડું.
Team, *n.* બળદ-ઘોડા વીગેરેનું જોડેલું જૂથ.
Tear, *n.* આંસુ. *v. t.* ફાડવું, ચીરવું.
Tease, *v. t.* રૂ-ઉન વગેરે પીંજવું, ખીજવવું.
Teat, *n.* આંચળ. [લગતું પારિભાષક.
Technical, *a.* કોઇ અમુક હુસ્તક્રિયા ઉદ્યમ, વિદ્યાને
Tedious, *a.* કંટાળો આવે એવું.
Teem, *v. i.* વિયાવું, -ને ગર્ભ રહેવો. [Tooth).
Teeth, *v. i.* દાંત આવવા. *n. pl.* of Tooth. (See
Telegraph, *n.* તારનો સાંચો.
Telescope, *n.* દુર્બીન.
Tell, *v. t.* હેવાલ આપવો, કહેવું. *v. i.* -ની અસર થવી.—tale, *n.* ચાડીઓવ ચુગલીખોર.
Temper, *n.* મીજાજ, સ્વભાવ, શરીરનું બંધારણ, ધાતુનું પાણી. *v.t.* મેળવણી કરીને જેવું જોઇએ તેવું બનાવવું, શાન્ત કરવું.

Temperament, *n.* દેહનું બંધારણ, મિજાજ.
Temperance, *n.* નિયમિત પણું, મિતતા.
Temperate, *a.* માફક, મિતાહારી.
Tempest, *n.* મહાભારત તોફાન, વાઝોડું. —uous, *a.* મહાભારત તોફાન જેવું.
Temple, *n.* દેહેરૂં, મંદીર.
Temporal, *a.* આ લોકનું, દેહનું.
Temporary, *a.* થોડા દહાડાનું.
Temporize, *v. i.* જમાનાને અનુસરીને ચાલવું.
Tempt, *v. t.* સમજાવવું, લલચાવવું.
Temptation, *n.* લોભાએલાપણું, લાલચ.
Ten, *a.* દસ. *n.* દસકો.—th, *a.* દસમો.
Tenable, *a.* રાખી-રક્ષણ કરી શકાય એવું.
Tenacious, *a.* ચિમ્મડ, ચીકણું, દુરાગ્રહી.
Tenacity, *n.* ચિકાશ, આગ્રહ.
Tenant, *n.* ભાડે રહેનાર, ખેડૂત.
Tend, *v. t.* –ની પાસે જોઈતું આપવાને રહેવું, ચરાવવું. *v. i.* વળવું, ફંટાવું.
Tendency, *n.* મનનું વલણ, રૂખ, ઇચ્છા.
Tender, *a.* કોમળ, કુમળુ. *v. t.* ભરવાનું કહેવું, નિવેદન-હાજર કરવું. *n.* કોમળપણું તે, ઈજારો વિગેરે માથે રાખવીને તૈયાર છું એમ લખી જણાવવું તે અ-

થવા જેમાં લખી જણાવેલું હોય એવો કાગળ.—ness, *n.* નીવેદન, આળાપણું.
Tendon, *n.* હાડકાં સાથે માંસને વળગાડનારી રેશા.
Tenet, *n.* વિચાર, મત.
Tenon, *n.* લાકડાનું સાલ. *v. t.* –નું સાલ કહાડવું.
Tenor, *n.* તરેહ, સ્વરૂપ, તાસીર.
Tense, *n.* કાળ. *a.* તસ તસ થતું, તંગ.
Tension, *n.* તસતસાટ.
Tent, *n.* તંબુ, રાવઠી, બત્તી.
Tenuity, *n.* પાતળાશ, ઝીણાશ.
Tenure, *n.* જે રીતે જમીન રાખવમાં આવે છે તે.
Tepid, *a.* હુંફાળું, કોકરવરણું.
Term, *n.* મર્યાદા, વખત, મુદત, શરત.
Terminate, *v. t.* મર્યાદા બાંધવી.–નો અંત લાવવો. *v. i.* સુધી પહોંચવું.
Termination, *n.* અંત, છેડો, પ્રત્યય. [અગાશી.
Terrace, *n.* જમીન ઉપર કરેલો બીજો ઓટલો–ચોરો,
Terrestrial, *a.* પૃથ્વી ઉપરનું, લોકનું.
Terrible, *a.* ભયંકર, ત્રાસદાયક.
Terrific, *a.* ભયંકર, ભયાનક.
Terrify, *v. t.* બીહીવડાવવું, ડરાવવું.
Territory, *n.* અમલ તળેનો દેશ.

Terror, *n.* ત્રાસ, ઘણું ભય. [*n.* એકાંતરીઓ તાવ.
Tertian, *a.* ત્રીજે દહાડે આવનારૂં, એક આંતરીયું.
Test, *n.* ધાતુઓને ઓગાળી તેને શોધવાની વાડકી, પારખ.
Testament, *n.* વસીઅતનામું, (બાઈબલ)કરાર.
Testator, *n.* વસિઅતનામું કરનાર.
Testicle, *n.* ખાયો, આંડવો.
Testify, *v. i.* or *t.* કોઇ વાત વિષે ખાતરીથી કહેવું.
Testimonial, *a.* સારી ચાલ વિષેનું સરટીફીકેટ.
Testimony, *n.* સાક્ષી, જુબાની.
Text, *n.* મૂળ લખાણ, વાક્ય.
Texture, *n.* થાન, તાકો, વણતર, કુમાશ.
Than, *conj.* કરતાં, થી.
Thank, *n. pl.* માનેલો પાડ. *v. t.*–નો પાડ માનવો.
—ful, *a.* પાડીલું, ઉપકાર માનનાર.
That, *pron.* તે, પેલું. [ઝાપલી નાંખવી.
Thatch, *n.* છાવણ (પરાળ વીગરેનું). *v. t.* છાપરાંપર
Thaw, *n.* બરફનું ઓગળી જવું તે. *v. t.*–નું પાણી કરી નાંખવું. *v. i.* પાણી થઈ જવું.
The, *art.* એ, તે.
Theatre, *n.* નાટકશાળા, રંગભૂમિ.
Thee, *pron.* તને.

Theft, *n.* ચોરી, ચોરીનો માલ.
Their, *pron.* તેઓનું.
Theism, *n.* ઈશ્વર છે એવું મત, આસ્તિકવાદ.
Theist, *n.* આસ્તિક.
Them, *pron.* તેઓને, એઓને, તેમને.
Theme, *n.* પ્રકરણ, વિષય,
Then, *ad.* તે વખતે, પછી, તેથી, એમ છેતો. *a.* તે વખતનું.
Thence, *ad* ત્યાંથી.—forth, forward, *ad.* ત્યારથી, તે વખતથી.
Theocracy, *n.* ઈશ્વરસત્તાક રાજ્ય, ઈશ્વરરાજ્ય.
Theology, *n.* દેવવિદ્યા.
Theorem, *n.* પ્રમેય, સાધ્ય પ્રતિજ્ઞા.
Theory, *n.* તર્કની વાત, શાસ્ત્ર.
There, *ad.* તે જગોએ, ત્યાં.—about, *ad.* એટલામાં, એટલા તેટલામાં, લગભગ.—after, ત્યાર પછી, તે પ્રમાણે, તે જાતનું.—at, તે ઉપરથી.—by, તે કારણ સર.—fore, *ad.* તેટલા માટે.—from, તેમાંથી.—in, તેમાં.—of, તેનું.—on, *ad.* તે-આ ઉપર.—upon, *ad.* તે ઉપરથી, તેથી.
Thermometer, *n.* ગરમી અને ઠંડી માપવાનું યંત્ર, ઉષ્ણ શૈત્ય માપક યંત્ર.
Thesis, *n.* પક્ષ, પ્રતિજ્ઞા, નિબંધ.

They, *pron.* તેઓ. [*v. t.* જાડું કરવું, ડોળવું.
Thick, *a.* જાડું, ઘાડું.—ly, *ad.* પાસે પાસે.—en,
Thicket, *n.* વૃક્ષની ઝાડી.
Thief, *n.* ચોર, તસ્કર.
Thievish, *a.* ચોટ્ટું, ચોરીથી પોતાનું કામ કરતું.
Thigh, *n.* જાંગ, સાથળ, થાપો.
Thimble, *n.* અંગુઠી. [પાતળું કરવું.
Thin, *a.* પાતળું. *ad.* આઘું આઘું રહે તેમ. *v. t.*
Thine, *a.* ત્હારૂં. [ગડાંલત્તાં, ગાંસડા પોટલાં.
Thing, *n.* નિર્જીવ વસ્તુ, ચીજ, જણસ, બિના. *pl.* લુ-
Think, *v. t.* ધારવું, વિચાર કરવો. *v. i.* યાદ આવવું.
Third, *a.* ત્રીજું. *n.* તૃતિયાંશ.—ly, *ad.* ત્રીજું-ત્રી-
જું એકે. [હું.—y, *a.* તરસ્યું.
Thirst, *n.* તરસ. *v.i.* તરસ લાગવી, -ના ભુખ્યા હો-
Thirteen, *a.* તેર. *n.* તેર એ સંખ્યા.—th, *a.* તેરમું.
Thirty, *a.* ત્રીસ.
This, *a.* આ.
Thistle, *n.* કાંટાનું ઝાડ, ઊંટકંટો.
Thither, *ad.* ત્હાં, ત્યાં.
Thong, *n.* ચામડાનો બંધ.
Thorax, *n.* છાતી, ઉર, સ્થળ.
Thorn, *n.* મ્હોટો કાંટો, સૂળ.—y, *a.* કાંટાવાળું.

Thorough, *a.* આરપાર જનારૂં, સંપૂર્ણ.—fare, *n.* ખુલ્લો રસ્તો,ધોરી રસ્તો.—ly,*ad.*બિલકુલ, પૂરેપૂરૂં.

Thou, *pron.* તું.

Though, *conj.* તોપણ, અગરજો, એમ છતાં.

Thought, *n.* વિચાર કરવો તે, વિચારશક્તિ, વિચાર. —ful,*a.* વિચારમાં પડી ગએલું,વિચારવંત.—less, *a.* વિચાર વગરનું.

Thousand, *a.* હજાર.

Thraldom, *n.* ગુલામગિરી, દાસત્વ.

Thrash, *v. t.* કણસલામાંથી દાણા છૂટા પાડવા સારૂં [ઝુડવું.

Thread, *n.* રેશમ-સુતરનો તાંતણો. *v. t.* -માં દોરો પરોવવો.—of a screw, *n.* પેચ.

Threat, *n.* ધમકી.—en, *v.t.* ધમકી આપવી.—ing, *n.* ધમકી બતાવતું હોય એવું, ધમકાવતું.

Three, *a.* ત્રણ. —fold, *a.* ત્રમણું.

Threshold, *n.* ઉમરો, આરંભ.

Thrice, *ad.* ત્રણવાર.

Thrill, *v. t.* -થી વિંધાઈ-ફૂટી જવું. *n.* ઝણઝણી.

Thrive, *v. i.* પૈસા કમાવા, ચઢતી કળા થતી જવી.

Throat, *n.* ગળું, કંઠ.

Throb, *v. i.* હમેશાના કરતાં વધારે જોરથી ધબકવું.*n.* [ધબક ધબક થવું તે.

Throne, *n.* રાજ્યાસન, ગાદી.

